# English Drugs
# &
# Diseases of Children
# &
# Treatment.



# બાળ વ્યાધિ અને તેના ઉપચારો.

જે. એમ. રાવળ, સી. ઇ.

અમદાવાદ.

# ENGLISH DRUGS
&
# DISEASES OF CHILDREN & TREATMENT.

# બાળવ્યાધિ
અને
# તેના ઉપચારો.

**ખાસ કરીને.**

અતિશય કામને લીધે ફુરસદ નહી મળી શકતી હોય તેવા દાકતરોને અને સિનિયર મેડીકલ સ્ટુડંટને માટે હમેશા પાસે રાખી શકે તેવું સંક્ષિપ્ત વર્ણનથી ભરપુર કરવામાં આવેલું છે.

---

**છપાવી પ્રસિદ્ધ કર્તા.**

**જગજીવનદાસ મહાસુખરામ રાવળ. સી. ઇ.**
માંડવીની પોળમાં લાલાભાઈની પોળ–**અમદાવાદ.**

---

પ્રથમ આવૃત્તિ. સને ૧૯૧૬ પ્રત ૫૦૦
કિંમત. ૩-૦-૦

અમદાવાદ શાહપુર નવી પોળ—શ્રી પ્રજાહિતાર્થ
મુદ્રાલયમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.



# નોટીસ.

## હમારે ત્યાંથી નીચેના પુસ્તકો મળશે.

મેટિરીયા મેડિકા ગુજરાતી ભાષામાં. કી. રૂ. ૪)

પોકેટ પ્રિસ્ક્રાઇબર બે ભાગ ગુજરાતીમાં. કી. રૂ. ૩)

ડીઝીજ ઓફ ચીલ્ડ્રન અને ટ્રીટમેન્ટ ગુજરાતીમાં. કી. રૂ. ૩)

મેડિકલ ડિક્ષનરી અંગ્રેજી તથા ગુજરાતી. કી. રૂ. ૪)

મળવાનું ઠેકાણું.

જગજીવનદાસ મહાસુખરામ રાવળ. સી ઈ.

માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં—અમદાવાદ

# પ્રસ્તાવના.

આ પુસ્તકની અંદર જે જે દવાઓ નાના બચ્ચાઓને માટે લખવામાં આવી છે. તેજ દવાઓ મોહોટા માણસને પણ આપવામાં આવે છે, પરંતુ તેની અંદર ફેર માત્ર એટલોજ છે કે, તેની માત્રા ઉમરના પ્રમાણમાં આપવામાં આવી છે, તેની સાથે કેટલીક દવાઓ બચ્ચાઓ સહન કરી શકશે કે કેમ, અને કેવા રૂપમાં આપવી જોઇએ વિગેરેનું સ્પષ્ટીકરણ કરી બતાવવામાં આવ્યું છે. જેથી કરીને વૈદિકીય. ઉપચાર સંતોષકારક નીવડે, એટલુંજ નહી પણ દાક્તરોના કામના દબાણને લીધે નાના બચ્ચાઓની માત્રાઓનો હીસાબ કરતા વખત લાગે છે અથવા કેટલીક વખત હીસાબમાં ભુલ થવાથી વધુ ઓછી અપાઈ જાય છે, અને તેમ થવાથી ગંભીર પરીણામ આવે છે, તે ન થવા માટેજ આ પુસ્તક બનાવવામાં આવ્યું છે.

જો (૨૦) વરસના માણસની માત્રા એકાંક હોય, ત્યારે નાહાનાં બચ્ચાઓને સરાસરી નીચે મુજબની માત્રાઓ અનુકુળ થશે.

| | | | |
|---|---|---|---|
| ૧ વરસના | બચ્ચાંને | | ૧/૧૮ થી ૧/૧૨ |
| ૧ થી ૨ | ,, | ,, | ૧/૧૨ થી ૧/૮ |
| ૨ થી ૪ | ,, | ,, | ૧/૬ |
| ૪ થી ૭ | ,, | ,, | ૧/૪ |
| ૭ થી ૧૦ | ,, | ,, | ૧/૨ |
| ૧૦ થી ૧૧ | ,, | ,, | ૨/૩ થી ૩/૪ |

એકાંક એટલે મોટા માણસની માત્ર, એક ઔંસ અથવા એક ડ્રામ હોય તો ૧ વરસના બચ્ચાને તેનો ૧/૧૮ થી ૧/૧૨ મો ભાગ આપવો વિગેરે.

પરંતુ ખાસ કરીને જ્યારે (એન્ટીપાઇરેટીક અથવા નારકોટીક) ગરમી ઓછી કરનાર, અથવા, ઘેન લાવનાર દવાઓ આપવાની જરૂર જણાય ત્યારે ઉપરની માત્રાઓ કરતાં પણ હમેશાં શરૂવાતમાં ઘણાજ નાના પ્રમાણથી શરૂ કરવી, અને જેમ જેમ બચ્ચાંને અનુકૂળ આવે તેમ તેમ માત્રા વધારી ઉપરના ટેબલમાં બતાવ્યાં મુજબ ઉમરના પ્રમાણમાં આપવી. અને તેવી દવાઓનું માપ અથવા વજન અંગ્રેજી માપ પ્રમાણે થવું જોઇએ પ્રવાહી હોય તો મેજર અથવા મીનીમ ગ્લાસલી માપનું અને ભુકી વિગેરે

નજર હોય તો તોલથી લેવી જોઇએ, પણ અડસટ્ટેથી કદી પણ તેવી દવાઓ આપવી નહી.

---

## દવાઓ આપવાના પ્રકાર.

**પાઉડર**—ભુકી. ભુકીના પડીકા વજનમાં મોહોટા થવા નહી જોઇએ. સાત ગ્રેન નાના બચ્ચાંઓને અને પંદર ગ્રેન મોહોટા બચ્ચાંઓને બસ થશે. કદાપી જેઠી મધના ભુકા જેવી દવાઓ વધારે પ્રમાણમાં (૧થી ૧ ડ્રામ) આપવી પડે તો, પ્યાલામાં થોડા ગ્લીસરાઇનમાં મેળવી તેમાં પાણી નાંખી હલાવી પાઇ દેવી.

નાના બચ્ચાંઓને બે ત્રણ મહીના પછી મોહોંમાંથી લાળ નીકળે અને ગળવાની શક્તિ હોતી નથી, માટે કોઈ પણ દવા ગોળીના રૂપમાં આપવી નહી, કારણ ગોળી પેટમાં ગયા પછી કેટલીક વાર ઓગળ્યા શિવાય ઝાડા વાટે આખીને આખી નીકળી જાય છે. તેમજ ભુકી પણ ગળાવતાં ઘણી મુશ્કેલી પડે છે, માટે પાંચ વરસની ઉમરની અંદરના બચ્ચાંઓને માટે ગોળીઓના રૂપમાં દવા આપવી એ સલાહ કારક નથી. પાંચ વરસની ઉમર પછી

ગોળીના રૂપમાં દવા આપવી, પરંતુ ગોળીઓના ઉપર કોઈ પણ જાતનું પડ તેનો સ્વાદ છુંપાવવાના હેતુથી કરવું નહી, કારણ તેમ કરવાથી ગોળીઓ પેટમાં જલદી ગળતી ( ઓગળતી ) નથી, અને ઝાડા વાટે નીકળી જાય છે. અને ઓગળે છે તો ઘણો વખત લાગે છે, માટે ઘણું કરી સ્વાદ વગરની દવાની ભુકી મોઢામાં નાંખી ઉપરથી દુધ અથવા પાણી પાઇ દેવું. અને મોહોટાં બચ્ચાંઓને મુરબ્બા વિગેરેમાં મેળવી આપવું વધારે સુગમ પડશે.

**મિક્ષ્ચર*મેળવણું**—નાના બચ્ચાંઓ કડવી અથવા ખરાબ સ્વાદવાળી દવાઓ લેવાને આનાકાની કરે છે. માટ તેવી દવાઓની અંદર સરબત અથવા દુધમાં ખાંડ નાંખી પાવાથી જલદી પી જશે. માટે બે સ્વાદ દવાઓની સાથે સરબત જેવો પદાર્થ મેળવી આપવો.

**કોગળા**—કોગળા કરવાની દવા પાંચ વરસની અંદરના બચ્ચાંઓને કદી આપવી નહી, કારણ તે કોગળા કરવામાં, અથવા થુંકવામાં સમજતાં નથી, માટે પીછા-વતી દવા ચોપડવી, અથવા આંગળી વતી ચોપડવી, પરંતુ તેવી દવાઓ ઝેરી હોવી નહી જાઈએ, એ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવી.

**સુંઘાડવાની દવા**—સુંઘાડવાની દવા પણ ઘણી ખરી મુશ્કેલીથી સુંઘાડાય છે.

**ઇનહેલેશન=બાફ નાસ**—બાફ આપવાનો વખત દશથી ૧૫ મીનીટ કરતાં વધારે લેવો જોઇએ નહી. અને તે પણ વચમાં વચમાં થોડી થોડી વાર રહીને આપવો જેથી બચ્ચાને કંટાળો આવે નહી, અને દીવસમાં એક અથવા બે વખત તે પ્રમાણે કરવાથી બસ થશે; પરંતુ ડીફથેરીયા જેવા દરદોમાં, દર કલાકે દીવસના વખતે, અને દર બબે કલાકે રાત્રીના વખતે ઉપયોગ કરવોજ જોઇએ.

**હાયપોડમીર્ક ઇનજેકશ. પીચકારી વાટે ત્વ-ચામાં દવા દાખલ કરવા વિષે**—કેટલાંક દરદમાં બચ્ચાંને પીચકારીથી ચામડીમાં દવા દાખલ કરવામાં આવે છે, પરંતુ તેમ કરવામાં ઘણી સંભાળ રાખવી જોઇએ, કે જેથી ફરી ચામડીમાં સોજો ઉઠવો અથવા દરદ થવું નહી જોઇએ.

---

**સપોઝીટોરીઝ**——સોગટીઓ. ઝાડા વાટે સોગટી કરી દવા દાખલ કરવામાં આવે છે. પરંતુ પાંચ વરસની અંદરના બચ્ચાને ૧/૨ ડ્રામની અને પાંચ વરસની ઉપરની

ઉમરનાને એક દ્રામથી વધારે વજનની હોવી જોઇએ નહી; અને તે ઘણું કરી ગ્લીસરાઇન અથવા કેકોબટર, અથવા જેલી જેવી ચીજોની સાથે મેળવી બનાવવામાં આવે છે.

**ઝાડા માટે પીચકારી**—ઝાડો કરાવવાના હેતુથી આપવામાં આવે છે, તેને માટે ઠંડુ અથવા સેહેજ હુંફાળુ પાણી એકલું ૩ થી ૬ ઔંસ, અથવા તોલા નીમક, સાથેનુ મેળવી આપવું બસ થશે. ગ્લીસરાઇન દાખલ કરવા સારૂ ખાસ જુદી પીચકારી આવે છે, અને ઉમરના પ્રમાણમાં ½ દ્રામથી ૧ દ્રામ સુધી આપવું જોઇએ. અગર કોઇપણ દવાવાળું પ્રવાહી ઝાડાવાટે દાખલ કરવું પડે તો ૧ થી ૨ ઔંસ બસ થશે, ન્યુટ્રીયંટ એનીમેટા ઘણો લાંબો વખત સુધી વાપરવી નહી, તેથી નુકશાન થાય છે.

**સહન શક્તિ**—નાના છોકરાં બ્રોમાઇડસ, કલોરલ હાઇડ્રેટ, આર્સેનીક, મરકયુરી, અને બેલાડોના જેવી દવાઓ ઘણી સારી રીતે સહન કરી શકે છે; પરંતુ અફીણુ, આલ કલોઇડસ, ડીજીટેલીસ, અને ટાર્ટરેટ ઓફ એન્ટીમની ઉલટીના પ્રમાણમાં સહન કરી શકતાં નથી યાને માફક આવતાં નથી અને નુકશાન કારક નીવડે છે, અને તેના સૂક્ષ્મ પ્રમાણો કોઇ કોઈવાર ભયંકર ચિન્હો ઉત્પન્ન કરે છે.

**દુર્ગંધનાશક**—કોઇ પણ જાતના સડેલાં ચાંદા તથા ઘા ઉપર, કાર્બોલીક આસીડ, અને પરકલોરાઇડ ઓફ મરક્યુરી વાપરતાં ઘણી સંભાળ રાખવી જોઇએ, તેના બદલામાં બોરીક અને સેલીસીલીક આસીડો, અને ડરમેટોલ, તથા આયોડોફોર્મ ધાસ્તી વિના વાપરી શકાય છે.

---

**નોટ**:—નાંના બચ્ચાઓ, અને નબળા બાંધાવાળા બચ્ચાંઓને, અતિશય રેચક, ગરમ, વમનકારક, અને આહીક તથા વિખારી દવાઓ ચાલતા સુધી આપવી નહી; જરૂર પડે તો ઘણી સંભાળથી બળ અને નબળાઇનો વિચાર કરી. વિદ્વાન દાક્તરની સલાહ લેઇને વાપરવી.

તમામ અંગ્રેજી દવાઓની માત્રા જેમ બને તેમ ઓછા પ્રમાણમાં વાપરવામાંજ નિર્ભયતા રહેલી છે.

**અંગ્રેજી ઔષધોના પ્રમાણનું કોષ્ટક.**

**સુકી દવાનું માપ.**

૨૦ ગ્રેન = ૧ સ્ક્રૂપલ.

૩ સ્ક્રૂપલ = ૧ ડ્રામ.

૮ ડ્રામ = ૧ ઔંસ.

૧૬ ઔંસ = ૧ પૌંડ.

## પ્રવાહી દવાનું માપ.

૬૦ મીનીમ = ૧ ડ્રામ.

૮ ડ્રામ = ૧ ઔંસ.

૧૦ ઔંસ = ૧ પાઇન્ટ.

૮ પાઇન્ટ = ૧ ગેલન,

## સુકી દવાનું માપ.

મેટ્રીકલ રીત પ્રમાણેનું માપ તથા વજન અને તેનું અંગ્રેજી માપ.

૧·૦૦ = ૧ ગ્રેમ = આશરે ૧૫ ગ્રેન. ( ખરેખરૂં = ૧૫·૪૩૨ ગ્રેન ).

૦·૧૦ = ૧ ડેસી ગ્રેન = આશરે ૧½ ગ્રેન. (ખરૂં = ૧·૫૪૩૨ ગ્રેન. )

૦·૦૧ = ૧ સેન્ટીગ્રેમ = આશરે ૧/૬ ગ્રેન. ( ખરૂં = ૦·૧૫૪૩૨ ગ્રેન ).

૦·૦૩૧ = ૧ મીલી ગ્રેમ = આશરે ૧/૬૪ ગ્રેન (ખરૂં = ૦·૦૧૫૪૩૨ ગ્રેન ).

૦·૦૦૦૧ = ૧ ડેસીમીલી ગ્રેમ = આશરે ૧/૬૪૦ ગ્રેન (ખરૂં = ૦·૦૦૧૫૪૩૨ ગ્રેન ).

---

## પ્રવાહી.

૧. c. c. = ૧ ક્યુબીક સેન્ટીમીટર = ૧૬'૯ મીનીમ

૩'૫૪ c. c. = ૩'૫૪ ક્યુબીક સેન્ટીમીટર્સ = ૧ ફ્લુઇડ ડ્રામ.

૨૮ ૩૫ c. c. = ૨૮'૩૫ ક્યુબીક સેન્ટીમીટર્સ = ૧ ફ્લુઇડ ઔંસ.

૫૬૭ c. c. = ૫૬૦ ક્યુબીક સેન્ટી મીટર્સ = ૧ પાઇન્ટ.

૪૫૩૬ c. c = ૪૫૩૬ ક્યુસીક મીટર્સ = ૧ ગેલન.

## ઘરગતુ માપ.

૧ ટી સ્પુન ફુલ = ૧ ડ્રામ. ૧ ડેઝર્ટ સ્પુનફુલ = ૨ ડ્રામ.

૧ ટેબલસ્પુનફુલ = ૪ ડ્રામ ૧ વાઇનગ્લાસફુલ = ૨ ઔંસ.

## બચ્ચાનો ખોરાક.

નાનાં બાળકને માનું દુધ સર્વોતમ છે. તે ન મળે તેમ હોય તો ગાય, બકરી. અથવા ગધેડીનું હલકું અને પાચક છે, ગાયનું દુધ માના દુધ કરતાં ભારે છે, પરંતુ બકરી કે ગધેડીનું દુધ વધારે હલકુ અને જલદી પચે તેવું હોય છે. અને કોઇ પણ દુધ હોય તે તાજુ અને તરત દોહોવાયેલું જોઇએ; નાના બાળકને ધવરાવવાની તથા દુધ પીવાની રીત નીચેના કોઠામાં બતાવવામાં આવી છે.

| નંબર | ઉમર. | કેટલા કલાકને અંતરે ધવરાવવું. | ૨૪ કલાકમાં કેટલી વખત. | દરેક વખતે કેટલું દુધ. | ૨૪ કલાકમાં કુલ દુધ સરેરાસ કેટલા તોલા પાવું |
|---|---|---|---|---|---|
| ૧ | પહેલા અઠવાડીયામાં | બએ કલાક | ૧૦ | ૨½ તોલા | ૧૫ થી ૨૫ તોલા |
| ૨ | એક માસની ઉમરે | અઢી કલાકે | ૮ | ૩ થી ૪ તોલા | ૨૦ થી ૩૫ ,, |
| ૩ | બીજા માસમાં | અઢી ,, | ૮ | ૫ થી ૭ ,, | ૩૦ થી ૪૫ ,, |
| ૪ | ત્રણથી ચાર માસ | ત્રણ ,, | ૭ | ૧૦ થી ૧૨ ,, | ૪૦ થી ૫૦ ,, |
| ૫ | પાંચથી ૭ માસ | ત્રણ ,, | ૬ | ૧૦ થી ૧૫ ,, | ૪૦ થી ૫૫ ,, |
| ૬ | ૭ મે માસ | ત્રણ ,, | ૬ | ૨૫ થી ૨૦ ,, | ૪૦ થી ૬૦ ,, |
| ૭ | એક વર્ષ પછી ખીચડી ચોખા દુધમાં ચોળીને તથા બીજો હલકો ખોરાક ખવરાવવો. | | | | |

ગાયનું દુધ એક વખતમાં અઢીથી પાંચ તોલા, તેટલુંજ ગરમ પાણી અને ચપટી સોડા અથવા સાજીખાર અને તેટલીજ દુધની સાકર વિલાયતની તૈયાર આવે છે તેને સુગર ઓફ મીલ્ક કહે છે તે વાપરવી, અથવા તે ન મળે તો સાકરનું બુરૂ વાપરવું, બાળક જેમ મોહોટું તેમ પાણીનો ભાગ ઓછો કરતા જવો. અને એક વર્ષની ઉમર થાય એટલે ચોખ્ખું ગાયનું દુધ પાવું.

દુધ માફક ન આવે, ઉલટી થાય અને તેનાં દહી જેવા કોહા નીકળે તો તેમાં જેટલું દુધ હોય તેટલું સુવાનું, અથવા તજનું પાણી ભેળવીને પાવું; સુવાનું પાણી (ડીલ વોટર) બજારમાં તૈયાર પણ મળે છે, અને તજનું પાણી પણ મળી શકે છે. અગર ન મળે તો પા તોલો સુવા અથવા તજની ભુકીને પાંચ તોલા ઉકળતા પાણીમાં પા કલાક રાખી કપડેથી ગાળીને વાપરવું. ઉપર મુજબ કર્યાથી પણ માફક ના આવે તો ચુનાનું પાણી ( લાઇમ વોટર ) મેળવી પાવું.

છેક નબળા બાંધાના બાળકને દુધમાંની તર કાઢી નાંખ્યા તે વાપરવું.

બકરીનું દુધ તાજુ લુગડે ગાળીને પાવું; તેમાં ચપટી સોડા નાંખવો.

ગધેડીનું દુધ પણ તેજ રીતે પાવું.

બકરી અને ગધેડીનું દુધ નબળા બાંધાના બાળકને પણું સરસ અને હલકું છે, તેમાં જો સુવાનું કે તુજનું પાણી નાંખવું હોય તો એકજ ચમચી નાંખવી.

તંદુરસ્ત બાંધાના બાળકને દુધની અંદર મેલીન્સ દુધ ચમચી મેળવી ઉકાળીને પાવું.

વિલાયતી દુધના ડબા ( કન્ડેન્સ્ડ મીલ્ક ) બજારમાં મળે છે, તે પણ બાળકને પચી શકે છે, પરંતુ તે ડબો તાજો ખોલેલો હોવો જોઇએ, કારણ બે ચાર દીવસમાં તે બગડી જાય છે; તાજા ડબામાંથી એક ચમચો લેઇ તેમાં સાત આઠ તોલા ગરમ પાણી મેળવી થોડું થોડું આપવું; અને તે દુધ પાવાની વીલાયતી બાટલી આવે છે તેને રબરની ટોટી હોય છે તેના વતી પાવું ઘણુંજ ઉતમ છે, પરંતુ તે દરેક તખતે સાફ ધોઇને વાપરવી જોઇએ.

અનુલોમન—મળને પકાવી ગાંઠાને તોડીને નીચે ઉતારે છે તેને અનુલોમન કહે છે,

અભિષ્પંદી—પિચ્છીલપણું તથા ગુરૂપણાને લીધે જે દ્રવ્ય રસવાહી શિરાને રોકી દે છે તેથી દેહમાં ભારેપણું આવે છે તેને અભિષ્પંદી કહે છે.

ઉષ્ણુવિર્ય—વાત તથા કફને હરે છે અને પીતને કરે છે.

શિતવિર્ય—વાત તથા કફને કરેછે, અને પિતને હરેછે.

વિદાહી—દંહી જેવા ખાટા ઓડકાર લાવે,તરસ લગાડે, હૃદયમાં દાહ કરે; અને લાંબે કાળે પચે તેને વિદાહી કહેછે.

યોગવાહી—જે પદાર્થ પાકયા પછી પોતાની સાથે મળેળી વસ્તુઓના ગુણોને ગ્રહણ કરે તેને યોગવાહી કહેછે.

પ્રમાથી—જે દ્રવ્યો પોતાના બળથી સ્રોતોમાંથી એકત્ર થયેલ દોષોને ઉખેડી કાઢે છે તેને પ્રમાથી કહે છે,

મદકારી—જે દ્રવ્ય બુદ્ધિનો લોપ કરે તેને મદકારી કહેછે.

વાજીકરણ—જે દ્રવ્યો ખાવાથી સ્ત્રિની ઇચ્છા કરે છે તેને વાજીકરણ કહે છે.

શુક્રલ—જેથી વિર્ય વધે તેને શુક્રલ કહે છે.

રસાયન—વૃદ્ધાવસ્થા તથા વ્યાધિનો નાશ કરે છે તે રસાયન કહેવાય છે.

વ્યવાયી—કાયામા વ્યાપ્ત થઇને પછી જે પાકે છે તેને વ્યવાયી કહે છે.

વિકાશી—જે સંધિ બંધનોને શિથિલ કરેછે તેનેવિકાશી કહેછે.

લેખન—દેહનાં ધાતુઓ કે મળોને શોધી લેઇને જે ખોતરી કાઢે છે તેને લેખન કહે છે.

છેદન—ચોંટી રહેલા કફાદીક દોષોને બળથી ઉખેડે છે, અને છેદન કહે છે.

ગ્રાહી—દીપન તથા પાચન ઉષ્ણ હોવાથી દ્રવનું શોષણ કરે છે તેને ગ્રાહી કહે છે.

સ્તંભન—જે રૂક્ષતા, કષાયતા, શીતતા, અને લઘુપાકપણાને લીધે વાયુને ઉલટો ચલાવેછે તેને સ્તંભન કહેછે.

દેહસંશોધન—મળીના સંચયને ઉપર કે નીચે તેના સ્થાન બહાર લઇ જાય છે તેને કહે છે.

વમન—કફ, પીત કે અન્નના નહીં પાકેલા જથાને ઉંચો ચડાવે છે તેને વમન કહે છે.

ભેદન—બંધાયેલ કે નહી બંધાયેલ મળાદીક પીંડરૂપ હોય તેને તોડીને નીચે ઉતારે તેને ભેદન કહે છે.

રેચન—પાકેલા કે નહી પાકેલા મળને દ્રવરૂપ બનાવી નીચે ઉતારે છે તેને રેચન કહે છે.

સનસ્રસન—કોઠામાં ચોંટી રહેલા મળાદિકને પકવવા જોઇએ તે નહી પકવતાં કાચાજ નીચે ઉતારે છે તેને સનસ્રસન કહે છે.

શમન—જે દોશોનું શોધન કરે, તથા સમાન દોષોને વધારે નહી અને દોષો વિષમ હોય તો શમ કરે તેને શમન કહે છે.

પાચન—આમનું પાચન થાય, પણ અગ્નિ પ્રદિપ્ત ન થાય તેને પાચન કહે છે.

દીપન—જે પદાર્થ કાચાને પકાવે નહી પણ અગ્ની પ્રદીપ્ત કરે તેનું નામ દીપન.

# ENGLISH DRUGS

AND

# DISEASES OF CHILDREN & TREATMENT.

# બાળવ્યાધિ અને તેના ઉપચારો.

---

**ACACIÆ MUCILAGO.** મ્યુસિલેગો એકેશી. અં૦ મ્યુસિલેજ ઓફ ગમએકેસ્યા, ગુ૦ બાવળના ગુંદરનું પ્રવાહી સત્વ.

બનાવટ—

| | |
|---|---|
| ગુંદરનો ભુકો ... ... | ૪ ઔંસ |
| ચોખ્ખું વરાળયંત્રથી કાડેલું પાણી... | ૬ ઔંસ |

ઉપયોગ—ખાંસી, મરડો, ઉનવા, ધાતુક્ષય વિગેરે દરદોમાં વપરાય છે. અને યોગવાઇ તરીકે બીજી દવાઓની સાથે મેળવી અપાય છે.

ગુણ—ઠંડો, ગ્રાહીક અને પૌષ્ટીક છે.

માત્રા—જોઇએ તેટલા પ્રમાણમાં.

**વિરૂધ અસર કરનારી દવાઓ**—એટલે તેની સાથે મેળવવાથી ખરાબ અસર કરનાર દવાઓ. સલફ્યુરીક આસીડ, આલ્કોહોલ, બોરેક્સ, પરઓક્સાઇડ, અને પરકલોરાઈડ ઓફ આયર્ન, સબ એસેટેટ ઓફ લેડ.

(ફોર્મ્યુલા) ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| (૧) | ટીંક્ચર ઓપાઇ.... | ... | ૩ મીનીમ |
| | મ્યુસીલેજ એકેસીયા | ... | ૩ ઔંસ |

એક ચાહની ચમચી દર બબે કલાકે, બે વરસના બાળકને આપવી. (ફોલીક્યુલર એન્ટીરાઇટીસના) દરદ ઉપર: પેટના આંતરડાના દરદમાં. પેટના આંતરડાના શુક્ષ્મ ગ્રંથી ઉપર.

---

**ACETANILIDUM.** એસેટેનીલીડમ. ઉપનામ-અન્ટીફેબ્રીન.

વર્ણન—બારીક સફેદ ચળકતી ભૂકી, શહેજ ઉગ્રસ્વાદી. એક ભાગ દવા ૨૦૦ ભાગ પાણીમાં ઓગળી શકે છે, અને ચાર ભાગ આલકોહોલમાં ઓગળે છે.

ગુણ—પેટમાં લેવાથી, તાવને નરમ પાડી દુખ કમી કરે છે.

ઉપયોગ—(થિરેપ્યુટીકસ) ઓરી, રાતો તાવ, અને ટાઇફોઇડ તાવ, રતવા, સંધીવા, અને શીતળાના દરદમાં, તથા માથાના દુખાવા અને મગજના સ્નાયુઓના દરદમા પીડાશામક તરીકે વપરાય છે. તેમજ ફેફસાનો સોજો, (ત્રિદોષ) અને (ફોલીકયુલર ટોન્સીલાઇટીસ) ગળાની અંદરના ચોળીયા ઉપરની સુક્ષ્મ ગ્રંથી ઉપર વારંવાર વાપરવામાં આવે છે. નાના બચ્ચાઓને આ દવા આપવામાં ઘણી સંભાળ રાખવી જોઇએ, કારણ નાહાની માત્રા આપવાથી પણ એકદમ પ્રાણઘાત થાય છે. કદી આપવી પડે તો નીચે પ્રમાણે આપે છે.

માત્રા—$\frac{1}{6}$ થી $\frac{1}{4}$ ગ્રેન. ૧ વર્ષના બાળકને અપાયછે.

$\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ ગ્રેન. ૨ થી ૪ વરસના બચ્ચાને.

૧$\frac{1}{2}$ થી ૨ ગ્રેન. ૪ થી ૬ ,, ,,

૨ થી ૩ ગ્રેન. ૬ થી ૮ ,, ,,

૨ થી ૪ ગ્રેન. ૮ થી ૧૨ ,, ,,

૩ થી ૫ ગ્રેન. ૧૨ થી ૧૫ વરસના છોકરાને.

શરૂઆત નાની માત્રાથી કરવી એ વધારે સલાહકારક છે. અને ધીમે ધીમે તેની માત્રા વધારવી. ફોલીકયુલર ટોન્સીલાઇટીસમાં ૧/૨ થી ૧ ૧/૨ ગ્રેન. બે અથવા ત્રણ વખત એક દીવસમાં આપવી.

ટાઇફોઇડ તાવમાં ૧/૨ થી ૧/૪ ગ્રેન. દરેક કલાકે અથવા બબે કલાકે આપવી, અને સીતોષ્ણનું પ્રમાણ ઘડી ઘડી થરમામીટરથી તપાસતા રહેવું. સ્વાદને સુધા વા માટે ૧ ગ્રેનમાં ૩ ગ્રેન ખાંડ નાંખી આપવું.

ઉપચાર—

એસેટેનીલીડમ ( અન્ટીફેબ્રીન ) ૧ ૧/૨ ગ્રેન.

સાકર, (સફેદ ખાંડ.) ... ... ૫ ગ્રેન.

Da tels doses No. 5. પાંચ પડીકા કરવા, અને પહેલે દીવસે તેમાંના ત્રણ પડીકા આપવા અને બાકી રહેલા બે બીજે દીવસે આપવા. ફકત ૪ થી ૬ વર્ષના બચ્ચાને. (ફોલીકયુલર ટોન્સીલાઇટીસ) ચોળીઆના સૂક્ષ્મ ગ્રંથીના દરદ પર.

## ACETICUM ACIDUM GLACIALE. અ૦ ગ્લેસીયલ એસેટીક એસીડ.

**વર્ણન**—સ્વચ્છ સફેદ સ્ફટીક જેવું, ૬૦° ડીગ્રી તાપથી ઓગળી જઇ સફેદ કાચ જેવું પ્રવાહી થઇ જાય છે. ( પાણી જેવું ) તીવ્ર ખટાશ જેવી વાસ અને અતિશય ઉગ્ર સ્વાદ હોય છે.

**વપરાશ**—ફકત બાહારના ભાગમાં ચોપડવાના કામમાં વપરાય છે.

**ઉપયોગ**—દાદર ઉપર લગાડવાથી ઘણો સારો ફાયદો થાયછે.

**માત્રા**—૪ ગ્રેન દવા ૧ ઔંસ મલમની સાથે મેળવી વપરાય છે.

**બાહ્યોપચાર તરીકે**—

એસીડએસેટીક ગ્લેશીયલ ... ૪ ગ્રેન.
વેસીલીન ... ... ... ૧ ઔંસ.

મીશ્ર કરી મલમ તૈયાર કરવું, ( દાદર માટે. )

**ACONITE RADICIS TINCTURA.** ટીંકચર એ-કોનાઈટ ૨૮ ગુ૦ વચ્છનાગના મુળીયાનો અર્ક, ઉપનામ-ફ્લેમીન્ગ્સ ટીંકચર.

**વર્ણન**—સ્વાદ કડવો. ખાટો અસર હોઠ તથા જી-ભપર તમતમાટી લાગે છે. હોજરીમાં ગરમીની અસર થઇ બળતરા બળે છે.

**ગુણ**—જલદ, શાંતિદાયક, પીડાશામક, લોહીના જ-માવને વીખેરી નાંખનાર અને કફઘ્ન છે. વધારે પ્રમાણમાં તીક્ષણ ઝેર છે. મુત્રલ, સ્વેદક, જ્વરઘ્ન, રક્તાશયને મંદકરનાર અને વાતઘ્ન છે.

**ઉપયોગ**—સઘળી જાતના તીક્ષણ તાવના રોગમાં, દમ, કફ, અને તીક્ષણ ચોળીઆના રોગમાં તથા માથાના વ્યાધી, ધનુર્વા તીક્ષણ તથા જુનો સંધી વા, ગાંઠીયો વા, રતવા તથા હૃદયના અતિશય વધી ગયેલા ધબકારામાં સારો ફાયદો કરે છે. પરંતુ નાના બચ્ચાને આપવા સારૂ ઘણા દાકતરોનો મત નથી, માટે બચ્ચાંને આપવી નહી. તેમ છતાં આપવાની જરૂર જણાય ત્યારે દાકતરો નીચે પ્રમાણે આપે છે.

**માત્રા**—૧/૪ થી ૧/૨ મીનીમ એક વર્ષના બાળકને.

| | | | | |
|---|---|---|---|---|
| ૩/૪ | ,, | બે | ,, | ,, |
| ૧ | ,, | ત્રણ | ,, | ,, |

મો'ટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

**વિરૂદ્ધ અસર કરનારી દવાઓ.** માઇનરલ એસીડસ, આલ્કૅલીસ, ટેનીકએસીડ અને ટેનેટસ, આયોડાઇન અને આયોડાઇડસ.

**વિષનાશક ઉપચાર**—એકોનાઈટના ઝેરનું મારણ. ટીંકચરડીજીટેલીસ છે. અને તેના ઉપચારથીફાયદો થાયછે.

| | | | |
|---|---|---|---|
| **ઉપચાર**—ટીંકચર એકોનાઇટ | ... | ૧ | મીનીમ |
| લાઇકર આમોનીયા સાઈટ્રિટ... | | ૩૦ | ,, |
| નારંગીનું સરબત ... | ... | ૨૦ | ,, |
| ડીસ્ટીલ્ડ વોટર ... | ... | ૨ | ડ્રામ. |

મીશ્ર કરી દર ત્રણ કલાકે પાંચ વરસના બાળકને માટે. તીક્ષણ ચોળીઆના દરદ ઉપ. આપવું.

( એક્યુટ ટોંન્સી લાઇટીસ )

| | | | |
|---|---|---|---|
| નં. ૨.—ટીંકચર એકોનાઇટ | ... | ૧ | મીનીમ |

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસીટેટીસ | ૧૫ | ,, |
| એકવાલ્યુરોસી રેસાઇ | ૧૦ | મીનીમ |
| એલીક્સીર સીમ્પલ ... | ૧૦ | ,, |
| ડીસ્ટીલ્ડ વોટર... ... | ૨ | ડ્રામ |

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ૨ થી ૫ વરસના બાળકને પાવું.

Lobar pneumonia. લોબાર ન્યુમોનીયા.

---

## ÆTHER-ઈથર.

**વર્ણન**—ચોખ્ખું, રંગ વીનાનું. પ્રવાહી, સળગી ઉઠે તથા હવામાં ઉડી જાય તેવું. સુવાસીક મધુર અને સુગંધીમય હોય છે. સ્વાદ તીવ્ર; ૧ ભાગ ઇથર ૧૮ ભાગ પાણીમાં મળી જાય છે.

ગુણ—બાહ્યોપચાર તરીકે સુંઘાડવાથી, ઘેન આવી બેશુદ્ધી આવે છે. પેટમાં લેવાથી આંચકી તથા તાણ મટાડનાર, છે, ગરમ, કફઘ્ન, અને વાત હર છે; હાયપોડમીકલી;-કાર્ડીએક એક્સિટેંટ (હૃદયને ગરમ) અસર કરે છે.

**ઉપયોગ**—સ્વાસનું દુર્બલપણું, હૃદય શુળ, હીસ્ટીરીઆ, અજીર્ણ, નબળાઇ, ઉધરસ, ચુંક તથા હેડકીના દરદોમાં વારંવાર અલ્પ અસર કરવા સારૂ વપરાય છે.

( Weakness of Respiration ). ઘણું કરીને પેટમાં લેવા સારૂ સ્પીરીટ ઇથરેનો સારો ઉપયોગ થાય છે

**માત્રા—હાયપોડર્મીકલી:**—( પીચકારીથી ચામડીમાં દાખલ કરવાને ) ૫ થી ૧૦ મીનીમ ૧ થી ૨ વરસના બચ્ચાને; ૨૦ મીનીમ ૩ વરસના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

**અંતરો પચારમાં**—પેટમાં લેવાની માત્રા. ૩ મીનીમ ૧ વરસના બચ્ચાને અને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદ સુધારવા સારૂ**—૩ થી ૫ મીનીમ ઇથરમાં ૧ દ્રામ સરબત અથવા એકવાકેરૂઆઇ અથવા કેમ્ફર વોટર. મેળવવું.

**ઉપચાર**—(૧) ઇથરીસ ... ... ૨ દ્રામ

ટીંકચર વેલેરીયન ... ... ૨ „

મીશ્ર કરી પાંચ ટીંપાં દર અર્ધા કલાકે થોડા સાકરના પાણીમાં મેળવી પાવું ૧ વરસના બચ્ચાને.

For collapse. એકદમ બે ભાન અવસ્થા થઈ ગઈ હોય ત્યારે, મૂર્છા આવી હોય ત્યારે.

| | | |
|---|---|---|
| નં. ૨. સ્પીરીટ ઇથરીસ ... | ૩½ | મીનીમ |
| સ્પીરીટ આમોન્યા એરોમેટીક | ૩½ | ,, |
| ટીંકચર કોટીસીસ ઓરેંસી... | ૨ | ,, |
| એકવા કેમ્ફર ... ... | ૧ | ,, |

૧ વરસના બચ્ચાને માટે.

Hospital for sick children

| | | |
|---|---|---|
| નં. ૩. સ્પીરીટ ઇથરીસ કો; ... | ૧૦ | મીનીમ |
| ટીંકચર નકસ વોમીકા ... | ૫ | ,, |
| ટીંકચર લવેંડયુલા કો; ... | ૧૦ | ,, |
| એકવા કેરૂઆઇ... ... | ½ | ઔંસ |

મીશ્ર કરી ચાર ચાર કલાકે ૮ થી ૧૨ વરસની ઉમરનાને.

(For Crdiac Stimulant) હૃદય ઉરેજક સારૂ.

**ÆTHER ACETICUS.** ઇથર એસેટીકસ અં૦ એ-
સેટેટ ઓફ ઇથીયલ.

**વર્ણન**—સ્વચ્છ રંગ વીનાનું પ્રવાહી, સહેજ (એપલ) સફરજન ના જેવો વાસ અને સ્વાદમાં તીવ્ર (Burning test) એક ભાગ દવા દસ ભાગ પાણીમાં ઓગળી શકેછે.

**ગુણ**—અંદર પેટમાં લેવાથી કફઘ્ન, સ્વેદલ,, હૃદય ઉત્તેજક, તાણ, આંચકી વિગેરે ઉપર ફાયદો કરે છે.

**ઉપયોગ**—નીયોનેટોરમ મેલીના ( Melaena Neonatorum) નાના તરત જન્મેલા બાળકના કાળા મેસ જેવા થતા ઝાડાના ના દરદ ઉપર વપરાય છે. ઇથર કરતાં તેનો જોસ કમતી છે.

**માત્રા**—૧ થી ૩ મીનીમ તરત જન્મેલા બાળકને; અને ૫ થી ૧૦ મીનીમ મોહોટી ઉમરના છોકરાંને દીવસમાં વખતોવખત આપવામાં આવે છે.

**ઉપચાર**—

| | | |
|---|---|---|
| ( ૧ ) ઇથર એસેટીક | ... | ૨ મીનીમ |
| ખાંડનું પાણી | ... | ૧ ડ્રામ |

મીકશ્ચર કરી દર ચાર કલાકે તુરત જન્મેલા બાળક-ને નીમોનેટોરમ મેલીનાના દરદ ઉપર આપવું (નાના તરત જન્મેલા બાળકે ને વારંવાર થતા રક્ત મિશ્રીત કાળા મેશ જેવા ઝાડાના દરદ ઉપર.

---

## ÆTHERIS NITROSI SPIRITUS. અં૦ સ્પી-રીટ ઇથર નાઇટ્રસ.

વર્ણન—સહેજ પીળું અને નીશોવાળું તેની અંદર નાઈટ્રસ કંપાઉન્ડ, એલડીહાઈડ, અને બીજી ચીજો હોયછે. અનપસંદ (એપલના) સફરજનનાજેવો સુવાસ અને તીવ્ર મધુર સ્વાદ, પ્રતિક્રયા સેહેજ અમ્લ ( એસીડ ) અને પાણી સાથે તરત મળી જાય છે.

ગુણ—પેટમાં લેવાથી મૂત્રલ, સ્વેદલ, કફઘ્ન અને તા-ણ તથા આંચકીને મટાડનારી અસર કરે છે.

ઉપયોગ—સઘળા પ્રકારના તાવ, ઉધરસ, શ્વાસ, હૃદયનો સોજો, ચુંક, આંકડી, પેટના વા ગોળાના અને જળંદરના દરદોમાં વપરાય છે.

**વિરૂદ્ધ અસરવાળી દવાઓ**—સલ્ફેટ ઓફ આયર્ન, આયોડાઈડ ઓફ પોટાસીયમ, ટેનીકએસીડસ, ટેનેટસ, ટીંકચર ક્વાએસી, અને ( ઇમલ્શન. ) પાયસ.

**સ્વાદસુધારવા સારૂં**—૩ થી ૫ મીનીમમાં ૧ ડ્રામ સાકરનું પાણી નાખવું. અથવા એકવા કેરૂઇ અથવા કેમ્ફર વોટરથી પણ તેના સ્વાદમાં સુધારો થાયછે.

**માત્રા**—૨ થી ૪ મીનીમ ૧ વરસના બચ્ચાને, મ્હોટી ઉમરના બચ્ચાને તેની ઉમરના પ્રમાણમાં આપવું.

**ઉપચારો**—(૧) સ્પીરીટ ઇથરીસ નાઇટ્રોસી ૪ મીનીમ

| | |
|---|---|
| સોલ્યુશન ઓફ આમોન્યા એસીટસ ... ... | ૩૦ મીનીમ |
| એકવાકેમ્ફ ... ... | ૧ ડ્રામ |

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું

( ડાયા ફોરેટીક મીક્શ્ચર ) સ્વેદોત્પાદક મિશ્રણ.

---

(૨) સ્પી. ઈથરીસ નાટ્રોસી ... ૩ મીનીમ
ટીંકચર કેમ્ફર કો; ... ૨ ,,

એકવા કેરૂઆઈ ... ૧ ડ્રામ

દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને (Colic) પેટમાં ચુંક તથા આંકડીના દર્દ ઉપર.

---

(૩) સ્પી. ઇથ. નાઇટ્રસ ... ૧ ડ્રામ

એરોમેટીક સ્પી. આમોન્યા ... ½ ડ્રામ

વાઇનમ ઇપીકાકયુના... ...૨૦ મીનીમ.

સફેદ ખાંડ ... ... ... ૧ ડ્રામ

ડીસ્ટીલ્ડ વોટર ... ...૧½ ઔંસ

મીશ્ર કરી ૬ મહીનાના બચ્ચાને ½ ચાહની ચમચી દર ત્રણ કલાકે.

તાવને માટે, પણ પેટમાં (ઈરીટેસન) દાહ થતો હોય તો ઇપીકાક કાઢી નાંખવું [પરસેવો વળી તાવ ઉતારવાની દવા]

---

**ÆTHYL IODIDUM.** ઇથીઇલ આયોડીડમ. અં૦

હાઇડ્રોઈયોડીક ઈથર.

**વર્ણન.**—રંગવીનાનું પ્રવાહી ઇથીરીયાના જેવી વાસવાળું, સળગી ઉઠે નહી તેવું, તેની અંદર ૪/૫ ભાગ આયોડાઈનનો સમાયેલો છે.

**ગુણ**--ખાંસા સાથેના દમમાં ઉપયોગી છે. તેનો નાસ દીવસમાં એક બે વખત ૪ થી પાંચ મીનીટ સુધી લેવામાં આવે છે. તેથી ફરી પેટમાં ક્ષુધાને બગાડતું નથી. અને પાચન શકિતને અશકત પણ કરતું નથી. ચાર વરસની અંદરના બચ્ચાને આપવામાં આવતું નથી.

**માત્રા**—૫) મીનીમ ૫ થી ૬ વરસના બચ્ચાને.

૮ થી ૧૦ ,, ૮ વરસના બચ્ચાને.

**ઉપચાર--**

(૧) ઇથીયલ આયોડાઇડ ૫ મીનીમ જે ગ્લાસ કેપસ્યૂલમાં આવે છે તેને ફોડીને તેનો નાસ લેવો. ૫ વરસના બચ્ચાને ખાંસીના દરદમાં નાસ આપવાથી સારો ફાયદો થાય છે.

---

## ALŒS DECOCTUM COMPOSITUM. એલોઝ

ડીકોક્ટમ કમ્પોઝીટમ અ૦ એલોઝ સોકોટ્રીના.

**વર્ણન.**—આની અંદર એક્સ્ટ્રાક્ટ ઓફ સોકોટ્રીના, મહર, સફ્રાન, કાર્બોનેટ ઓફ પોટાશીયમ, એકસ્ટ્રાકટ ઓફ લીકોરીસ અને કમ્પાઉન્ડ ટીંકચર ઓફ કાર્ડમમની મેળવણી હોય છે.

**ગુણ**—પેટમાં લેવાથી, પેટના દરદમાં પૌષ્ટીક અસર કરનાર, ઝાડો લાવનાર, કાળજાના દરદમાં ( લીવર) ગરમ અસર કરનાર છે.

**ઉપયોગ**—બંધકોષ અને બદહજમી ઉપર ઉપયોગ કરવામાં આવેછે.

**માત્રા**—૧ વરસના બચ્ચાને ૧૫ મીનીમ, પેટના દુખવા માટે.

૧ ,, ,, ૩૦ ,, જુલાબમા

મોહોટા બચ્ચાને તેની ઉમરના પ્રમાણમાં.

**ઉપચાર**—

ડીકોકટમ એલોઝ કો; ... ૧૫ મીનીમ

એકસ્ટ્રાકટ ગ્લીસરાઇઝા લીકવીડ... ૧૫ મીનીમ.
એકવા એનીસી ... ... ૧ ડ્રામ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત.

બંધકોશ તથા બદહજમી ઉપર ૧ થી ૨ વ રસના બચ્ચાને.

---

**ALOIN.** એલોઇન=એલોઝ સોકોટ્રીનામાંથી ઉત્પન્ન કરવામાં આવતી દવા. ( એળીઆનું સત્વ )

**વર્ણન**—વાસ વીનાનું લીંબુના રંગ જેવા પારદર્શક કટકા અને સ્વાદમાં એળીઆ જેવો, ૧૪૦ ભાગ પાણીમાં ઓગળી શકે છે.

**ઉપયોગ**—પેટમાં લેવાથી પેટમાં પૌષ્ટીક અસર કરનાર, દસ્ત લાવનાર અને કાળીજાના દરદમાં ગરમ અસર કરનાર છે.

**માત્રા**—¼ ગ્રેન. ૨ થી ૩ વરસના બચ્ચાને ½ ગ્રેન. ૪ થી ૮ વરસનાને અને ૧ ગ્રેન. મ્હોટા બચ્ચાને.

**ચિકિત્સા**—બંધકોષના દરદમાં વપરાય છે.

**ઉપચાર—**

એલોઈન ... ... ½ ગ્રેન
કેલોમલ ... ... ½ ગ્રેન.
એકસ્ટ્રાક્ટ એટ—પલ્વીસ ગ્લીસરાઇઝા.
જોઇતા **પ્રમાણમાં.**

મીશ્ર કરી ગોળી બનાવવી અને રાત્રીના સુતી વખ-તે ૫ વરસના બચ્ચાને ગળાવવી. ( બંધકોશ ઉપર. )

---

**ALUMEN.** એલ્યુમીન. **અં૦** સલ્ફેટ ઓફ એલ્યુમીનીયમ અને પોટાસીયમ. **અં૦** ઍલમ. **ગુ૦** ફટકડી.

**વર્ણન—**પારદર્શક, સાકરના જેવા કટકા હોય છે. ૧ ભાગ ઍલમ, દશ ભાગ પાણીમાં પીગળે છે. અને એક ભાગ ઍલમ, ચારભાગ ગ્લીસરાઇનમાં પીગળે છે.

**ઉપયોગ—**બાહ્યોપચાર તરીકે અને અંદરના ઉપ-ચાર તરીકે ગ્રાહીક, સ્તંભક કફઘ્ન અને જવરઘ્ન અસર કરવા સારૂ વપરાય છે.

**ચિકિત્સા**—સંગ્રહણી, (પ્રદર,) અતિસાર, (અતિઆર્તવ,) મુત્રાશય, (ગર્ભાશય,) હરસ, મળાશય, ફેફસામાંથી નાક તથા હોજરીમાંથી નીકળતા રકતશ્રાવમાં તેમજ અતિશય બલગમસાથની ખાંસી ઉપર અને ચોળીઆના દરદોમાં તથા છેવટની સ્થીતીમાં ઉંટાટીઆ ઉપર, વપરાય છે. તાડીયા તાવ ઉપર આપવાથી તરત તાવ રોકાઇ જાયછે.

**માત્રા**—૬ થી ૮ મહીનાના બચ્ચાને ૧ ગ્રેન.
૧ વરસના બચ્ચાને ... ૨ ગ્રેન.
મોહોટી ઉમરના બચ્ચાને તેની ઉમરના પ્રમાણમાં આપવું.

બાહ્યોપચારમાં લોશન તરીકે ૧ થી ૫ પરસેન્ટ સોલ્યુશન. પીચકારી, ઝાડા વાટે, ૧ થી ૨ પરસેન્ટ સોલ્યુશન.
કોગળા સારૂ. ... ૧ થી ૨ ,, ,,
ચોપડવામાં ૧ ડ્રામ ઍલમ અને ૨ ઔંસ ગ્લીસરાઇન સાથે મેળવવી.

**વિરૂદ્ધ અસર કરનારી દવાઓ**—આલબ્યુમીન, ફ્રાઇબ્રીન, કેસીન, અને જીલેટીન.

**સ્વાદ સુધારક**—૧ ગ્રેન ઍલમ ૧૦ મીનીમ સરબત અથવા ગ્લીસરીન અથવા ૧ દ્રામ એકવાશીનીકયુલાઇ મેળવવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| ( ૧ ) | આલમ ... ... ... | $\frac{1}{2}$ દ્રામ. |
| | વાઇનમ ઇપીકાક ... ... | ૧$\frac{1}{2}$ દ્રામ. |
| | સીરપટોલુ ... ... ... | $\frac{1}{2}$ ઔંસ. |
| | એકવાએનીથી ... ... | ૩ ઔંસ. |

એ ચમચી દર ત્રણ અથવા ચાર કલાકે. ૧ વરસના બચ્ચાને. જુની ખાંસી, અતિશય બલગમ યુક્ત હોય તે ઉપર.

---

| | | |
|---|---|---|
| ( ૨ ) | આલમ ... ... ... | ૨ ગ્રેન. |
| | લાઇકર એટ્રોપ સલ્ફ ... ... | $\frac{1}{2}$ મીનીમ. |
| | ગ્લીસરાઇન ... ... ... | ૧૦ ,, |
| | એકવાશીનીકયુલાઇ. ... ... | ૨ દ્રામ. |

મીશ્ર કરી દર સવારના તથા રાતના પાવી.

૧ વરસના બચ્ચાને ( for portussis ) કુકડીયા ખાંસી ઉપર પાવી.

## લગાડવાની રીત.

**આલમ ૧ ડ્રામ, ગ્લીસરાઇન ૧ ઔંસ** પ્રશાવતી ચોળીયાના દરદમાં દીવસમાં બે વખત ચોપડવી.

---

**AMMONIÆ LIQUOR.** આમોન્યા લાઇકર (ચોખ્ખું) સ્ટ્રોંગ.

**વર્ણન**—સ્વચ્છ નીર્મળ, રંગ વીનાનું, સખત માથું ફરી જાય તેવી વાસ વાળું, સ્વાદ ગણો જ તીવ્ર બળતરા બળે તેવો.

**ચિકિત્સા**—ફક્ત બાહ્યોપચારમાં સર્પ દંશ ઉપર અને બીજા ઝેરી જીવડાના દંશ ઉપર ચોપડવામાં વપરાય છે; હાયપોડરમીક ઉપચાર પણ કરવો નહી.

**વિરૂદ્ધ અસર વાળી દવાઓ**—તમામ જાતના એસડો.

---

## AMMONII ACETATIS LIQUOR ( લાઇકર. આમોન્યા એસીટેટીસ. )

**વર્ણન**—વાસ વિનાનું,તથા રંગ વીનાનું નીર્મળ પ્રવાહી.

**ઉપયોગ**—તરસ છીપાવનાર, સ્વેદલ, કફઘ્ન, મુત્રલ.

**ચિકિત્સા**—તમામ જાતના તાવ, ઉધરસ, સળેખમ, અને સોજાના વ્યાધી ( ન્યુમોન્યા ) ગુરદાના દરદ પર.

**માત્રા**—૧ વરસના બચ્ચાને ૫ થી ૭ મીનીમ.
૨ વરસના બાળકને ૧૫ મીનીમ.

મોહોટી ઉમરના બાળકોને તેની વયના પ્રમાણમાં આપવું.

**વિરૂદ્ધ અસરવાળી દવાઓ** (માઇનરલ એસીડસ, ખનીજ તેજાબો ) અને તેજાબ યુક્ત ક્ષારો.

**સ્વાદ સુધારવાસારૂ**—૫ મીનીમનાં ૧ ડ્રામ કપુરનું પાણી, અથવા મેન્થા પીપરેટા. બદામનું મિશ્રણ; દુધ અને જવનું પાણી.

### ઉપચાર.

( ૧ ) લાઇક આમોન્યા એસીટેટીસ ... ½ ડ્રામ.

| | | |
|---|---|---|
| ટીંક્ચર ડીજીટેલીસ... | ... | ૫ મીનીમ. |
| સ્પીરીટક્લોરો ફોર્મ | ... | ૫ મીનીમ. |
| એકવા-ડીસ્ટીલેટ ... | ... | ½ ઔંસ. |

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૬ થી ૧૦ વરસના બચ્ચાને ( ગુરદાના દરદમાં ) Nephritis.

---

| | | |
|---|---|---|
| ( ૨ ) લાઇકર આમોનીઆ એસેટેટ | ... | ૧ દ્રામ. |
| વાઇનમઇપીકાક | ... | ૧૬ મીનીમ. |
| પોટાસ નાઇટ્રેટ | ... | ૮ ગ્રેન. |
| સીરપ ટોલુ ... | ... ... | ૨ દ્રામ. |
| મીકસચર એમીગડલા. ... | ... | ૧ ઔંસ. |

૧ ચાહની ચમચી દર ચાર કલાકે,

---

| | | |
|---|---|---|
| ( ૩ ) લાઇકર અમોન્યા એસીટેટીસ | | ૫ મીનીમ. |
| વાઇનમ ઇપીકાક ... | ... | ૩ ,, |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી | ... | ૨ મીનીમ. |

એકવા મેન્થા પીપરેટા ... ૧ ડ્રામ.

દર ચાર કલાકે. (ક્રોનીક બ્રોન્ક્યુમોનીયા વીથ હાર્ડ કફ અને સ્કેંટી સીક્રીશન. )

સખત અને થોડા પ્રમાણમાં નીકળતા કફ ઉપર.

---

## AMMONIAE AROMATICUS SPIRITUS.

આમોન્યા એરોમેટીકસ સ્પીરીટસ અં૦ સ્પીરીટ આ-મોન્યાએરોમેટીક. **ઉપનામ**—સાલવોલેટાઇલ.

**વર્ણન**—સ્વચ્છ નિર્મળ રંગ વીનાનું પ્રવાહી. સ્વાદ તીખો, સુવાસીક.

**ઉપયોગ**—ખટાશ દુર કરનાર, ગરમ, સ્વેદલ, કફઘ્ન. અને પોષ્ટિક છે.

**ચિકિત્સા**—જુના અને તીક્ષ્ણ ફેફસાના સોજામાં, ત્રિદોશ, હીસ્ટીરીઆ, વાઇ, બચ્ચાની વરાધ, લકવા, દમ, હાંફણ, જ્વર, ખાંસી, ક્ષય, મધુ પ્રમેહ અને અજીર્ણના **દરદમાં વપરાય છે.**

**માત્રા**—૭ મહીનાના બાળકને ૧ થી ૨ મીનીમ.
૧ વરસના બાળકને ૪ મીનીમ. મોહોટી
ઉમરના બાળકોને તેની વયના પ્રમાણમાં.

**વિપરીત દવાઓ**—તમામ જાતના આસીડો.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| સ્પીરીટ એરોમેટીક આમોન્યા | ... | ૩½ | મીનીમ. |
| સ્પીરીટ ઇથરીસ... | ... ... | ૩½ | ,, |
| ટીંકચર ઓરેંશી કોર્ટીસીસ... | ... | ૨ | ,, |
| એકવા કેમ્ફર | ... ... ... | ૧ | ડ્રામ. |

૧ વરસની ઉમરના બાળકને.

---

## AMMONII BROMIDUM. આમોની બ્રોમીડમ.

અંગ્રેજ બ્રોમાઇડ ઓફ આમોનીયા.

**વર્ણન**—સફેદ કાચના જેવા કટકા અથવા સફેદ દાણાદારભુકો, ઉઘાડો અથવા અજવાસમાં રાખવાથી પીળો

પડી જાય છે, ખારો તીવ્ર સ્વાદ, ૧-૨૬ ભાગ પાણીમાં ભળી શકે છે.

ગુણ—ગરમ, રક્ત શોધક, કફઘ્ન નીંદ્રા લાવનાર અને ગ્રંથી શામક, બાહ્યોપચાર તરીકે પીડા શામક છે.

ચિકિત્સા—મગજપર શાંતીદાયક, કફઘ્ન, અને નિદ્રા લાવનાર, અપસ્માર, અને ઉંટાટીઆના દરદમાં વારંવાર વધારે પ્રમાણમાં વપરાય છે. આ દવા વધારે વખત વાપરવાથી હૃદયની ગતીને મંદ કરે છે, અને બ્રોમાઇનના જેવા ચિન્હો પેદા કરે છે. (એલીમેન્ટરી કેનલમાં) અન્ન નળીમાં દાહ કરે છે. કદી એકલું અથવા બ્રોમાઇડ ઓફ સોડીયમ અને પોટાસીયમની સાથે મેળવીને અપાય છે. ચામડીના દરદોમાં પણ વપરાય છે. ( ગડગુમડ, કંઠમાળ, નેત્રરોગ, મગજના વ્યાધી, ઉપદંશ, ઉન્માદ ]

**માત્રા—પેટમાં લેવા સારૂ.**

૧ વરસના બાળકને ૨ ગ્રેન.

૨ થી ૪ વરસના બાળક સારૂ ૩ થી ૫ ગ્રેન.

મોહોટા બચ્ચાઓને તેની ઉમરના પ્રમાણમાં આપવી.

માત્રા ધીરે ધીરે વધારવી.

બાહ્યોપચારમાં ઝાડાવાટે પીચકારીમાં ૨૦ થી ૩૦ ગ્રેન.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેનમાં ૫ મીનીમ નારંગીનુ સરબત નાંખવાથી તેનો સ્વાદ સુધરી જાય છે, અથવા ½ ડ્રામ ક્લોરોફોર્મનું પાણી મેળવવું.

## ઉપચાર.

(૧) આમોનીયા બ્રોમાઇડ ... ... ૧ ગ્રેન.
સોડી. પોટાસ બ્રોમાઇડ ... ... ૨ ગ્રેન.
સીરપ ઓરેંશીયાઇ ... ... ½ ડ્રામ.
એકવા ક્લોરોફોર્મ. ... ... ૨ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૩ વરસના બચ્ચાને વાઇ તથા ફેફરા ઉપર.



(૨) આમોન્યા બ્રોમાઇડ ... ... ૩ ગ્રેન.
સ્પી. આમોન્યા એરોમેટીક ૩ મીનીમ.
ટીંક્ચર આરેંસીઆઈ. ... ૧૦ મીનીમ.
એકવાક્લોરોફોર્મ ... ... ૨ ડ્રામ

૧ થી ૮ વરસના બચ્ચાને સારૂ કુકડીયા ખાંસી, અને ઘણો વખત એક સરખી આવતી ખાંસીના દરદમાં આપવી.

---

( ૩ ) આમોનીયા બ્રોમાઇડ. ... ... ૫ ગ્રેન.
કફોરસ હાઇડ્રેટ ... ... ... ૧ ગ્રેન.
એકવા કલોરોફોર્મ ... ... ૧ ડ્રામ.

દર ત્રણ અથવા ચાર કલાકે ત્રણ વરસની ઉમરના બચ્ચાને ( Meningitis ) મગજના, જ્ઞાનતંતુઓના વરમ ઉપર.

---

( ૪ ) ( Troch Ammon Bromid.
ટ્રોક આમોન્યા બ્રોમાઇડ

૨ બબે ગ્રેન. ફ્રુટ, પેસ્ટની સાથે, (ફળમાંથી જાડો રસ નીકળે છે તેની લાહીની સાથે) ત્રણ રેવડીયો બપોર સુધીમાં આપવી. ( કુકડીયા ખાંસી ઉપર. )

---

**AMMONII CARBONAS**. આમોની કાર્બોનાસ.
**અં૦** કાર્બોનેટ ઓફ આમોનીયા. ઉપનામ સ્મેલીન્ગ સોલ્ટ. સુંઘવાનું મીઠું.

**વર્ણન**—અર્ધ પારદર્શક રંગવિનાનું સફેદ કાચના જેવાં દડબા. આમોનીયાની સખત તીવ્ર વાસવાળું, અને એસીડના સ્વાદ જેવું; (reaction alkaline) પ્રતિક્રિયા ક્ષારવાળી ૧ ભાગ દવા પાંચ ભાગ પાણીમાં ઓગળી શકે છે.

**ઉપયોગ**—બાહ્યોપચાર તરીકે નાસ લેવામાં અને અંતરોપચારમાં ફેફસાને ઉત્તેજક કરે છે; અને સ્વેદક છે.

**ચિકિત્સા**—ખાંસીના દરદમાં કફને ગાળીને કાઢેછે. Useful as a Stimulant expectorant in the treatment of Bronchitis and Broncho pneumonia, when the bronchial secretion have become loose; in Lobar pneumonia after crepitatio redux has set in.

**Hard, dry cough contra-indicates the use of Ammonia Carbonate.**

**માત્રા**—પેટમાં લેવાની

૧ વરસના છોકરાને ½ ગ્રેન.
૧ થી ૨ ગ્રેન ૨ થી ૩ વરસના બચ્ચાને.
૫ ગ્રેન. ૫ થી ૭ વરસના બચ્ચાને.

મોહોટા બચ્ચાઓને તેમની ઉમરના પ્રમાણમાં.

બાહ્યોપચારમાં ½ પરસેન્ટ સોલ્યુશન for spraying the larynx. ( કંઠનળી ઉપર છાંટવું.)

**વિપરીત દવાઓ**—આસીડસ, અને આસીડસના ક્ષારો, લાઇમ વોટર. ( ચુનાનું પાણી ] સીરપ સીલા.

**સ્વાદ સુધાકર**—૧ ગ્રેન દવાની સાથે ૫ મીનીમ નારંગીનું સરબત; અથવા ટોલુ મેળવવું.

---

## ઉપચાર

( ૧ ) આમોનીયા કાર્બોનાસ. ... ... ૨ ગ્રેન.

વાઇનમ ઈપીકાક ... ... ૫ મીનીમ.
એકવા કેમ્ફર... ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૨ વરસના બચ્ચાને (બ્રાન્કો-ન્યુમોનીયા.) સ્વાસ નળીના સોજાના દરદ ઉપર.

---

( ૨ ) આમોનીયા કાર્બોનાસ ... ... ૨ ગ્રેન.
પોટાસ બાયકાર્બોનેટ ... ... ૫ ગ્રેન.
એકસ્ટ્રાકટ ગ્લીસરાઈઝા લીકવીડ ... ૧૦મીનીમ
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત અશક્ત બચ્ચાંઓની ખાંસીપર.

---

( ૩ ) આમોન્યા કાર્બોનેટ ... ૫ ગ્રેન.
એકસ્ટ્રાકટ સીંકોના લીકવીડ.. ૫ મીનીમ.
ટીંકચર ડીજીટેલીસ ... ૫ મીનીમ.
નારંગીનું સરબત ... ૨૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર... ... ૩ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૫ થી ૭ વરસના બચ્ચાને

રાતા તાવ ઉપર.

( Scarlet fever ) રાતડીઆ તાવ ઉપર.

---

[ ૪ ] સોલ્યુશન આમોન્યા કાર્બોનાસ ૧/૨ પરસેન્ટ.
to be used as a spray. Acute Laryngitis. તીક્ષણ કંઠનળીના વરમમાં.

---

**AMMONII CHLORIDUM.** આમોની કલોરીડમ.
**અં૦** કલોરાઇડ ઓફ આમોન્યા. ઉપનામ—સાલ આમોન્યાકમ.

**વર્ણન**—સફેદ અથવા રંગવીનાના વાસ રહીત રેસાવાળા ઢેપા. અથવા, ચકચકીત ભુકી. ૧ ભાગ દવા ૩ ભાગ પાણીમાં નાંખવાથી ઓગળે છે.

ઉપયોગઃ—કફઘ્ન, ગ્રાહીક, પીત્તશામક, સ્વેદલ, મુત્રલ, પીડાશામક, ગરમ અને રક્ત શોધક.

**ચિકિત્સા**—જુની ઉધરસ, ફેફસાના સોજા, ઉંટા-

રીયો અને સુકી ખાંસીના દરદમાં ઘણી સારી અસર કરે છે.

When the Bronchial Secretion becomes scanty, and expectoration is difficult.

Contra-indicated in phthisis with much cough.

**માત્રા**—ખાવાની માત્રા.

½ ગ્રેન તરત જન્મેલા બાળકને.
૧ ,, ૯ થી ૧૨ મહીનાના બચ્ચાને.
૩ ,, ૪ વરસના બચ્ચાને.
૫ ,, ૭ ,, ,,
મોટા છોકરાને તેની ઉમરના પ્રમાણમાં.
બાહ્યોપચાર તરીકે ½ પરસન્ટ સોલ્યુશન. (for Spraying the Throat. ગળામાં છંટકાવ તરીકે.

**વિપરીત ઓષધો**—આલ્કલીજ, ક્ષારવાળી માટી, અને તેના કાર્બોનિટસ, સીશુ, સીલ્વરના ક્ષ.રો.

**સ્વાદ સુધાકર**— ૧ ગ્રેન દવામાં ૬ મીનીમ એક્સ્ટ્રાક્ટલીકરાઇટ લીક્વીડ મેળવવું.

## ઉપચારો.

( ૧ ) આમોન્યા ક્લોરાઇડ ... ૨ ગ્રેન.
એક્સ્ટ્રાક્ટ લીકીરાઇટ લીક્વીડ } ½ ઔંસ.
Ect. Liquirit Liquid }
ડીસ્ટીલ્ડ વૉટર ... ... ૧ ,,

એક ચાહની ચમચી દર બબ્બે કલાકે.

Icteras neonatorin.

તરત જન્મેલા બાળકને કમળા ઉપર.

---

( ૨ ) આમોન્યાક્લોરાઇડ... ... ૧ ગ્રેન
એક્સ્ટ્રાક્ટ કેનાબીસ ઇન્ડીકા... ½ ગ્રેન.
Elaosech Foenic ... ૩ ગ્રેન.

દર ત્રણ કલાકે આપવી.

Laryngitis with very troublesome cough. સ્વાસ નળીના સોજા સાથે, અતિશય દુઃખદાયક ખાંસી ઉપર.

( ૩ ) આમોન્યા ક્લોરાઇડ ... ૨ ડ્રામ.
ઇનફ્યુઝમ સેના. ... ... ૪ ડ્રામ.
ઇનફ્યુઝમ જેન્શીયન કો; ... ૭ ઓંસ.

મીશ્ર કરી એક ચાહની નાની ચમચી ( ૧ ડ્રામ ) જમ્યા પેહેલા પાવી.
ઝીણા કરમીયા, અને અતિશય સ્લેશ્મ નીકળતું હોયત્યારે.

thread worms, if there is much catarrh.

---

[ ૪ ] સોલ્યુશન [ પીવાની નહી. ]

સોલ્યુશન આમોન્યા ક્લોરાઇડ ½ થી ૧ પરસેંટ જોઇતા પ્રમાણમાં તૈયાર કરી સ્વાસ લેવામાં ઉપયોગ કરવો. Inhalation or spray in acute Laryngitis.

---

**AMMONII CITRATIS LIQR.** આમોની સાઇટ્રેટીસ લીકર. અ'૦ સાઇટ્રેટ ઓફ લાઈકર આમોનીયા

**વર્ણન**—રંગ વીનાનું અને વાસ વીનાનું પ્રવાહી, સ્વાદે ખારૂં હોય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં—કફના દરદમાં, સ્વેદલ, મૂત્રલ, તરસ છીપાવનાર છે.

**ચિકિત્સા**—તિક્ષણ ચોળીઆના દરદમાં, ખાંસી, ઓરી, રતવાના દરદોમાં વપરાય છે.

**માત્રા**—૬ મીનીમ ૧ વરસના બચ્ચાને.

૨૦ થી ૩૦ મીનીમ પાંચ વરસના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેની ઉમરના પ્રમાણમાં.

**વિપરીત દવાઓ**—માર્મનરલ એસીડસ, અને એસીડ વાળા ક્ષારો.

**સ્વાદ સુધાકર**—૫ મીનીમ દવામાં પાંચમીનીમ સીરપટોલુ ઉમેરવાથી તેના સ્વાદ સુધરી જાય છે.

## ઉપચારો.

(૧) આમોનીયા કાર્બ ... ... ૧½ ગ્રેન.

એસીડસાઇટ્રીક.... ... ... ૧½ ,,

ડીસ્ટીલ્ડ વોટર... ... ... ૧ ડ્રામ.

કફઘ્ન અને સ્વેદલ તરીકે.

( ૨ ) લાઇકર આમોન્યા સાઈટ્રેટ. ... ½ ડ્રામ.

સીરપ લીમોનીસ ... ... ½ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ ચાર વખત ગરમ પાણી માં પાવું. (Diaphoretic in Scarlatinal Nephritis.) રાતા તાવમાં થયેલ ગુરદાના દરદમાં સ્વેદલ તરીકે.

લાઇકર આમોન્યા સાઇટ્રેટ સ્વચ્છ બાટલીમાં ભરવું જોઇએ, અને તે બાટલીમાં પ્રથમ સીસાની કોઈ દવા ભરેલી હોવી નહી જોઇએ.

---

**AMMONII VALERIANAS.** આમોની વેલેર.એ-નાસ. અ'૦ વેલેરીયેનેટ ઓફ આમોનીયા.

**વર્ણન**—સફેદ કાચના કટકા જેવા, અને ઘણા તેજ વાસ વેલેરીયેનિક આસીડના આવે છે. પાણીમાં તરત ઓગળી જાય છે. તેમજ આલ્કોહોલ તથા ઈથરમાં પણ ઓગળી જાય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં ( અન્ટીસ્પેઝમોડીક્સ ) તાણ તથા આંચકી મટાડનાર છે.

**ચિકિત્સા**—નાના બચ્ચાને દાંત આવતી વખતે તાણુ તથા દાંતખીલી બેસી જાય તેના ઉપર ઉપચાર કરવામાં આવે છે.

**વિપરીત દવાઓ**—ચુનાનું પાણી, જમીનમાંથી નીકળતાં એસીડો, ક્ષારો, અને આસીડ મીશ્રીત ક્ષારો.

**માત્રા**—૧/૬ થી ૧/૨ ગ્રેન. ત્રણુ માસની ઉમરના બાળકને.

**સ્વાદ સુધારવા**—૧/૨ ગ્રેન દવામાં ૧૦ મીનીમ ગ્લીસરાઇન અને એક ઔંસ ફીનીકયુલાઇનું પાણી મેળવવાથી તેનો ખરાબ વાસ તથા સ્વાદ ઢંકાઇ જાય છે.

## ઉપચ્ચાર.

( ૧ ) આનોન્યા વેલીરીયેનેટ ... ૧/૨ ગ્રેન
ગ્લીસરાઈન ... ... ૫ મીનીમ.
એક્વાફીનીક્યુલાઇ. ... ૧ ડ્રામ.

માત્ર કરી દીવસમાં બે ત્રણ વખત.

૪ થી ૫ માસના બચ્ચાને. તાંબુ તથા આંચકીપર-

---

## AMYL NITRIS. એમીલ નાઇટ્રીસ.

**અં૦ નાઇટ્રેટ ઓફ એમીલ.**

**વર્ણન**—પીળાસ પડતું ઇથર મીશ્રીત પ્રવાહી, તરેહ વાર પરંતુ મન પસંદ વાસવાળું **હોય છે. આલ્કોહલ**, ઇથર અને કલોરોફાર્મમાં નાંખવાથી મળી જાય છે.

ઉપયોગ—બાહ્યોપચારમાં તથા અંતરોપચારમાં, તેનો ઉપયોગ થાય છે, હેડકી, હૃદયશુળ, અપસ્માર, કોલેરાની મુર્છા, નબળાઇની મુર્છા, દમ, હાંફણ, માથાના સખત દુખાવા, ધનુરવા વિગેરે, ઉપર વારંવાર વપરાય છે.

ચિકિત્સા—તાણ, આંચકી, ફેફર, દમ, હાંફણ, હૃદયશુળ વિગેરે દરદો ઉપર ઉપયોગ કરવામાં આવે છે, તથા સુંઘવાથી ગરમ અને પૌષ્ટીક અસર કરે છે.

**માત્રા**—અંતરોપચારમાં. ½ થી ¾ મીનીમ ૬ થી

૧૨ મહીનાના બાળકને, મોહોટા બચ્ચાને તેની ઉમરના પ્રમાણુમાં. નાસ લેવા સારૂ. ½ મીનીમ ૬ થી ૧૨ મહીનાના બાળકને; ૨ મીનીમ. પાંચ વરસના બચ્ચાને સુંઘાડવામાં આવે છે.

---

## ANTHEMIDIS INFUSUM. એન્થેમાડીસઇનફ્યુઝમ.

## CHAMOMILE FLOWERS INFUSUM.

શેમોમાઇલ ફ્લૉવર્સ ઇન્ફ્યુઝમ.

Dried expanded Flower-heads of the common or Roman Chamomile. ( Anthemis nobilis. )

**વર્ણન**—તરેવાર સુગંધવાળુ, સ્વાદ અને વાસ કડવા દીપન ને પૌષ્ટીક છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં હોજરીના દરદમાં વાતહર, અને કૃમીઘ્ન અસર કરનાર છે.

**ચિકિત્સા**—પેટની અંદરના દુખાવા. સુંઠ ઉપર

(colic) ગ્રીશ્મ રૂતુમાં થતા ઝાડાના દરદમાં; અને પેટમાંનાં ગીણા કરમના દરદોપર વારંવાર ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—૧ થી ૨ દ્રામ ૧ વરસના બચ્ચાને.

મોહોટાને તેની ઉમરના પ્રમાણમાં.

**સ્વાદ સુધારક**—૧ ગ્રેન દવામાં ૨૦ મીનીમ નારંગીના સરબત નાંખવાથી તેનો ખરાબ વાસ અથવા સ્વાદ સુધરી જાય છે.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ગ્લીસરાઈન એસીડ કાર્બોલીક... | ... | ૧ | મીનીમ. |
| સીરપ ઓરેંશી... | ... ... | ૪૦ | ,, |
| ઈનફ્યુઝમ એન્થેમાઈીસ | ... ... | ૨ | દ્રામ. |

( for Summer Diarrhoea. ) રૂતુમાં થતા ઝાડાના દરદપર.

માત્રા કરી દીવસમાં ત્રણ વખત એક વરસની ઉમરના બચ્ચાને.

## ANTIMONIUM TARTARATUM. અ૦.

### ઓાક્ષ એન્ટીમની.

**વર્ણન**—રંગવીનાનું, વાસવીનાનું, પારદર્શક, ચોરસ પણ કાટખુણા વીનાના ચળકતા કડકા, સહેજ ધાતુના જેવા સ્વાદવાળી, ૧૫ ભાગ પાણીમાં ઓગળે છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં—સ્વેદલ, કફઘ્ન અને વમન કારક છે.

**ચિકિત્સા**—સઘળી જાતના તાવ, સુકી ઉધરસ, ઉંટાંટીયો, દમ, સસણી, કાળજાના વધારા અને સોજાના વ્યાધી, ફેફસાના સોજાના અને ફેફસાના અંતરપડના સોજાના વ્યાધી, સળેખમ, ઈનફ્લ્યુંઝા, અને તીક્ષણ સંધીવાનાં દરદમાં વારંવાર વપરાય છે.

**માત્રા**—કફઘ્ન તરીકે ૧/૬૦ ગ્રેન ૧ થી ૨ વરસનાં બચ્ચાને.

કફઘ્ન તરીકે ૧/૪૮ થી ૧/૩૦ ગ્રેન ૨ થી ૪ વરસના બચ્ચાને.

**વિપરીત દવાઓ**—ગેલીક, ટેનીક એસીડસ. લેડ સોલ્ટસ, અને એસ્ટ્રીજન્ટ વેજીટેબલ ઇનફ્યુઝન્સ.

**સ્વાદસુધાકર**—૧ ગ્રેન ટારટરેટેડ એન્ટીમનીમાં ૧૦ માનીમ સીરપટોલુ અથવા ૧ ડ્રામ બદામનું મીશ્રણ મેળવવાથી તેનો વાસ તથા સ્વાદ સુધરી જાય છે.

---

## ઉપચાર.

એન્ટીમોનીયમ ટારટરેટ ... ૧ ગ્રેન.

મીક્સચર અમીગડલા (બદામનું મીશ્રણ.) ૪ ઔંસ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વાર ૨ વરસની ઉમરના બચ્ચાને આપવું.

Scarlatin Nipbritis. રાતા તાવમાં મુત્ર પીંડનો સોજો થયો હોય તેને માટે.

**નોટ**—વમન કારક અસર કરવા સાફ ૭ મહીનાની અંદરના બાળકને આપવું નહી. અને તેથી વધારે ઉમરના ને આપવું હોયતો બચ્ચુ શશક્ત હોય ( મજબુત ) તેને જ આપવું, પરતુ આજ કાલ તેના બદલામાં ઉલટી

આર ઇપીકાકયુના વપરાય છે. માટે ચાલતા સુધી એન્ટી-મોનીયમ નાના બચ્ચાને આપવું નહી, વધારે પ્રમાણમાં ભયંકર વિષહારી ચિન્હો થાય છે.

---

## APOMORPHINE. HYDROCHLORAS. એપોમોરફાઇન હાઇડ્રોકલોરાસ.

**વર્ણન**—સફેદ કાળા રંગના નાના ચળકતા કડકા, સ્વાદે કડવા, ૭ ભાગ પાણીમાં અને ૪૫ ભાગ આલકોહલમાં એક ભાગ નાંખવાથી ઓગળે છે, અને પાણી જેવું સોલ્યુશન થોડા વખતમાં લીલા રંગનું થાય છે, અને તેમાં ૧ મીનીમ ડીલ્યુટ હાઇડ્રોકલોરીક આસીડ નાંખવાથી એવો રંગ થતો અટકે છે. કાળી બાટલીમાં ભરવું, હવા ઉજેશમાં રાખવાથી રંગ બગડી જાય છે.

**ઉપયોગ**—હાયપોડર્મીકલી ( ત્વચામાં પીચકારી વાટે ) અને અંતરોપચારમાં વમન તરીકે તથા કફઘ્ન તરીકે વપરાય છે.

**ચિકિત્સા**—હોજરીમાંથી, ગર્ભાશયમાંથી, ફેફસામાંથી

થતા રક્તશ્રાવ, ૠતુશ્રાવના દરદોમાં, મસાના દરદોમાં થતા રક્તશ્રાવમાં, પેશાબ, પથરી તથા મુત્રાશયના વ્યાધીમાં આ દવા વપરાય છે, તેમજ, ખાંસી, હુપીન્ગ કફ ( કુક-ડીયા ખાંસી ) માં સુવારોગ, તીક્ષણ સંધીવા. ધનુર્વા ઉન્માદ, અને સનીપાતના રોગમાં વાપરવાથી ફાયદો છે.

---

નાના છોકરાને ૧ વરસની અંદરના બચ્ચાને ત્વચાની મારફતે પીચકારીનો ઉપયોગ કરવો નહી કારણ તેનાથી એકદમ મુર્છા આવી મરણ થાય છે.

**માત્રા—અંતરોપચારમાં.** કફઘ્ન તરીકે.

૧/૬૦ ગ્રેન એક વખતની માત્રામાં અને ૧/૨ ગ્રેન એક દીવસની માત્રાઓમાં ૧ થી ૨ વરસના બચ્ચાને.

૧/૫૦ ગ્રેન એક વખતની માત્રામાં અને ૧/૬ એક આખા દીવસની માત્રામાં ત્રણ વરસની ઉમરના બચ્ચાને.

૧/૩૦ ગ્રેન એક વખતની માત્રામાં અને ૧/૪ ગ્રેન આખા દીવસની માત્રામાં ૪ થી ૬ વરસના બચ્ચાને.

૧/૨૦ ગ્રેન એક વખતની માત્રા અને ૧/૩ ગ્રેન એક આખા

દીવસની માત્રામાં ૮ થી ૧૦ વરસના બચ્ચાને.
૧/૧૨ ગ્રેન એક વખતની માત્રા અને ૧ ગ્રેન એક આખા
દીવસની માત્રામાં દસ વરસ ઉપરાંતની ઉમરનાને.

**અંતરોપચારમાં.** વમન ( ઉલટી સારૂ ) કરાવવા સારૂ કફઘ્ન તરીકેની જે માત્રા ઉપર આપી છે તેના કરતાં દોઢી અથવા બમણી માત્રા આપવી.

**હાયપોડમીકલી.** ત્વચામાં પીચકારીથી દાખલ કરવાની માત્રા.

૧/૮૦ ગ્રેન થી ૧/૪૦ ગ્રેન. ૧ થી ૨ વરસની ઉમરના બચ્ચાને
૧/૪૦ ગ્રેનથી ૧/૨૦ ગ્રેન. ૨ થી ૫ વરસના બચ્ચાને.
૧/૨૦ ગ્રેનથી ૧/૧૨ ગ્રેન. ૬ થી ૧૦ ,, ,,
૧/૧૨ ગ્રેનથી ૧/૬ ગ્રેન. ૧૦ થી ૧૫ ,, ,,

---

**વિપરીત દવાઓ**—આલ્કાલીસ, ટેનીક એસીડ અને ટેનેટસ.

**સ્વાદસુધાકર**——½ ગ્રેન હાયડ્રોકલોરેટ ઓફ એપોમોરફાઇનમાં ૧૦ મીનીમ સીરપ પ્રુની વર્જીનીયાનો, લેમોનીસ, અથવા આલથીઈ.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| એપોમોર્ફીની હાયડ્રોકલોરેટ.... | | ... | ½ ગ્રેન. |
| એસીડહાયડ્રોકલોરીક.... | ... | ... | ૨ મીનીમ. |
| સીરપ લીમોનીસ... | ... | ... | ૩૦ ,, |
| ડીસ્ટીલ્ડ વોટર ... | ... | ... | ૨ ઔંસ. |

મીશ્ર કરી ૧ ટીસ્પુન ફુલ દર બબ્બે કલાકે.

બે વરસની ઉમરના બચ્ચાને. (Bronchitis) કંઠ નળીના સોજા ઉપર.

---

## APOMORPHINÆ INJECTIO HYPODERMICA.

એપોમોર્ફીની ઇનજેક્શીયો હાયપોડર્મીકા. અ૦ હાયપોડર્મીક ઇનજેક્શન ઓફ એપોમોર્ફીનનું પ્રવાહી.

**વર્ણન**—એક ગ્રેન હાયડ્રોકલોરેટ એપોમોર્ફીન ૫૦ ભાગ કપુરના પાણીમાં સમાવેલ છે.

**ચિકિત્સા**—તીક્ષણ કંઠ નળીના સોજાના દરદમાં વારંવાર વપરાય છે. એક વરસની અંદરના બાળકને આ દવાનો ઉપયોગ કરવો નહી.

પીચકારીની માત્રા.

**માત્રા**—૧ મીનીમ ૧ થી ૩ વરસના બચ્ચાને.

૨ ,, ૧ થી ૬ ,, ,,
૩ ,, ૭ થી ૧૦ ,, ,,
૪ થી ૫ મીનીમ ૧૦ થી ૧૨ ,, ,,
૬ મીનીમ મોહોટી ઉમરના છોકરાને.



**ARGENTI NITRAS.** અર્જન્ટી નાઇટ્રાસઃ અં૦ નાઇટ્રેઇટ ઓફ સીલ્વર. ગુ. ચાંદીના તેજાબ.

**વર્ણન**—રંગવીનાના સફેદ કાચના કટકા જેવા, અથવા સફેદ ગોળ સળીઓ બનાવેલી હોય છે. પાણીની અંદર અને રેક્ટીફાઇડ સ્પીરીટમાં ઓગળી શકે છે. પાણી ડીસ્ટીલ્ડ વોટર અથવા વરસાદનું જોઇએ. સ્વાદ ધાતુના

જેવો અને સ્તંભક હોય છે. અને અજવાળામાં રેહેવાથી કાળુ પડી જાય છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં. સડેલા ચાંદા ઉપર લગાડવાથી તે ભાગને બાળી નાંખે છે. અંતરોપચારમાં ગ્રાહીક, અને મજ્જાતંતુને બળ આપનાર છે.

**ચિકિત્સા**—જુના અતિસાર તથા આમાતિસાર, અજીર્ણ, હોજરીના દરદો, આંતરડાનાક્ષત, કોરીયા, અપસ્માર, ઉરૂસ્તંભ, ઉંટાટીઓ. દમ, મગજની નબળાઈના વ્યાધી, ઉપદંશથી થયેલા મોઢાંનાં તથા તાળવાનાં ચાંદા; ચુલીઓ, વિગેરે દરદોમાં વપરાય છે. તેમજ બાહ્યોપચાર, તરીકે, મસા, ગચાતા ચાંદા, હડકાયા કુતરાના વિષવાળા જખમ, તથા સાપના ઝેરી ડંખપર, અને રતવાના ઉપર લગાડવામાં આવે છે, તેમજ આંખના દરદમાં તેના પાણીના ટીંપા નાખવાથી દરદ મટી જાય છે. પણ લાંબો વખત વાપરવાથી કાળા ડાગ પડી જાય છે.

**નોટ**—આ દવા ઘણો લાંબો વખત વાપરવાથી કાળા ડાગ પડી જાય છે તથા પેટમાં વાપરવાથી ચમાડીના

રંગ કાળો પડી જાય છે. માટે આ દવા લાંબા વખત સુધી વાપરવી નહી.

અને વાપરવાની જરૂર પડે તો અઠવાડીઆ સુધી વાપરી બંધ કરવી, અને ફરી કેટલોક વખત વીત્યા બાદ વાપરવી. ઝાડા વાટે પીચકારીમાં આ દવા વાપરવાની હોય તો પ્રથમ ઉંહાળા પાણીની પીચકારીથી ગુદાનું પ્રક્ષાલન કરી પછી તરતજ વાપરવી.

**માત્રા—અંતરોપચારમાં.**

૧/૩૦ ગ્રેન દર બબે કલાકે ૬ માસના બાળકને
૧/૨૫ ગ્રેન દર બબે કલાકે ૧ વર્ષના બાળકને
૧/૨ ગ્રેન દર બબે કલાકના અંતરે બે વર્ષના બાળકને.

તેવીજ રીતે ઉમરના પ્રમાણમાં માત્રા આપી શકાયછે

લોકલી ( સ્થાનીક ઉપચાર )

ગુદાવાટે પીચકારીમાં ૧/૨ ગ્રેન ૬ માસના બાળકને
,, ૧ ,, ૧ વરસના ,,
,, ૨ ,, ૨ થી૩ વરસના બાળકને

**વિરૂદ્ધ દવાઓ**—ક્ષાર, કલોરાઇડસ, તમામ જાતના તેજાબો ( નાઇટ્રીક અને એસેટીક એસીડ સીવાયના! ) આયોડાઇડ ઓફ પોટાસીયમ આર્સેનીક, હાઇડ્રોકલોરેટ ઓફ કોકેન અને આવી વનસ્પતિનો ઉકાળો.

**સ્વાદ સુધાકર**—½ ગ્રેન નાઇટ્રેટ આફ શીલ્વરમાં ૧૦ મીનીમ ગુંદરના પાણીમાં અથવા ગ્લીસરાઇનમાં મેળવી આપવાથી સ્વાદમાં સુધારો થાય છે.

---

## ઉપચાર

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | અર્જન્ટીનાઇટ્રસ | ... | ... | ૧ ગ્રેન. |
| | ગુંદરનું પ્રવાહી | ... | ... | ૨ ડ્રામ |
| | ડીસ્ટીલ્ડ વાટર | ... | ... | ૪ ઔંસ. |

મીશ્ર કરી બે ચાની નાની ચમચીઓ દર બે અથવા ત્રણ કલાકે, ૭ મહીનાના બાળકને પેટના આંતરડાના સોજા ઉપર. ( follicular enteritis. )

( ૨ ) લોશન.

અર્જેન્ટીનાઇટ્રસ ... ... ૧ ગ્રેન
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ઔંસ

for coryza in congenital syphilis.

---

વારસામાં ઉતરેલ ઉપદંસને લીધે નાકમાંથી નીકળતા શ્લેશ્મ ઉપર.

( ૩ ) અર્જેન્ટી નાઇટ્રસ ... ... ૪ ગ્રેન
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ઔંસ.

આંખના દરદમાં થોડાં ટીંપા પાડવાથી આંખના દરદ મટે છે. અને પીયા નીકળતા બંધ પડે છે.

(ophthalmo blennorrhoea.)

---

( ૪ ) આર્જેન્ટી નાઇટ્રસ ... ૧૬ ગ્રેન.
સ્પી. ઇથર, નાઇટ્રોસાઇ ... ૧ ઔંસ.

મીશ્ર કરી બ્રશથી વિપાદીકા ઉપર લગાડવું.

( for chilblains. )

---

## ARGENTI ET POTASSI NITRAS. અર્જન્ટી એટ પોટાસીનાઇટ્રસ.

નાઇટ્રેટ ઓફ સીલ્વર અને પોટાસ, ઉપનામ–મીટીગેટેડ કાસ્ટીક.

**વર્ણન**—સફેદ અથવા ભૂરા રંગની બનાવેલી લાંબી ગોળ સળીઓ પાણીમાં જલદીથી ઓગળી શકે છે.

**ગુણ**—દાહક, ડામ પાડનાર; ગરમ, આહીક અને પૌષ્ટીક છે.

ઉપયોગ—આંખના દરદોમાં વપરાય છે.

---

## ARGENTI OXIDUM. અર્જન્ટી ઓકસીડમ. અં• ઓકસાઇડ ઓફ સીલ્વર.

**વર્ણન**—ઓલીવ બ્રાઉન અથવા કાળો ભુકો; પાણીમાં ઓગળતું નથી. સહેજ આમોન્યામાં ઓગળે છે અને નાઇટ્રીક આસીડમાં બરોબર ઓગળી જાય છે.

ઉપયોગ–સ્થાનીક ઉપચારમાં આહીક અસર તરીકે;

તથા અંતરોપચારમાં શક્તિવર્ધક તરીકે વપરાય છે.

**ચિકિત્સા**—અપસ્મારના દરદમાં વાપરવાની ભલામણ કરે છે. ( વાર્ઇ, ફેફર, તાણુ. )

**માત્રા**—૧/૧૬ ગ્રેન ૧ વરસના બચ્ચાને.
૧/૮ „ ૨ „ „
૧/૪ „ ૫ „ „
મોહોટી ઉમરનાં ને વયના પ્રમાણમાં આપવી.

**વિરૂદ્ધ દવાઓ**—ઓર્ગેનીક પદાર્થો. ક્રીયાસોટ અથવા કલોરાઈડની સાથે મેળવી ગોળી બનાવવાથી અવાજ થાય છે.

## ઉપચાર

૧ અર્જન્ટી ઑાક્સાઇડ. ... ૧/૪ ગ્રેન.
કાઓલીનનું મલમ જોઇતા પ્રમાણમાં મિશ્ર કરી એક ગોળી કરવી.

અપસ્મારમાં ૭ વરસના છોકરાને આપવી.



**ARSENICOSUM ACIDUM.** આર્સેનીકોઝમ એસીડમ. **અં૦** આર્સેનીયસ ઍસીડ.=ઉપનામ. વ્હાઇટ આર્સેનીક. ગુ૦ સફેદ સોમલ, શંખીઓ.

**વર્ણન**—સફેદ વજનદાર ભુકો, તેનો સ્વાદ હોતો નથી, પરંતુ સ્હેજ ગળપણ પાછળથી માલમ પડે છે. ૧૦૦ ભાગ ઠંડા પાણીમાં ઓગળી શકે છે.

**ગુણ**—પૌષ્ટીક, લોહી સુધારનાર, તાવ રોકનાર અને દાહક છે.

**ઉપયોગ**—સફેદ સોમલની બનાવટો, તરીઓ, એકાંતરીઓ, ચોથીઓ, ટાઢીયો, અને મલેરીઆ તાવના દરદો, માથાના દુખાવાના વ્યાધી, કફના દરદો, જુની ઉધરસ, ક્ષય, કોરીઆ, અપસ્માર, આદાશીશી. ઉંટાટીઓ, દમ, હાંફણ, કોઢ, જુના ચામડીના દરદો, સંધીવા, ગાંઠીઓ વા, ચાંદી, વીસ્ફોટક, સુંક, ગર્ભસ્થાનની ગાંઠીના દરદમાં, બરોળના વધવાના દરદમાં, સર્પદંશ, જુનો સંગ્રહણી, અને નબળાઇના દરદમાં વપરાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા જમ્યા પછી આપવી, સોમલ

આપતાં આંખ લાલ થાય, પાંપણુની કોરો સુઝી આવે, હોજરીમાં દુઃખ થાય, જીભપર સફેદ છારી વળે અગર મોળ, ઉબકા અને ઉલટીઓ થાય તો તરતજ સોમલ આપવો બંધ કરવો. અને આપવાની જરૂર હોય તો ઘણા સુક્ષ્મ પ્રમાણુમાં આપવો.

દાકતર મ્યુર મધુપ્રમેહમાં વાપરવાની મજબુત ભલામણ કરે છે. સોજાવાળા ચામડીના દરદમાં સોમલ વાપરવો નહી. જ્યારે ચામડીપર સોમલ લીધાથી સોજાની અસર થાય ત્યારે તે બંધ કરવો, અને રેચક દવા આપી પેટ સાફ કરવું. મોહોટા માણુસની માત્રા ૧/૬૦ ગ્રેનથી ૧/૨ ગ્રેન છે.

**માત્રા**—૧/૨૦૦ ગ્રેન, એક અથવા બે વખત ૮ થી ૧૦ વરસની ઉમરના છોકરાને આપવી. અને ધીમે ધીમે વધારી ૧/૬૦ ગ્રેન સુધી આપી શકાય છે. પરંતુ નાની ઉમરના બચ્ચાંઓને આ દવા આપવી નહી.

**વિરૂદ્ધ દવાઓ**—હાઈડ્રેટ ઓફ આયરન, મેગનેસીઆની મેળવણીવાળી દવા. ટેનીકઆસીડ, એસેટેટ ઓફ લેડ, અને વનસ્પતિના ઉકાળા.

**સ્વાદ સુધારક**—૧/૧૨૦ ગ્રેનમાં ૧ ગ્રેન ગ્લીસરાઇઝાની ભુકી મેળવવાથી તેનો ખરાબ સ્વાદ માલમ પડતો નથી.

## ઉપચારો.

( ૧ ) એસીડ આર્સેનીકોઝમ ... ૧/૬૪ ગ્રેન.
પલ્વીસ ગ્લીસરાઇઝા ... ૩૦ ગ્રેન.

ગુંદરનું પ્રવાહી જોઇતા પ્રમાણમાં નાંખી ૨૦ ગોળીઓ કરવી.

૧ થી ૨ ગોળીઓ જમ્યા પછી ૮ થી ૧૦ વરસના છોકરાને.

( ૨ ) લેવીકોવાટર ( ડીલ્યુટેડ ) નરમ ૧ થી ૪ ડ્રામ દુધની સાથે મેળવી આપવું.

પછી લેવીકો સ્ટ્રૉન્ગ ૧ થી ૪ ડ્રામ દુધમાં મેળવી જમ્યા પછી પાવું.

આ દવા ઝેરી છે માટે હુંશીયાર ડાકતરની સલાહથી વાપરવી.



## ATROPINÆ SULPHAS. ( એટ્રોપીન સલ્ફાસ )
**અં૦ સલ્ફેટ ઓફ્ એટ્રોપીન.**

**વર્ણન**—સફેદ ( ક્રીસ્ટલાઇન ) ભુકી અથવા કટકા હોય છે; એક ભાગ પાણીમાં ઓગળી શકે છે, અને ૩ ભાગ આલકોલમાં ઓગળે છે; સ્વાદે કડવું હોય છે.

**ગુણ**—પીડા શામક, ઉષ્ણ, ચુંક અને દુખ શોષક છે. આંખની કીકીને પહોળી કરનાર, ઘેન લાવનાર, સ્નાયુને શીથીલ કરે છે અને ચુંક તથા આંકડીને મટાડે છે.

**ઉપયોગ**—તીક્ષણ ઉધરસ, કોરીઆ, ધનુર્વા, ચસકા, દમ, હાંફણ, માથાનું સૂળ, આંખનું સૂળ, મૂત્રગાંઠ, મળાવરોધ, મૂત્રશ્રાવ, ઊંટાંટીઓ, પ્રમેહ, પ્રદર, ધાતુશ્રાવ અપસ્માર, સંધીવા, હડકવા, સન્નીપાતના ઉન્નમાદ, અનિયમીત ઋતુશ્રાવ, પીડીતાર્તવ, વિગેરે દરદોમાં તથા રાતના થતા પરસેવામાં જૂદી જૂદી રીતે બાહ્યોપચાર તરીકે તથા પીચકારી વાટે ચામડીમાં દાખલ કરવામાં વપરાય છે. આ દવા નાના બાળકોને આપવામાં આવતી નથી અને આપે છે તો હુંશીયાર અને અનુભવી દાક્ત-

રાજ આપી શકે છે. અને તેને માટે નીચે મૂજબ માત્રા આપે છે.

**માત્રા—અંતરોપચાર તરીકે**—૧ વરસના બાળકને $\frac{૧}{૧૦૦}$ ગ્રેન અને મોહોટા બાળકોને તેની ઉમરના પ્રમાણમાં અપાય છે.

**બાહ્યોપચાર તરીકે**—$\frac{૧}{૨}$ થી ૧ પરસેન્ટ શોલ્યુશન અથવા ૧ પરસેન્ટ ઓઇન્ટમેન્ટ, આંખના દરદ માટે. ( For Conjunctival application. )

**હાયપોડર્મીકલી** ( ત્વચામાં પીચકારી વાટે. )

$\frac{૧}{૨૪૦૦}$ થી $\frac{૧}{૧૨૦૦}$ ગ્રેન તરત જન્મેલાં બાળકને.

$\frac{૧}{૫૦૦}$ ગ્રેન ૧ વરસના બાળકને.

$\frac{૧}{૨૫૦}$ ગ્રેન ૨ વરસના બાળકને.

$\frac{૧}{૧૬૦}$ ગ્રેન ૩ થી ૫ વરસનાં બચ્ચાંને.

$\frac{૧}{૧૦૦}$ ગ્રેન ૫ થી ૮ વરસના ,,

$\frac{૧}{૬૦}$ ગ્રેન ૮ થી ૧૨ ,, ,,

$\frac{૧}{૮૦}$ ગ્રેન મોહોટી ઉમરના છોકરાઓને.

---

**વિરૂદ્ધ દવાઓ**—આલ્કાલીઝ (ક્ષારો) ટેનીકએ-સીડ, ટેનેટસ, આયોડાઇન, અને આયોડાઇડસ.

**સ્વાદ સુધારવા**—$\frac{1}{60}$ ગ્રેન સલ્ફેટ ઓફ એટ્રો-પીનમાં પાંચમીનમ નારંગીનું અથવા ઝીંઝીબેરીસનું સર-બત નાંખવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | એટ્રોપીન સલ્ફ | ... | ૧ ગ્રેન. |
| | એકવાડીસ્ટીલ્ડ | ... | ૧ ઔંસ. |

મીશ્ર કરી આંખના ખુંણામાં નાકની પાસે ટીંપા પાડવા. આંખના દરદમાં. ( A few drops to be dropped into the conjunchval sac. )

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | એટ્રોપીન સલ્ફ | ... | $\frac{1}{100}$ ગ્રેન. |

---

નોટ:—અફીણ, અને તેની બનાવટોના, હાયડ્રોસ્યાનીક આસીડના, ઇસરીન, ફીઝોસ્ટીગમીન, એકોનાઇટ, મરક્યુરીન, ઓમલ, પીલોકાર્પાઇન, નાઇટ્રોગ્લીસરાઇનના ઝેરોના કેસોમાં વિષ નાશક તરીકે બેલાડોના અને અટ્રોપીન વપરાય છે.

| | | |
|---|---|---|
| લાઇકરસ્ટ્રીકનીઆ, | ... | ૧ મીનીમ. |
| નારંગીનીછાલનું સરબત... | | ૧૫ મીનીમ. |
| ડીસ્ટીલ્ડ વાટર | ... | ૧ ડ્રામ. |

એક વરસના બાળકને દીવસમાં બે વખત આપવું.

---

**ATROPINÆ SULPHATIS LIQUOR.** (ઍટ્રોપીના સલ્ફેટીસ લાઇકર) અં-લાઇકરઓફ અટ્રોપીન સલ્ફ.

**વર્ણન**—૧ એક પરસેન્ટ સોલ્યુશન ઑફ સલ્ફેટ ઓફ અટ્રોપીન સ્વાદ કડવા, પ્રતિક્રીયા મધ્યમ.

**ઉપયોગ**—ત્વચામાં પીચકારી વાટે. અને અંતરોપચાર તરીકે વાપરવામાં આવે છે.

**ચિકિત્સા**—આંચકા. ધનુર્વા, નાના બાળકોની દાંત ખીલીના દરદમાં રાત્રીના થતા પરસેવા ઉપર, વિગેરેમાં ઘણું ઉપયોગી છે.

**માત્રા—અંતરોપચાર તરીકે**—૧ મીનીમ, ૧ વરસના બચ્ચાને, મોટી વયનાને તેની ઉમરના પ્રમાણમાં.

**હાયપોડરમીક્ પ્લી**—ત્વચામાં પીચકારી વાટે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧/૪ થી ૧/૨ | મીનીમ | નવીન જન્મેલા | | બાળકને. |
| ૩/૫ | ,, | એક વરસના | | ,, |
| ૩/૪ | ,, | ૨ થી ૪ વરસના | | બાળકને |
| ૧ | ,, | ૫ થી ૮ | ,, | ,, |
| ૧½ | ,, | ૮ થી ૧૨ | ,, | ,, |

૨ મીનીમ. ૧૨ થી ઉપરની ઉમરનાને.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—જે સલ્ફેટ ઓફ એટ્રોપીનમાં આપેલી છે તેજ.

**સ્વાદ સુધારવા**—૧ મીનીમમાં ૫ મીનીમ નારંગીનું અથવા ઝીંજીબેરીસનું સરબત ઉમેરવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | લાઇકર એટ્રોપીન સલ્ફ.,... | | ૧ મીનીમ. |
| | લાઇકરસ્ટ્રીકનીઆ. | ... | ૧ ,, |
| | નારંગીનું સરબત | ... | ૧૫ મીનીમ. |
| | ડીસ્ટીલ્ડ વોટર... | ... | ૧ ડ્રામ. |

મીશ્ર કરી દીવસમાં બે વખત એક વરસના બચ્ચાને આંચકીના દરદમાં આપવું.

---

( ૨ ) લાઇકર સ્ટ્રીકનીઆ સલ્ફ ... ૧ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ડ્રામ.

મીશ્ર કરી બે મીનીમ પીચકારી વાટે જેટલી વખત જરૂર જણાય તેટલી વખત ચામડીમાં દાખલ કરવી. નવીન જન્મેલા બાળકને, (ટેટેનસ, અને ટ્રીસમસ નીયોનેટોરમ) ધનુર્વા તથા દાંત ખીલીના દરદમાં.

---

**BELLADONNŒ EXTRACTUM**. બેલાડોની એકસ્ટ્રૅકટમ. અં—ઍટ્રોપા બેલાડોના ગુ. બેલાડોનાનું સત્વ.

**વર્ણન**—સત્વ—બેલાડોનાના તાજા પાંદડા અને અને ડાળીમાંથી રસ કાઢી કરવામાં આવે છે. સ્વાદમાં કડવું હોય છે.

**ઉપયોગ બાહ્યોપચારમાં**—પીડાશામક તથા આંચકીને નરમ પાડે છે.

**અંતરોપચારમાં**—અતિશય પેશાબના દરદમાં, ઉરૂસ્તંભના દરદમાં, આંચકીના દરદમાં, કરોડ રજ્જુના દરદ વિગેરેમાં વપરાય છે.

**ચિકિત્સા**—પાઠાના, ભગંદરના, ક્ષયના, મધુપ્રમેહના, ખાંસી વિગેરે દરદોમાં વપરાય છે તેમજ જુના બંધકોષમાં પેટની ચુંક વિગેરે દરદોમાં ઘણું સારો ફાયદો કરે છે.

**માત્રા**— ૧/૬૦ થી ૧/૩૦ ગ્રેન. ૩ થી ૪ મહીનાના બાળકને.

૧/૫૦ થી ૧/૨૫ ગ્રેન ૪ થી ૬ મહીનાના બાળકને.

૧/૮ ગ્રેન. ૧ વરસના બચ્ચાને.

૧/૪ ,, ૨ થી ૩ વરસના બચ્ચાને

૧/૨ ,, ૫ વરસના ,,

માત્રાઓ ધીમેધીમે વધારવી. વધારેમાં વધારે માત્રા નીચે મુજબ આપવામાં આવે છે.

૧/૬ ગ્રેન ૬ માસના બાળકને; ૧/૪ ગ્રેન. ૧ વરસનાને ૧/૩ ગ્રેન ૨ વરસનાને. ૧/૨ ગ્રેન ચાર વરસના બાળકને;

૧ થી ૧/૫ ગ્રેન પાંચથી ૭ વરસના બાળકને, પાંચવરસથી વધુ ઉમરનાની માત્રા ધીમે ધીમે કમી કરવી પડે છે, કારણ પાંચ વરસની ઉમર પછી સહન શક્તિ ઓછી થતી જાય છે.

**વિરૂદ્ધ દવા**—ટેનીક આસીડ અને ટેનેટસ.

**સ્વાદ સુધારવા**—૧/૨ ગ્રેનમાં ૨ મીનીમ સ્પીરીટ ક્લોરો ફોર્મ અથવા પાંચ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

### ઉપચાર.

( ૧ ) એકસ્ટ્રાકટ બેલાડોના ... ... ૧/૬ ગ્રેન.
સ્પીરીટ ક્લોરો ફોર્મ ... ... ૭ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર... ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને આપવામાં આવે છે.

---

( ૨ ) એકસ્ટ્રાકટ બેલાડોના ... ૨/૩ ગ્રેન

ફેરી કાર્બોનાસ સૅકરેટેડ ... ૧૫ ગ્રેન.

સેકરેટેડ લેકટીસ ... ૧/૨ ડ્રામ.

**M. F. P. divide in part eqnal No. 10.**

મીશ્ર કરી દસ પડીકા કરવાં અને એક પડીકું રાત્રે સુતી વખતે આપવું ચાર વરસની ઉમરના બચ્ચાને.

---

( ૩ ) એકસ્ટ્રાકટ બૅલાડો ના. ૧/૬ થી ૧/૪ ગ્રેન.

Butyr. cacao બ્યુટાયર કેકાઓ ૧/૨ ડ્રામ.

સોગઠી બનાવવી; ૧ થી ૩ વરસના બચ્ચાને Tenesmus, fissura ani. ગુદાના દરદમાં અતિશય કરાંજવું પડતું હોય ત્યારે.

---

**BELLADOANÆ TINCTURA.** બૅલાડોનાના તાજા પાંદડાને આલકોહલમાં નાંખી બનાવે છે.

સ્વાદ કડવો હોય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં—મગજના વ્યાધીમાં રક્તાશયના વ્યાધીમાં, ફેફસાના વ્યાધીમાં વપરાય છે.

**ચિકિત્સા**—કુકડીઆ ખાંસી. કંઠ નળીના દરદો, દમ, ઝાડાના દરદો, ( ડીસેન્ટરી, પેશાબનું વારંવાર થવું, મળાવરોધ, પેટની ચુંક, લેડ કોલિક, વિગેરે દરદોમાં વાપરવાથી ફાયદો થાય છે, અને એટ્રોપીનના જેવી અસર કાકાને પોહોળી કરવાની છે.

**માત્રા**—૨) મીનીમ ૧ વરસના બાળકને
૫ ,, ૨ ,, ,, શરૂવાતમાં.

પાછળથી માત્રા થોડી થોડી વધારવી.

રાત્રીના પેસાબ થઈ જતો હોય તેમાં માત્રા વધારે આપવામાં આવે છે.

૫ થી ૧૦ મીનીમ એ વરસના બાળકને. ( in enuresis nocturna ) રાત્રીના પેશાબ થઈ જતો હોય ત્યારે. દર બાર કલાકે ૫ પાંચ મીનીમ જ્યાં સુધી બેલાડોનાના ફીઝીઓલોજીકલના પ્રથમ ચિન્હની અસર દેખાય ત્યાં સુધી ચાલુ રાખવી; અને ધીમે ધીમે ઘટાડી ઓછી કરવી.

**વીરૂધ અસર કરનાર દવાઓ**--ટેનિકઆસીડ,

અને ટેનંટસ છે.

**સ્વાદ સુધારક**—એ મીનીમ ટીંકચર બેલાડોનામાં ૨ મીનીમ નારંગીનું સરબત નાંખવું.

---

## ઉપચાર.

( ૧ ) ટીંકચર બેલાડોના ... ૨½ મીનીમ.
પોટાશ બ્રોમાઇડ ... ૩ ગ્રેન
નારંગીનું સરબત ... ૧૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર ... ૧ ડ્રામ.

કુકડીઆ ખાંસીમાં ૧ વરસના બાળકને દીવસમાં ત્રણ વખત આપવી.

---

( ૨ ) ટીંકચર બેલાડોના ... ૧૦ મીનીમ.
એકસ્ટ્રાક્ટકેનાબીસઇન્ડીકા... ¼ થી ½ ગ્રેન.
નારંગીની છાલનો અરક ... ૧૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર ... ૨ ડ્રામ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૩ થી ૭ વરસના બાળકને આપવું. વારે ઘડીએ અંતરથી આવતી ખાંસામાં.

કુકડીઆ ખાંસી તાણની સ્થિતિમાં થાય ત્યારે યાને ખાંસીની સાથે તાણ આવતી હોય ત્યારે.

---

| | | | |
|---|---|---|---|
| ( ૩ ) | ટીંકચર બેલાડોના | ... | ૫ મીનીમ. |
| | સોડીબ્રોમાઇડ | ... | ૫ ગ્રેન. |
| | આમોનીઆ બ્રોમાઇડ | ... | ૫ ગ્રેન. |
| | નારંગીનું સર્બત | ... | ૨૦ મીનીમ. |
| | ડીસ્ટીલ્ડવાટર | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં બેથી ત્રણ વખત આપવી. વાઇ અથવા ફેફરા (Epilepsy.) ઉપર.

---

**BENZOICUM ACIDUM.** બેન્ઝોઇકમ આસીડમ.

**અં૦** બેંઝોઇક આસીડ.

**વર્ણન**—સુગંધીત, સફેદ, હલકા, ચળકતા તાંતણા જેવા હોય છે.

૧ ભાગ ૪૦૦ ભાગ થંડા પાણીમાં ઓગળી શકે છે.
૧ ,, ૧૫ ભાગ ઉકળતા પાણીમાં ઓગળી શકે છે.
અને આલકોહલ, ઇથર, ક્લોરોફોર્મ અને તેલમાં તરત એક રસ થઇ જાય છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં. એન્ટીસેપ્ટીક (દુર્ગંધનાશક) અને જર્મીસાઇડ; (જર્મ્સનો નાશ કરનાર).

**અંતરોપચારમાં.** જ્વરશામક, કફઘ્ન અસર કરનાર છે.

**ચિકિત્સા**—ધુલીઓ, ડીપથેરીઆ, કુકડીઆ ખાંસી, બ્રોંકાઇટીસ, (કંઠ નળીનો સોજો) ન્યુમોનિઆ ઉપર વાપરવાથી સારો ફાયદો થાય છે.

**માત્રા—અંતરોપચારમાં—**

૧/૬ થી ૧/૩ ગ્રેન એક વખતની માત્રા. ૧ થી ૩ વરસના બાળકને.

૧/૨ ગ્રેન ,, ,, ,, ૪ થી ૫ વરસના બાળકને.

૨/૩ ગ્રેન ,, ,, ,, ૬ થી ૮ વરસના બાળકને.

$\frac{1}{2}$ થી ૧ ગ્રેન ,, ,, ,, આઠ વરસ ઉપરાંતની ઉમરનાને.

**બાહ્યોપચારમાં—**

૧ પરસંટ સોલ્યુશન. પ્રશ (ચુલીઆને લગાડવા સારૂ)

૧૦ થી ૧૫ પરસંટ સોલ્યુશન ગ્લીસરાઈનમાં; ડીફ્થેરીઆને લગાડવા સારૂ.

in powder, for nasal insufflation—Pertussis.

સુકી કુકડીઆ ખાંસીમાં સુંઘવાથી આરામ થાય છે, અને તેની બનાવટ નીચે આપવામાં આવી છે.

**સ્વાદ સુધારક—**૧ ગ્રેનમાં ૧૦ મીનીમ સીરપ ટોલુ નાંખવું.

## ઉપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | આસીડ બેંઝોઇક | ... | ... | ૧ ડ્રામ. |
| | બીસ્મથ સાલીસીલાસ | ... | ... | ૧ ડ્રામ. |
| | ક્વીનાઇન સલ્ફેટ | ... | ... | ૧૫ ગ્રેન. |

મિશ્ર કરી તેમાંથી દીવસમાં બે વખત નાકમાં સુંઘવી. કુકડીઆ ખાંસીમાં. ( Pertussis. )

૨) આસીડ બેંઝોઇક ... ... ૭ ગ્રેન.
લાઇકર આમોનીઆ ઍનીસ } ... ૩૦ મીનીમ.
Liqr. Amm. anis
સીરપ ટોલુ ... ... ... ૧૨૦ મીનીમ.
ઇનફ્યુઝમ સીનેગા ... ... ૨ ઔંસ.

મીશ્ર કરી એક ચાહની ચમચી દર બબે કલાકે, ૪ થી ૬ વરસના છોકરાંને. (For capillary bronchitis.) ઝીણી કંઠનળીઓના સોજા ઉપર.

(૩) આસીડ બેંઝોઇક ... ... ૨ ગ્રેન.
સ્પીરીટ ઇથરીસ ... ... ૨ ડ્રામ.
ટીંકચર ઓરેંશી ... ... ૨ ડ્રામ.

મીશ્ર કરી ૫ થી ૧૦ ટીંપા નાના બાળકોને કોલેરા થયો હોય ત્યારે આપવો. (For Cholera infantum.)

**BENZOINI TINCTURA COMPOSITA.** બેન્ઝોઇની ટીંક્ચ્યુરા કંપોઝીટા.

**STYRAX BENZOIN.** સ્ટાયરેક્સ બેન્ઝોઇન.

**વર્ણન**—રેક્ટીફાઇડ સ્પીરીટમાં બેંઝોઇન રેઝીનનું સોલ્યુશન બનાવવામાં આવે છે. રંગમાં ગ્રીનીશ બ્રાઉન હોય છે. સ્વાદ બીટર. (કડવો) હોય છે.

**ઉપયોગ—લોકલી** દુર્ગંધનાશક, છંટકાવ કરવામાં.

**અંતરોપચારમાં**—કફઘ્ન અસર કરનારછે, કફનાશક.

**ચિકિત્સા**—કંઠ નળીના દરદોમાં વપરાય છે.

**માત્રા**—અંતરોપચારમાં.

૫ થી ૧૦ મીનીમ ૧ વરસના બાળકને.
૨૦ મીનીમ એક કરતાં વધારે ઉમરનાને.

લોકલી. ૧ ડ્રામ, એક પાઇંટ ઉકળતા પાણીમાં મેળવવું. નાસ લેવાના ઉપયોગમાં આવે છે.

**સ્વાદ સુધાકર**—૫ મીનીમની સાથે પાંચ મીનીમ

એક્સ્ટ્રાક્ટ લીકરીશીયા લીકવીડમ મેળવવું. (લીક્વીડ એક્સ્ટ્રાક્ટ ઓફ લીકોરીસ.)

## ઉપચારો.

(૧) ટીંકચર બેંઝાઇન કો; ... ૧૦ મીનીમ.
સીરપ સીલા ... ... ½ ડ્રામ.
લીકવીડ એક્સ્ટ્રાક્ટ ગ્લીસરાઇઝા ½ ડ્રામ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૨ ડ્રામ.
(For Laryngeal spasm.) કંઠસ્થાનના દરદમાં.

(૨) ટીંકચર બેંઝોઇન કો: ... ... ૧ ડ્રામ.
એકવા ફરવીડી
Aqua Fervidoe } ... ... ૧ પાઇન્ટ.
મીશ્ર કરી નાસ લેવાના કામમાં વાપરવું. કંઠ નળીના સોજા ઉપર. For Laryngitis.



**BENZOL.** બેંઝોલ.

**વર્ણન**--સ્વચ્છ, રંગ વીનાનું પ્રવાહી, પાણીમાં નાંખવાથી ઓગળી શકતુ અથવા પાણી સાથે ભળી જતું નથી. પણ આલકોલ અને ઇથરની સાથે ભળી શકે છે.

**ગુણ**—લોકલી ( સ્થાનીક ) કૃમીઘ્ન અને એન્ટીપૅરેસાઇટીક છે. (જંતુનાશક છે.)

**ચિકિત્સા**—પેટની અંદર ઝીણા કરમનો નાશ કરવામાં વાપરવાની ભલામણ કરે છે.

**માત્રા**—૧૦ થી ૧૫ મીનીમ. એમલશન અવલેહ બે થી પાંચ વરસના છોકરાંને આપવું.

### ઉપચારો.

| | | | |
|---|---|---|---|
| બેંઝોલ પ્યૂરીસ | ... | ... | ૨૦ મીનીમ. |
| વાઇટેલ ઓવાઇ / Vitell ovi | ... | ... | ૧ |
| ડીસ્ટીલ્ડ વૉટર | ... | ... | ૪ ઔંસ. |

મીશ્ર કરી એમલશન (પાયસ) બનાવવું, S. For two enemata. બે પીચકારી માટે.

**BISMUTHI ET AMMONII CITRATIS LIQUOR.** બીસ્મથી એટ આમોની સાઇટ્રેટીસ લાઇકર. અં૦ સાઇટ્રેટ ઑફ બીસ્મથ અને આમોનીઆ.

**વર્ણન**—સ્વચ્છ રંગ વીનાનું પ્રવાહી મીશ્રણ, સ્હેજ ધાતુના જેવા સ્વાદવાળું, પાણી સાથે ભળી શકે છે:

**ગુણ**—અંતરોપચારમાં. જઠરાને શાંતીદાયક અસર કરે છે.

**ચિકિત્સા**—પેટના આંતરડાના અથવા જઠરાના નવા તથા જુના દરદથી થતી ઉલટીમાં વપરાય છે.

**માત્રા**—૫ મીનીમ ૧ વરસના બાળકને. મોહોટી ઉમરનાને તેની ઉમરના પ્રમાણમાં આપવી.

**સ્વાદ સુધાકર**—૫ મીનીમમાં ૧ ડ્રામ તજનું પાણી મેળવવાથી તેનો ખરાબ સ્વાદ અથવા વાસ માલમ પડતાં નથી.

**ઉપચાર.**

| | | |
|---|---|---|
| લાઇકર બીસ્મથી એટ આમોનીઆ સાઇટ્રેટીસ | ... | ૫ મીનીમ. |

| | | | |
|---|---|---|---|
| ટીંકચર નકસવોમીકા... | ... | ... | ½ મીનીમ. |
| ગ્લીસરાઇન ... | ... | ... | ૧૦ મીનીમ. |
| તજનું પાણી | ... | ... | ૧ ડ્રામ. |

મીશ્ર કરી દર ચાર કલાકે ઉલટીના દરદમાં, એક વરસની ઉમરના બાળકને આપવું.

---

**BISMUTHI SUBNITRAS.** બીસ્મથી સબ નાઇટ્રાસ.

**વર્ણન**—સફેદ, વજનદાર ચકચકીત ભુકો, પાણીમાં ઓગળતું નથી.

**ગુણ**—**બાહ્યોપચારમાં** તેનો ગુણ શોષક, દરદ ઓછું કરનાર અને ગ્રાહીક છે.

**અંતરોપચારમાં**–જઠરના દરદને નરમ પાડનાર તથા ગ્રાહીક છે.

**ચિકિત્સા**—પેટમાંની ખટાશને તોડે છે. હોજરી અને આંતરડાની અંદરની ચામડીપર શાંતિદાયક અને ગ્રા-

ઠીક અસર કરે છે. અન્નાશયના ક્ષતમાં, વધી ગયેલા અ-જીર્ણમાં, ઉલટીમાં, ખાધા પછી પેડુમાં દરદ થતું હોય તેમાં, ઝાડા, મરડા, અમ્લપીત અને ગળાના દરદમાં વારં-વાર વપરાય છે. ક્ષયરોગના ઝાડામાં, અપસ્મારમાં પણ વપરાય છે, તેમજ માથામાં નાંખવાની સુગંધીદાર બના-વટમાં ( કોસમેટીક ) બનાવવામાં પણ વપરાય છે.

**માત્રા—અંતરોપચારમાં.** ૨ થી ૫ ગ્રેન પાઉડર અથવા મીશ્રણના રૂપમાં ૧ વરસના બાળકને અપાય છે, તેજ પ્રમાણે ઉમરના પ્રમાણમાં માત્રા ઓછી વધતી આપવી.

**બાહ્યોપચાર**—૧૨ થી ૨૦ પરસન્ટ, ગુમડા ઉપર ભભરાવવાના તથા મલમ બનાવવામાં વપરાય છે.

**સ્થાનિક ઉપચારમાં**—૫ ભાગ બીસ્મથ સબનાઇટ્રસ અને ૩ ભાગ બોરીક એસીડ નાકમાં ફુંકવામાં વપરાય છે.

**વિરૂદ્ધ દવાઓ**—ક્ષારો, અને તેના કાર્બોનમય ક્ષારો.

## ઉપચારો.

( ૧ ) બીસ્થમસનાઇટ્રાસ ... ... ૫ ગ્રેન.
સોડા બાયકાર્બોનેટ ... ... ૫ ગ્રેન.

મ્યુસીલેજ ટ્રેગેકેન્થ ... ... ૧૫ મીનીમ.
એકવા ક્લોરોફોર્મ.... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત, એક વરસના બાળકને, તીક્ષ્ણ, અજીર્ણ ઉપર ઉલટી બંધ થયા પછી દર વખત સારી પેઠે હલાવીને પાવી.

(for Acute indigestion after vomiting has abated.)

---

( ૨ ) બીસ્મથ સબનાઈટ્રસ ... ૭૫ ગ્રેન.
એસીડ બોરીક... ... ૨ ડ્રામ.

મીશ્ર કરી તેમાંથી કુકડીઆ ખાંસીમાં દીવસમાં બે વખત સુંઘાડવી, અથવા નસકોરાની અંદર ફુંકવી.

---

( ૩ ) બીસ્મથ સબનાઈટ્રસ ... $૨\frac{૧}{૨}$ ડ્રામ.
ઝીંક ઓકસાઈડ ... ... $૧\frac{૧}{૨}$ ડ્રામ.
ગ્લીસરાઈન ... ... ૨ ડ્રામ.

આસીડ કાર્બોલીક ... ... ૧૫ મીનીમ.
સાદું મલમ ... ... ૧ ઔંસ.

બાહ્યોપચાર તરીકે તીક્ષ્ણ ખરજવાના દરદ ઉપર ચોપડવાથી સારો ફાયદો થાય છે.

---

( ૪ ) બીસ્મથ સબનાઇટ્રસ. ... ૨ ઔંસ.
એમીલી... ... ... ૩ „

મીશ્ર કરી ખરજવા જેવા દરદો ઉપર ભભરાવવા સારૂ.

---

**BORACIS GLYCERINUM.** અં૦ ગ્લીસરાઇન ઓફ બોરેકસ.

વર્ણન—સોલ્યુશન. ૧ ભાગ બોરેકસ, ૪ ભાગ ગ્લીસીરાઇન, અને ૨ ભાગ પાણી.

ગુણ—બાહ્યોપચારમાં (લોકલ ડીટરજંટ દુર્ગંધ-નાશક છે.

**અંતરોપચારમાં**—પેટની અંદરનો ખોરાક ફદફદી જતો હોય તેને બંધ કરનાર છે.

**ચિકિત્સા**—મોઢાની અંદરના ધુણીઆના સોજા ઉપર જીભની ચામડી ઉપરથી ભીંગડા (છોલા) નીકળતા હોય તેના ઉપર, અને નાના બચ્ચાઓને તાવમાં થતા ઝાડાના દરદમાં વપરાય છે.

**માત્રા—અંતરોપચારમાં**—૫ થી ૮ મીનીમ. ૬ અઠવાડીઆંથી ૩ મહીનાના બાળકને; ૧૦ થી ૧૫ મીનીમ. ૭ મહીનાના બાળકને.

**બાહ્યોપચારમાં**. undiluted. (નરમ કર્યા વોનાનું એકલું.

**વિરૂદ્ધદવા**—આલ્કલાઇન કાર્બોનેટસ. (કાર્બોન-મય ક્ષારો)

## ઉપચાર.

( ૧ ) ગ્લીસરાઇન બોરેસીસ ... ૫ મીનીમ.
એકવામેંથા પીપરેટા ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી ૩ ત્રણ મહીનાના બાળકને દરચાર કલાકે આપવી. નાના બચ્ચાના ઝાડાના દરદમાં.

---

| ( ૨ ) ગ્લીસરાઇન બોરેસીસ | ... | ૧ ડ્રામ. |
|---|---|---|
| ટીંક્ચર મરહ ... | ... | ½ ડ્રામ. |
| ગુલાબ જળ ... | ... | ૧ ઔંસ |

મીશ્ર કરી મોઢું ધોવામાં વાપરવું.

(for mouth wash.) Dentition.

---

**BORAX.** બોરેક્સ અં૦ બાય બોરેટ ઓફ સોડીયમ.

**વર્ણન**—પારદર્શક કાચના જેવા પેહેલવાળા કટકા હોય છે. પ્રતિક્રિયા. અને સ્વાદ ક્ષારમય છે. ૧ ભાગ દવા ૫ ભાગ પાણીમાં ઓગળે છે અને ૨ ભાગ ૧ ભાગ ઉકળતા પાણીમાં ઓગળી જાય છે. અને : બે ઔંસ બોરેક્સ બે ઔંસ ગ્લીસરાઇનમાં ઓગળે છે પણ તૈયાર થયેથી ૩½ ઔંસ માપથી થાય છે. ગ્લીસરાઇન ૧ ભાગ અને બોરેક્સ ૧ ભાગ મેળવી ૧૨

ઔંસ પાણીમાં મેળવી હેવાથી ઓગળી શકે છે. આલ્કોહોલમાં બીલકુલ ઓગળતું નથી. ગ્લીસરાઇનમાં બોરેકસ મેળવવાથી ડી કંપોઝ થાય છે. ( રંગ બદલાઇ જાય છે)

**ઉપયોગ**—બાહ્યોપચારમાં જંતુનાશક, અને દુરગંધ નાશક છે.

**ચિકિત્સા**—ગર્મીથી મોઢું આવેલ હોય, મોઢાની અંદરના ચાંદા, તથા સોજા ઉપર, કંઠનળીના તથા ગળાના સોજા ઉપર લગાડવામાં આવે છે, તથા કોગળા કરવામાં આવે છે.

૧ પરસંટ સોલ્યુશન કંઠનળીના સોજાના દરદમાં સ્વાસ લેવા તરીકે વપરાય છે.

૧ થી ૨ પરસંટ સોલ્યુશન, મોઢાની અંદરના ભાગને ધોવા તરીકે અથવા કોગળા તરીકે વપરાય છે. (ચુલીઆના દરદમાં).

પાંચ પરસંટ સોલ્યુશન મોઢાની અંદર તથા ગળામાં ચોપડવાના કામમાં વપરાય છે.

**વિરૂદ્ધ દવા**—આસીડસ, પોટાસ, આમાનિઆ,

સલ્ફેટસ, હાઇડ્રોકલોરેટસ, અને ફોસફેટસ ઓફ અર્થસ.
( માટીમાંથી પેદા થતાક્ષાર ફેટો. )

---

## BORIC ACID. બોરીક આસીડ.

**વર્ણન**—સફેદ વાસ વીનાનું ઝીણો સફેદ ભુકો. ૧ ભાગ બોરીક એસીડ ૨૫ ભાગ ઠંડા પાણીમાં તથા ૩ ભાગ ઉકળતા પાણીમાં ઓગળી શકે છે. ૧ ભાગ દવા ત્રણ ભાગ ગ્લીસરાઇનમાં, અને ૧ ભાગ આસીડ ૨૮ ભાગ આલકોહલ ( 90° p. c. ) માં ઓગળી શકે છે. પણ ઇથરમાં ઓગળતું નથી.

**ઉપયોગ**—રોપણ, પીડાશામક, દુર્ગંધનાશક, કોહોવાણ અટકાવનાર, અને મૂત્રલ છે.

**ચિકિત્સા**—ચાંદા, ગડગુમડાં, ખરજવા અને ચામડીના દરદોમાં ( મલમના રૂપમાં) તેનો ઉપયોગ કરવાથી આરામ થાય છે. આંખના દરદમાં તેના પાણીના ટીપાં પાડવામાં આવે છે. કાન પાકનો હોય ને પરૂ નીકળતું હોય

ત્યારે એકલું અથવા આયોડોફોર્મ મિશ્રીત કાનમાં ફુંક-વાથી કાનની બેહરાશ મટી જાય છે અને પરૂ નીકળતું બંધ થાય છે. ચામડીના દાહના દરદમાં બોરીક આસીડ વેસલીનમાં મિશ્ર કરી લીંટ નામના કપડા ઉપર લગાડી દાહ ઉપર મુકવાથી ચામડી ઝટ રૂઝાવા લાગે છે.

**માત્રા**—અંતરોપચારમાં. ૪ થી ૧૦ ગ્રેન એક આંસ મેન્સ્ટ્રમ (દવાને ઓગાળી શકે તેવા પ્રવાહી પદાર્થ.) મેળવી અપાય છે.

**બાહ્યોપચારમાં**—૨ થી ૪ પરસેંટ સોલ્યુશન કોગળા કરવા તરીકે અથવા શ્વાસમાં તથા નાસ લેવા તરીકે વપરાય છે.

૧૦ થી ૨૦ પરસંટ મલમ તરીકે ઉપયોગમાં લેવાયછે.

---

## ઉપચારો.

### પીવાની દવા,

(૧) એસીડ બોરીક ... ૨ થી ૩ ગ્રેન.

એકવામેન્થા પીપરેટા ... ½ આંસ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત પાવું.

For cystitis with alkaline Urine.

મૂત્રાશયના સોજા સાથે ક્ષારમય પેસાબ થતો હોય તેના પર.

---

## મોઢું ધોવાની દવા.

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | એસીડ બોરીક | ... | ૧૦ ગ્રેન. |
| | સ્પીરીટ થાઇમોલ (૧-૧૦)... | | ૧૦ મીનીમ. |
| | ગ્લીસરાઇન | ... | ½ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ડ વોટર | ... | ૧ આંસ. |

મિશ્ર કરી મોઢાની અંદર કોગળા કરવાના ઉપયોગમાં લેવાય છે. ૧ વરસના બચ્ચાં માટે મોઢાની અંદરના સોજા તથા ચુલીઆના જેવા દરદોમાં વાપરવી.

---

## બહાર લગાડવાની દવા.

( ૩ ) એસીડ બોરીક ... ૧૦ થી ૧૮ ગ્રેન

| | | | |
|---|---|---|---|
| | ડીસ્ટીલ્ડ વોટર | ... | ૧ ઔંસ. |

લોશન, બાહ્યોપચારમાં વાપરવું.

---

## મલમ.

| | | | |
|---|---|---|---|
| ( ૪ ) | એસીડ બોરીક | ... | ૮૦ ગ્રેન. |
| | સેરા આલ્બા (સફેદમીણ) | ... | ૪૦ ગ્રેન. |
| | ઓલીવ ઓઇલ | ... | ૩ ડ્રામ. |
| | એડેપ્સ પીપરેટા (તૈયાર કરેલી ચરબી) | ... | ૧ ઔંસ. |

---

## ભભરાવવાની કોરી દવા.

| | | | |
|---|---|---|---|
| ( ૫ ) | એસીડ બોરીક | ... | ત્રણે સરખા વજન- |
| | પલ્વીસ એમીલી | ... | મા લેઇ મીશ્ર કરી |
| | ઝીંક ઓક્સાઇડ | ... | પાઉડર તૈયાર કરવું. |

For Hyperhidrosis અતિશય પરસેવો થતો હોય ત્યારે લગાડવી.

---

મલમ.

( ૬ ) એસીડ બોરીક ... ૨૪ થી ૬૦ ગ્રેન.
ચોખ્ખું વેસલીન ... ૧ ઔંસ.

---

**BROMOFORMIUM.** બ્રોમોફારમીઅમ. અં૦ બ્રોમોફાર્મ.

**વર્ણન**—સ્વચ્છ, આછા રંગનું પ્રવાહી; સ્વાદ મનને ગમે તેવો; વાસ સુગંધીત હોય છે. પાણી કરતાં વજનમાં ભારે હોય છે, તેથી પાણીમાં ઘણી મૂશ્કેલીથી એકરસ થાય છે; માટે આલકોહાલમાં નાંખી મેળવવું.

**ઉપયોગ**—અંતરોપચારમાં અતિશય શાંતિદાયક છે.

**ચિકિત્સા**—આ દવા ઉંટાટીઆના દરદમાં ઘણી વપરાય છે, કોડીઆ કરતાં પણ આની અસર ઘણી જલદી અને સારી થાય છે; અને ત્રાસદાયક પીડાઓ એકદમ દબાઇ જાય છે.

**માત્રા**—૧ થી ૩ મીનીમ, ૭ માસના બચ્ચાંથી ૪ વરસ સુધીના બચ્ચાંને.

૩ થી ૪ મીનીમ, ૨ થી ૪ વરસના બચ્ચાંને દીવસમાં ૩ થી ચાર વખત.

૪ થી ૬ મીનીમ, ૫ થી ૮ વરસના બચ્ચાંને ૩ થી ૪ વખત એક દીવસમાં.

૭ મીનીમ, આઠ વરસની ઉમર કરતાં વધારે ઉમરના બચ્ચાંને.

દર ત્રીજે દીવસે ૧ મીનીમ માત્રા વધારવી.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | બ્રોમોફાર્મ | ... | ૩ મીનીમ. |
| | પાણી | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી ૧ થી ૨ વરસના બચ્ચાંને દીવસમાં ત્રણથી ચાર વખત પાવી,

પણ યાદ રાખવું કે દવાનો ભાગ પાતી વખતે ચમચામાં નીચે ઠરી જાય નહી. ( ઉંટાંટીઆ સારૂં. )

**નોટ:**—કાળા રંગની બાટલીમાં દવા તૈયાર કરીભરવી.

રાતા રંગનો બ્રોમોફોર્મ બીલકુલ ફાયદો કરતો નથી. એકી વખતે ૩૦ મીનીમ કરતાં વધારે વાપરવી સલાહ ભરેલું નથી; કારણ બ્રોમોફોર્મ જલદીથી ઉડી જાય છે.

---

**BROMUM**. બ્રોમમ અં૦ બ્રોમાઈન.

**વર્ણન**—ઘેરા ભૂરાલાલ રંગનું પ્રવાહી, ઘણું જલદીથી હવામાં ઉડી જાય તેવું હોય છે; એક ભાગ દવા ૩૦ ભાગ પાણી સાથે મળી શકે છે, તેનો સ્વાદ તથા વાસ મનને અણગમો ઉપજાવે તેવો હોય છે.

**ઉપયોગ**—દુર્ગંધ નાશક હોવાથી છંટકાવ તરીકે વપરાય છે.

**ચિકિત્સા**—ડીફ્થેરીઆ જેવા દરદમાં બાહ્યોપચાર તરીકે ચોપડવાના કામમાં વપરાય છે.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | બ્રોમાઇન | ... | ૧½ મીનીમ. |
| | પોટાસ બ્રોમાઇડ | ... | ૧½ ગ્રેન. |
| | ગ્લીસરાઇન | ... | ૨½ દ્રામ. |

મિશ્ર કરી બ્રશ વતી ગળામાં થયેલા ડીફ્થેરીઆના વરમમાં દીવસમાં બે ત્રણ વખત ચોપડવું; ગળામાં ઉતરવા ન દેવું.

**નોટ**—આ દવા તૈયાર કરી કાળા રંગની બાટલીમાં ભરવી.

---

**BUTYLCHLORAL HYDRAS.** બ્યુટાઇલ કલોરલ હાઇડ્રાસ.

**અં૦** ક્રોટન-કલોરલ હાઇડ્રેટ.

**વર્ણન**—સફેદ મોતીના જેવા ચળકતા બારીક છોડા જેવી હોય છે. તીવ્રવાસ, અને કલોરલ હાઇડ્રેટને મળતો હોય છે. ૧ ભાગ ૫૦ ભાગ પાણીમાં નાખવાથી મળી

શકે છે, પણ સ્પીરીટ રેકટીફાઈડમાં અથવા ગ્લીસરાઇનમાં જલદી અને બરોબર મળી જાય છે:

**ઉપયોગ**—અંતરોપચારમાં, ઉંઘ લાવનાર તથા દરદને નરમ પાડનાર પીડા શામક છે.

મસ્તકની પાંચમી મજ્જા તંતુ ઉપર આબાદ પીડા શામક અસર કરે છે.

**ચિકિત્સા**—ઉંટાંટીઆના દરદ ઉપર અને નજળાના દરદમાં વાપરવા ભલામણ કરે છે.

**માત્રા**—½ ગ્રેન. ૧ થી ૨ વરસના બચ્ચાંને.
૧ ગ્રેન. ૨ થી ૫ ,, ,,
૨ ગ્રેન. ૫ થી ૧૦ ,, ,,
૩ ગ્રેન. ૧૦ વરસ ઉપરાંતના બચ્ચાંને.

---

**સ્વાદ સુધાકર**—૧ ગ્રેન દવામાં ૮ મીનીમ ટીંકચર કાર્ડમમ, અને ગ્લીસરાઇન મેળવવાથી સ્વાદ સુધરેછે.

---

## ઉપચાર.

| | | |
|---|---|---|
| ( ૧ ) બ્યુટાઇલ કલોરલ હાઇડ્રેટ | ... | ૧ ગ્રેન. |
| ટીંકચર કાર્ડમમ | ... | ૮ મીનીમ. |
| ગ્લીસરાઇન ... | ... | ૮ મીનીમ. |
| ડીસ્ટીલ્ડ વોટર | ... | ૧ ડ્રામ. |

મીશ્ર કરી ૨ થી ૫ વરસના બચ્ચાંને ઉંટાંટીયાના દરદમાં પાવું.

---

**CADINUM OLEUM.** કેડિનમ ઓલિયમ. જ્યુનીપરના લાકડામાંથી કાઢવામાં આવતું તેલ. N. O. Coniforoe.

**વર્ણન**—ઘેરા ભૂરા લાલરંગનું ચીકણું, તેલ જેવું અવાહિ, અને કડુ સ્વાદમય હોય છે. તેલમય ચરબીમાં પીગળી શકે તેવું, તેમજ નરમ પેરેફીનમાં, કલોરોફોર્મમાં અને થોડું ઘણું આલકોહાલમાં પીગળી શકે છે.

**ઉપયોગ**—ફક્ત બાહ્યોપચારમાંજ તેનો મલમના રૂપમાં ઉપયોગ થાય છે,

ચિકિત્સા—જુના ખરજવા ઉપર, કરોળીયા તથા લુખસ ઉપર મોહોટા માણસને લગાડવામાં આવે છે, બચ્ચાને આ દવાનો ઉપયોગ લગાડવામાં થતો નથી, માટે કરવો નહી.

માત્રા—૨ થી ૧૦ પરસેન્ટ મલમ બનાવવું.

---

ઉપચારો.

| | | | |
|---|---|---|---|
| (૧) | ઓઇલકેડીની | ... | ૧૦ મીનીમ. |
| | પેરેફીન મોલીસ } નરમ પેરેફીન } | ... | ૧ ઔંસ. |

મેળવી મલમ તૈયાર કરવું.

---

| | | | |
|---|---|---|---|
| (૨) | ઓઇલકેડીની | ... | ૧½ ડ્રામ. |
| | ફ્લોર, સલફ્યુરીસ | ... | ૧½ ડ્રામ. |
| | સેપ. વિરાઇડીસ | ... | ૧½ ઔંસ. |
| | સાદુ મલમ | ... | ૧½ ઔંસ |

મિશ્ર કરી મલમ તૈયાર કરવું.

---

**CAFFINŒ CITRAS.** કેફિન સાઇટ્રસ. અં૰ સાઇટ્રેટ ઓફ કેફિન.

કેમીલાના પાંદડાની ચાહમાંથી બને છે. N. O. કોફી-અરેબિયા, અને સિંકોનેશિ.

**વર્ણન**—વાસ રહીત સફેદ ભુકી; સહેજ કટુઅમ્લ સ્વાદવાળી; એક ભાગ દવા ૨ ભાગ કલોરો ફાર્મમાં અને એક ભાગ ચોખ્ખા સ્પીરીટમાં અને દશભાગ પાણી સાથે પીગળી શકે છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં બરડાના રજ્જુઓ તથા મગજના સ્નાયુઓપર ગરમ અસર કરનાર છે, તેમજ હૃદય પૌષ્ટીક અને મૂત્રલ અસર કરનાર છે.

**ચિકિત્સા**—કાર્ડિએક વીકનેસ (હૃદયની નબળાઈમાં.) પેરીકાર્ડીટિસ (રકતાશયના સોજાના દરમાં) ટાઇફોઇડફીવર (૨૧ દીવસનો)તાવઅને મીગ્રીમ ( આદાશીશી )ના દરદોમાં ઘણીજ અસર કારક છે; પેશાબનો વધારો કરે છે, અને હૃદયની ક્રિયાને નિયમિત કરે છે;અને ડીજીટેલીસ કરતાં જલદી અસર કરે છે. ( વધારે માહીતી સારૂ મેટિરીયા મેડિકા

જુઓ.) વધારે પ્રમાણમાં લેવાથી મૃત્યુ નિપજે છે.

**માત્રા**—$\frac{૧}{૮}$ ગ્રેનથી $\frac{૧}{૪}$ ગ્રેન એક માત્રામાં ૧ થી ૪ વરસના બચ્ચાને.

$\frac{૧}{૪}$ ગ્રેનથી $\frac{૨}{૩}$ ગ્રેન એક માત્રામાં ૪ થી ૮ વરસના બચ્ચાને

$\frac{૨}{૩}$ ગ્રેનથી ૧ ગ્રેન એક માત્રામાં ૮ થી ૧૨ વરસના બચ્ચાને

૧ ગ્રેનથી ૧$\frac{૧}{૨}$ ગ્રેન એક માત્રામાં મોહોટાં યાને ૧૨ વરસ ઉપરાંતની ઉમરના બચ્ચાને.

**સ્વાદ સુધાકર**—એક ગ્રેન કેફિન સાઈટ્રસમ ૬૦ મીનીમ સીરપ લીમોનીસ મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| કેફીનસાઈટ્રસ | ... | ... | ૪ ગ્રેન. |
| સીરપલીમોનીસ | ... | ... | ૨ ડ્રામ. |
| ડીસ્ટીલ્ડવોટર | ... | ... | ૨ ઔંસ |

મિશ્ર કરી એક ચાની ચમચી ૩ વરસનાં બચ્ચાં

દર બબ્બે કલાકે પાવી.

( પેરીકાર્ડાઇટિસ ) રક્તાશયના સોજાના દર ઉપર.

**વિષનાશક ઉપચાર તરીકે**—કેફીનસાઇટ્રસ, અફી-ણુ અને મોરફીયાના ઝેર ઉપર આપવાથી ઝેરી અસર બંધ થાય છે, કારણુ કેફીન સાઇટ્રસ અફીણુ અને મોર-ફીયાની વિરૂદ્ધ અસર કરનાર છે.

---

**CAJUPUTI OLEUM.** ઓઇલકેજુપુટી. ગુ. કયાજી પુટીનું તેલ.

**વર્ણન**—આછા લીલા આસમાની રંગનું હોય છે, ઘણો તેજ અને વિચિત્ર વાસ અને સ્વાદવાળું હોય છે; પાણીની અંદર નાખવાથી સહેજ મળી શકે છે, પરંતુ આલકોલ અને તેલોની સાથે એકદમ મળી જઇ એક રસ થાય છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં ગરમ અસર કરનાર છે; તેમજ ગાંઠીયા વા તથા રહી ગયેલા સાંધા ઉપરથી ચાડ-

વાથી દુખાવો બંધ થઇ સારી અસર કરે છે.

ચિકિત્સા—(ચિલબ્લેઇન્સ) અતિશય ઠંડીથી હાથ પગના ચામડી ફાટે તેવા દરપર લગાડવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. વધારે માહીતી સારૂ અમારી મેટિરીયા મેડિકા જુઓ.

---

## ઉપચાર.

| | | |
|---|---|---|
| કેજુપુટીનું તેલ. | ... | ૨ ડ્રામ. |
| લાઇકર ઓમોનીયા ફોરસ્યૉર. | ... | ૨ ડ્રામ. |
| લીનીમેન્ટ સેપોનીસ. | ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી નરમ ફલાલીનના કડકાવતી ચોપડવું.

---

## CALAMINA PRÆPARATA. અં. પ્રિપેર્ડ કેલેમાઇન.

વર્ણન—દેશી કાર્બોનેટ ઓફ ઝીંક; ફીકા ભૂરા લાલરંગનો ભુકો હોય છે અને ડિલ્યુટેડ સલફ્યુરીક આસી-ડની સાથે જલદી પીગળી જઈ એક રસ થઇ જાય છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં તેના ગુણ (એબ્સોર્બન્ટ અને અસ્ટ્રીન્જન્ટ ) શોષક અને ગ્રાહીક છે.

**ચિકિત્સા**—તેનું સોલ્યુશન બનાવી ખરજવા તથા ખીલ વિગેરે દરદો પર લગાડવામાં આવે છે.

**માત્રા**—સોલ્યુશનમાં ૧ ભાગ દવા અને પાણી ૧૨ થી ૧૬ ભાગ લેવું.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—આ દવાની સાથે નીચેની દવાઓ મેળવવાથી વિરૂદ્ધ અસર કરે છે માટે મેળવવી નહી.

તમામ જાતના ક્ષારો, અને તેના ( કર્બોનેટસ ) કારબોનમય ક્ષારો; લાઇકર કેલસીસ,, એસેટેટ ઓફ લેડ, નાઇટ્રેટ ઓફ સિલ્વર, અને કોઇ પણ ગ્રાહીક વનસ્પતિની ચાહ અને દુધ.

## ઉપચાર.

### લોશન.

| | | | |
|---|---|---|---|
| કેલેમાઇન પ્રિપેર્ડ | ... | ... | ૪૦ ગ્રેન. |
| ઝીંક ઓકસાઇડ | ... | ... | ૨૦ ગ્રેન. |

| | | | |
|---|---|---|---|
| ગ્લીસરાઈન ... | ... | ... | ૨૦ મીનીમ, |
| ગુલાબજળ. ... | ... | ... | ૧ ઔંસ. |

**લોશન.**

| | | | |
|---|---|---|---|
| કેલેમાઇન પ્રિપેર્ડ | ... | ... | ૨૦ ગ્રેન. |
| ઝીંક ઓકસાઇડ | ... | ... | ૩૦ ગ્રેન. |
| ગ્લીસ રાઇન ... | ... | ... | ૨૪ મીનીમ. |
| લાઇકર કેલ્સીસ. (ચુનાનું નીતર્યું પાણી.) | | | ૨૪ મીનીમ. |
| પાણી ... | ... | ... | ૧ ઔંસ. |

ખરજવા તથા ખીલ ઉપર.

---

**CALCIS LIQUOR.** લાઇકર કૅલ્સિસ, અં૦ લાઇમ વોટર. ગુ૦ ચુનાનું પાણી.

**વર્ણન**—સ્વચ્છ નીતરેલું ચુનાનું પાણી. પ્રતિક્રિયા અતિક્ષારમય હોય છે,

**ઉપયોગ** તથા **ચિકિત્સા**--બાહ્યોપચાર તરીકે ચામડીના દરદોમાં જેવાં કે ખરજવું વિગેરે ઉપર તેનો ઉપયોગથાય છે.

અંતરોપચાર, બચ્ચાંઓને દુધની સાથે આપવાથી ઉલટીના દરદમાં ફાયદો કરે છે. અજીર્ણના દરદમાં પેટમાંની ખટાશ દુર કરવાના કામમાં વપરાય છે. તેમજ અતિસારમાં થતી ચુંકમાં આ દવા વાપરવાથી વાતહર અને અગ્નિ વર્ધક અસર કરે છે; બળેલા ભાગપર લગાડવામાં અને ડિફ્થેરિઆ જેવા ખરાબ દરદમાં તેના કોગળા કરાવવામાં આવે છે.

**માત્રા**—લાઇમ વોટર ૧ ડ્રામથી ૧ ઔંસ સુધી દીવસમાં ઘણી વખતે, ઉમરના પ્રમાણ મુજબ આપવામાં આવે છે.

બાહ્યોપચારમાં, ૫– પરસેન્ટ સોલ્યુશન, લીનીમેન્ટ, અથવા મલમનો ઉપયોગ થાય છે.

**વિરૂધ્ધ અસરકારક દવાઓ**—ખનિજ પદાર્થો અને વનસ્પતિ આમ્લ, ક્ષારમય અને ધાતુમય ક્ષારો, અને એન્ટીમોનિયમ ટાર્ટરેટ. વધારે માહિતી સારૂ અમારી મેટિરીયા મેડિકા જોવી.

### ઉપચારો નં ૧.

લાઇકર કેલસીસ અને ડીસ્ટીલ્ડ વોટર—બને સરખા

પ્રમાણમાં લેઇ મિશ્ર કરી ડીફ્થેરીયાના દરદમાં કોગળા કરાવવા.

---

નં. ૨.

લાઇકર કેલસીસ (ચુનાનું પાણી) ... ૧ ભાગ.
અળસીનું તેલ ... ... ... ૧ ભાગ.

મીશ્ર કરી, બળેલા ભાગપર લગાડવું. for Burns and scalds)

---

નં. ૩.

| | | | | |
|---|---|---|---|---|
| લાઇકર કેલસીસ | ... | ... | ½ | ઔંસ. |
| બદામનું તેલ... | ... | ... | ½ | ઔંસ. |
| લેનોલાની ... | ... | ... | ૧ | ઔંસ. |

મીશ્ર કરી મલમ તૈયાર કરવું ભીંગડાં ઉખાડી પછી લગાડવું.

---

## CALCII CARBONAS PRÆCIPITATA.

કેલસીકાર્બોનસપ્રિસિપીટેટા, અ૦પ્રિસિપીટેટેડ કાર્બોનેટ ઓફ્ લાઇમ.

**વર્ણન**—સ્વાદ તથા વાસ રહીત સફેદ ભુકો; પાણીમાં ઓગળી શકતો નથી. પરંતુ પાણીની અંદર કાર્બોનીક એસીડ હોય તો જલદી પીગળી જાય છે.

**ઉપયોગ**૦—અંતરોપચારમાં. પેટમાંની ખટાશ દુર કરવા સારૂ વપરાય છે.

**ચિકિત્સા**—બચ્ચાના તવાઇ જવાના રોગમાં અતિશય વધી ગયેલી પેટમાંની ખટાશ ઉપર ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—૧½ થી ૭ ગ્રેન દીવસમાં ઘણી વખત આપવામાં આવે છે.

**વિરૂદ્ધ અસર કારક દવાઓ**—એસીડો, આમ્લમય ક્ષારો; કોસ્ટીકના ક્ષારો.

### ઉપચાર.

કેલસીકાર્બોનાસ પ્રિસિપીટેટા... ... ૨ ડ્રામ.

| | | |
|---|---|---|
| ફેરી કાર્બોન સેક્રેટે.... | ... ... | ૧ ડ્રામ. |
| Eleo Sacch. foeniculi<br>સુવાના તેલમાં ઘુંટેલી સાકર | ... | ૧ ડ્રામ. |
| Sacch lactis<br>(Sugar of milk)<br>દુધમાંથી બનાવેલી સાકર | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી ભુકી તૈયાર કરી તેના ૫૦ પડીકા બનાવવા અને એકેક પડીકુ દીવસમાં ત્રણ ચાર વખત બાળકના તણાઇ જવાના દરદમાં આપવું. ( Rickets. )

વિષનાશક—એસિડસ ( તેજાબના ) ઝેરની અસર ઉપર પ્રિસિપીટેટેડ કાર્બોનેટ ઓફ લાઇમ આપવાથી વિશનાશક અસર ઘણી સારી કરે છે.



## CALCII CARBONAS PRÆPARATA. કેલસી કાર્બોનાસ પ્રીપેરેટા. અં૦ પ્રિપેર્ડ ચૉક, (ક્રીટાપ્રિપેટા.) ગુ૦ શુદ્ધ કરેલો ચાક.

વર્ણન—શુદ્ધ કરેલો ચાક રંગે સફેદ હોય છે.

ચાકની બનાવટો, મિશ્રર ક્રિટા, પલ્વીસ ક્રિટા એરોમેટિક, અને પલ્વીસ હાઇડ્રારજીરી કમક્રિટા, એ સર્વેના એકજ ગુણ છે.

**ચિકિત્સા**—જુના ઝાડાના દરદમાં અને અમ્લપીત તથા અજીર્ણના દરદોમાં વાર'વાર વપરાય છે.

**વિરૂદ્ધ અસર કારક દવાઓ**—ખટાશ યુક્ત તેજાબો. ખટાશમય ક્ષારો, અને કૌસ્ટીકના ક્ષારો.

**માત્રા**—મિશ્રરક્રિટા ૧ ડ્રામ એક વરસના બચ્ચાને; પલ્વીસક્રિટા એરોમેટિક ૫ ગ્રેન એક વરસના બચ્ચાને; મોહોટી ઉમરના બચ્ચાંને ઉમરના પ્રમાણમાં આપવું.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| (૧) | પલ્વીસક્રિટા એરોમેટિક | ... | ૫ ગ્રેન. |
| | મેગનેસીઆ કાર્બોનેટ | ... | ૧ ગ્રેન. |
| | ટીંકચર રીહાઈ | ... | ૫ મીનીમ. |
| | એકવા મેન્થા પીપરેટા | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને.

---

( ૨ ) ટિંક્ચર કેટેચ્પૂ (કાથાનો અર્ક)... ૫ મીનીમ.
સ્પીરીક આમોનિઆ એરોમેટિક... ૩ મીનીમ.
સ્પીરીટ કલોરોફોર્મ ... ૨ મીનીમ.
મિશ્રરક્રિટા ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવશમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને.

---

( ૩ ) મેગનેસીયા કાર્બોનેટ ... ૧½ ગ્રેન.
બીસ્મથનાઇટ્રેટ ... ૧½ ગ્રેન.
પલ્વીસક્રિટા એરોમેટિક ... ૧½ ગ્રેન.

એક વરસના બચ્ચાને એક વખતની માત્રા.

---

**CALCII CHLORIDUM.** કેલ્સી કલોરીડમ. અં૰ કલોરાઈડ ઓફ લાઇમ.

**વર્ણન**—સુકો સફેદ રંગનો ગાળીને એકરસ કરેલો ગડો. પણ પોતાની મેળે હવા લાગવાથી પાણી થઈ જાય છે. એક ભાગ દવા બે ભાગ પાણીમાં પીગળી જાય છે; આ પાણી સ્વાદે કડુ ઉગ્ર અને ક્ષારમય સ્વાદવાળું હોય છે.

ગુણ—અંતરોપચારમાં, ઉલ્ટીશામક, કંઠમાળ, ક્ષય, હાડકાના સડાના વ્યાધીમાં વપરાય છે.

ચિકિત્સા—અજીર્ણ, જુના ઝાડાના દરદમાં, ઉલ્ટીમાં વિગેરે દરદોપર વાપરવાથી સારી અસર થાય છે.

માત્રા—½ ગ્રેનથી ૧ ગ્રેન. એક વરસના બચ્ચાને, અને તેથી મોહોટી ઉમરનાને તેની ઉમરના પ્રમાણમાં.

સ્વાદ સુધારવા—૧ ગ્રેન કલોરાઇડ ઓફ લાઇમમાં પાંચ મીનીમ પ્રવાહી ગ્લીસરાઈઝાનું સત્વ (જેઠીમધનું પ્રવાહી સત્વ) અને ગ્લીસરાઇન મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

---

## ઉપચાર.

| | |
|---|---|
| ફેરીસી કલોરાઇડ ... | ૩ ગ્રેન, |
| એકસ્ટ્રાકટ ગ્લીસરાઇઝા લિકિવડ | ૧૦ મીનીમ. |
| ગ્લીસરાઈન ... ... | ૧૦ મીનીમ. |
| ડીસ્ટીલ્ડ વોટર ... | ૧ દ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત બેથી ત્રણ વરસના બચ્ચાને ક્ષય ઉપર આપવામાં આવે છે.

---

**CALCII LACTAS.** કેલ્સીલેકટાસ અ૦ લેકટેટ ઓફ લાઇમ.

**વર્ણન**—ચળકતો સફેદ પારદર્શક ભુકો હોય છે; પાણીમાં એકદમ પીગળતો નથી; સ્વાદમાં ખટાશમય હોય છે.

**ચિકિત્સા**—મધુપ્રમેહનાં દરદમાં વપરાય છે. પરંતુ ભુખ લગાડવામાં હાંઇડ્રોક્લોરીક એસીડ કરતાં ઉતરતું છે.

**માત્રા**—૫ થી ૧૫ ગ્રેન દીવસમાં ત્રણ વખત બે વરસના બચ્ચાને, મોહોટી ઉમ્મરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં આપવું.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૫ ગ્રેન લેકટેટ ઓફ લાઇમ સાથે ૩૦ મીનીમ નારંગીના ફુલનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

### ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| કેલ્સીલેકટેટીસ | ... | ... | ૫ ગ્રેન |
| સીરપ ઓરેન્શી ફ્લોરીસ | | ... | ૩૦ મીનીમ. |
| ડીસ્ટીલ્ડ વોટર | ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી બે વરસના બચ્ચાને દીવસમાં ત્રણ વખત આપવું. મૂત્રાતિસાર, મધુ પ્રમેહ પર.(ડાયાબીટીસ મેલિટસ.)

---

**CALCII LACTO PHOSPHAS.** કેલસી લેકટોફોસ ફાસ. અં૦ લેકટોફોસફેટ ઓફ લાઇમ.

**વર્ણન**—ફોસફેટ ઓફ લાઇમ લેકટીક આસીડના પ્રયોગથી બનાવવામાં આવે છે; સફેદ ભુકો હોય છે, અને ગમે તેટલા પાણીમાં નાંખવાથી પીગળે છે; અને સ્વાદ રહિત હોય છે.

**ગુણ**--પૌષ્ટીક અને રક્ત શોધક છે.

**ચિકિત્સા**--હોજરી પર પૌષ્ટીક અસર કરનાર તથા મધુ પ્રમેહ અથવા બહુમુત્રતાના દરદપર સારી અસર કરેછે.

**માત્રા**--૩ ગ્રેન. ત્રણ વરસના બચ્ચાને, મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં વધારે ઓછું આપવું; અને **સીરપ ઓફ લેકટોફોસફેટ ઓફ લાઇમ અને આયરન**; અને સીરપ ઓફ લેકટો ફોસફેટ ઓફ

**લાઇમની** માત્રા ૧૦ મીનીમ ૧ થી ૨ વરસના બચ્ચાને દીવસમાં ત્રણ વખત જમ્યા પછી આપવામાં આવે છે: મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમાંવધારે આપવું,

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( નં. (૧) | કેલસીલેકટો ફોસફેટ... | ... | ૨ ગ્રેન. |
| | કોડલીવર ઓઇલ. | ... | ૩૦ મીનીમ. |
| | લાઇકર કેલસીસ... | ... | ૪૦ મીનીમ. |
| | ટીંકચર કેલંબા ... | ... | ૬ મીનીમ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને આપવી.

પૌષ્ટીક–( for rhachitis ) હાડકાની નબળાઇના દરદમાં.

---

(નં. ૨) સિરપ કેલસી–એટ–ફેરી લેકટો ફોસફેટિસ. ૨૦ મીનીમ દીવસમાં ત્રણ વખત જમ્યા પછી; ત્રણથી પાંચ વરસના બચ્ચાંને. પૌષ્ટીક, બહુ મૂત્રતાના દરદપર. ( Tonic–Diabetes. )

**CALCII PHOSPHAS.** કેલસી ફોસફાસ અંગ ફોસફેટ ઓફ લાઇમ.

**વર્ણન**—સફેદ રંગનો કોઈ પણ જાતના આકાર વીનાનો ભુકો; પાણીમાં બીલકુલ પીગળતો નથી. પરંતુ પાણી નાંખી નરમ કરેલા નાઇટ્રીક એસીડમાં (ડીલ્યુટેડ નાઇટ્રીક એસીડમાં પીગળી જાયછે.

**ગુણ**—ખટાશ દુર કરનાર, રક્ત શોધક, પૌષ્ટિક અને જઠરને શાંતિદાયક અસર કરનાર છે.

**ઉપયોગ**—શરીરના હાડકાની નબળાઇ તથા તેના સડા ઉપર, કંઠમાળ, વાયુમય અજીર્ણ, વિગેરે દરદોપર વાપરવાથી ઘણી સારી અસર કરે છે.

**માત્રા**—૩ ગ્રેન. ૧ થી ૨ વરસના બચ્ચાને.
૭ ગ્રેન. ૪ વરસના બચ્ચાને,
૧૫ ગ્રેન મોહોટી ઉમરના બચ્ચાને દીવસમાં ઘણી વખત ( Several times a day ) આપવામાં આવે છે.

## ઉપચાર.

કેલસી ફોસફેટ ... ... ૩ ગ્રેન.
મ્યુસીલેજ એકેશિયા જોઇતા પ્રમાણમાં.
સાદુ સરબત ... ... ૧૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર. ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને અજીર્ણ તથા હાડકાની નબળાઇના દરદમાં.
(Dysqepsia and Rhachitis.)

---

**CALCIS LIQUOR SACCHARATUS.** કેલસીસ લાઇકર સેકરેટસ. અં૦ સાકરેટેડ સોલ્યુશન ઓફ લાઇમ ગુ. ચુનાનું સાકરમય પાણી.

**વર્ણન**—રંગરહીત પાણી, ઘણો વખત રહેવાથી ભુરા રંગનું થઇ જાય છે; પ્રતિક્રિયા ક્ષારમય થાય છે. સ્વાદ મીઠું અને સહેજ આલ્કલીક.

**ગુણ**—ખટાશ દુર કરનાર; ઉલટી શામક, અને અન્ની વર્ધક છે.

**ચિકિત્સા**—ડીફ્થેરીઆના દરદપર ચોપડવાથી સારો ફાયદો થાય છે, અને હાડકાની નબળાઇમાં અતિશય વધી ગએલા એસિડમાં પીવાથી પૌષ્ટીક અસર કરે છે.

**માત્રા**—પેટમાં પીવા માટે ૫ થી ૬૦ મીનીમ સુધી ઉમરના પ્રમાણમાં સાકરના પાણી સાથે આપે છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ખની૪ અને વનસ્પતિના આસીડો, ( આમ્લ ) ક્ષાર અને ધાતુ મિશ્રીત ક્ષારો, અને ટારટરેટ ઓફ એન્ટીમની.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧—લાઇકર કેલ્સીસ સેકરેટા | ... | ૧૦ મીનીમ. |
| સાદુ સરબત | ... ... | ૧૦ મીનીમ. |
| એક્વાડિસ્ટીલ્ડ | ... ... | ૧ દ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. હાડકાની નબળાઇના દરદમાં આપમાં આવેછે. Rhachitis. )

---

નં ૨—લાઇકર કેલ્સીસ સેકરેટા. ૨ ઔંસ. પ્રથવી ગ-

બાની અંદર ડીફ્થેરીઆના દરદપર તથા તાળવામાં દરદ હોય તો તેના પર દર ત્રણ કલાકે લગાડવામાં આવેછે.

**વિષનાશક**—કાર્બોલીક અને ઓકસેલીક આસીડના વિષ ઉપર વિષનાશક તરીકે લાઈકર કેલસીસ સેકરેટા અતિ ઉત્તમ ઉપચાર છે.

---

**CALOMEL**. કેલોમેલ. અં૦ સબકલોરાઈડ ઓફ મર્ક્યુરી. ઉપનામ. કેલોમલ.

**વર્ણન**—ઝાંખા સફેત રંગનો ભુકો હોય છે, સ્વાદ રહીત, પાણી, ઇથર, ઈાંવા આલકોહલમાં પણ પીગળતો નથી.

**ગુણ**—રક્ત શોધક, રેચક, અને પીત શામક છે.

**ઉપયોગ**—દુર્ગંધ નાશક તરીકે, ગંધાતા શડેલાં ચાંદા ઉપર બાહ્યોપચારમાં મલમના રૂપમાં અથવા લોશન તરીકે અથવા એકલું ભભરાવવામાં આવે છે.

**અંતરોપચારમાં**—કાળજાના વધારાના દરદમાં જળંદર, કમળો, વિસ્ફોટક અને ઉપદંશના વ્યાધીમાં, હોજરીના

સોજા, આંતરડાના સોજા, ટાઈફોઈડતાવ, અજીર્ણ, પેટનું જલંદર, સામાન્ય અથવા માંસનું જલંદર, મગજમાં થએલા લોહીના જમાવમાં, તાણ, આંચકી, મગજના અંતર પડના સોજામાં, વારસામાં ઉતરેલ ઉપદંશ અને પેટના ઝીણા કરમ ઉપર આપવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા—અંતરોપચારમાં—**

વિસ્ફોટકનાશક તરીકે, ૧/૬ ગ્રેન વારંવાર આપવામાં આવે છે.

રેચકતરીકે—હલકો જુલાબ થાય તેને માટે.

૧/૬ થી ૧/૩ ગ્રેન છ મહીનાના બચ્ચાને.
૧/૪ થી ૧/૨ ,, એક વરસના ,,
૧/૩ થી ૨/૩ ,, ૨ થી ૩ વરસના ,,
૧/૨ થી ૧ ,, ૪ થી ૮ ,, ,,
૧ થી ૧½ ,, ૮ થી ૧૦ ,, ,,

એક વખત અથવા જરૂર જણાય તેમ વખતો વખત આપવામાં આવે છે.

**બાહ્યોપચારમાં કેલોમેલનો** ભુકો ગળાની અંદરના ડીફથેરીઆના દરદ ઉપર ભુંગળીવાટે ફુંકવામાં આવે છે; અથવા ૧ ભાગ કેલોમલ ૬ થી ૧૨ ભાગ એમિલમ મિશ્ર કરી દરપર ભભરાવવાના કામમાં આવે છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—પોટાસના સોલ્યુશનો, સોડીયમ અને લાઈમ, આયોડાઇડ ઓફ પોટાસિયમ, નાઇટ્રો હાઇડ્રો કલોરીક અને હાઇડ્રો સ્યાનીક આશીડો.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન કેલોમેલમાં ૪ ગ્રેન સેકરનલેક્ટીસ અથવા આલબમ (album) દુધની ખાંડ, અથવા સફેદ ખાંડ.

---

## ઉપચારો.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | કેલોમલ | ... | ૧½ ગ્રેન |
| | ફેરીલેક્ટીસ | ... | ૭ ગ્રેન. |
| | સેકેરેટા લેકટીસ | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી ૧૦ પડીકા સરખે ભાગે કરવા, ઓ ૧ થી ૨ પડીકા દરરોજ આપવા.

For congenital Syphilis વારસામાં ઉતરેલ ઉપદંશના દરદમાં આપવાં.

---

( ૨ ) કેલોમલ ... ૧/૨ ગ્રેન.
પલ્વીસઈપીકાક ... ૧/૬ ગ્રેન.
સેકેરેટાલેક્ટીસ ... ૮ ગ્રેન.
૧૨ પડીકા કરવા.

દર બબે કલાકે ૭ માસના બચ્ચાથી એક વરસના બચ્ચાને. (બ્રોન્કોન્યુમેનિઆ વીથ સીમટમ્સ ઓફ ઇનટેસ્ટીનલ કેટારહ.) કંઠ નળીના સોજા સાથે પેટનાઆંતરડામાંના સોજાના ચિન્હ માલમ પડતાં હોય ત્યારે.

---

( ૩ ) કેલોમલ ... ... ૧/૬ ગ્રેન.
Euonymi યુમોનિમિ. ... ૧/૨ ગ્રેન.

Sacch alba } ... ½ ગ્રેન
સફેદ ખાંડ. } ...

રાત્રે સુતી વખતે મીશ્ર કરીને ફકાડનું. ૧ વરસના બચ્ચાને દાંત આવતા દરદ થતુ હોય ત્યારે.

---

| | | |
|---|---|---|
| ( ૪ ) કેલોમલ | ... | ૧ ભાગ. |
| ઝીંકઓકસાઇડ | ... | ૩ ભાગ. |
| એમીલી (Amili) | | ૮ ભાગ. |

મિશ્ર કરવાથી ડસ્ટીન્ગ પાઉડર તૈયાર થશે. તે (કો-ન્ડીલોમેટા લેટા,) પરૂમય આંટણો ઉપર ભભરાવવું.

---

**CALUMBÆ INFUSUM.** કેલંબી ઇન્ફ્યુઝમ અં૦ ઈનફ્યુઝમ ઓફ કેલુંબા. ગુ૦ કલંબાનીચા.

**વર્ણન**—કેલંબાના મુળાડીઆના ઝીણા પાતળા ગોળ કડકા કરેલા હોય છે સ્વાદે કડુ, અને સ્હેજ ઉબાઈ ગયેલા જેવો વાસ હોય છે.

**ગુણ**—ઉત્તમ પૌષ્ટીક તથા અગ્નિ વર્ધક, દીપન, તથા પાચન છે

**ઉપયોગ**—સામાન્ય નબળાઇ, અજીર્ણ; જઠરનો સોજો, ગર્ભાવસ્થાની ઉલટી, અતિસાર, મરડા વિગેરે દરદોમાં આ દવા સારો ફાયદો કરે છે. વધારે માહિતી સારૂ મેટિરીયાં મેડીકા જુઓ.

**માત્રા**—૧ ડ્રામ કેલંબાનો ચા. ૧ વરસના બચ્ચાને; અને મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં વધારે ઓછો આપવો,

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ડ્રામ ચાની અંદર ½ ડ્રામ નારંગીનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | ટીંકચર ઓપાઇ | ... | ૨ મીનીમ. |
| | નારંગીનો સરબત | ... | ૪૦ મીનીમ. |
| | કેલંબાની ચાહ | ... | ૩ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ત્રણ વરસના બચ્ચાને આપવું. વારંવાર ઝાડા થવાના દરદ ઉપર.

| | | |
|---|---|---|
| ( ૨ ) કેલંબાની ચા | ... | ૩ ઔંસ. |
| રીહઆઇનો ચાહ | ... | ½ ઔંસ. |
| નારંગીનો અર્ક | ... | ૨ ડ્રામ. |

ત્રણ ચમચી ચાહની દીવસમાં ત્રણ વખત, ત્રણ વરસના બચ્ચાને. પૌષ્ટીક તરીકે Tonic.

---

**CALUMBLÆ TINCTURA**. કેલંબી ટીન્ચુરા. અં૦ ટીંકચર ઓફ કેલંબા. ગુ૦ કલંભાનો અર્ક.

**વર્ણન**—આલકોહલમાં બનાવવામાં આવે છે, ૧ ભાગ દવા ૮ ભાગ પ્રુફ સ્પીરીટ; સ્વાદ કડવો.

**ઉપયોગ**—કડુ પૌષ્ટીક તરીકે જઠરની વધી ગયેલ નબળાઇમાં કોડ લીવર તેલની સાથે મેળવીને અપાય છે.

**માત્રા**—૫ મીનીમ એક વરસની વયના બચ્ચાને.

---

**CAMPHORA** કેમ્ફોરા, અં૦ કેમ્ફર, ગુ૦ કપુર.

**વર્ણન**--સફેદ પારદર્શક કટકા હોય છે, અને જ-

સહીથી ભુકો થઇ શકે તેવો નરમ, ખુલ્લો રાખવાથી ઉડી જાયછે, સુગંધી ઘણી તેજ અને સ્વાદમાં કડુ તીખુ હોય છે; ૧ ભાગ કપુર ૧૦૦૦ ભાગ પાણીમાં પીગળી શકે છે પણ કલોરોફોર્મ, ઇથર, આલકોહોલ, અને તેલમાં જલદી પીગળી જાય છે.

ગુણ—પ્રાથમીક અસર ગરમ અને સ્વેદલ છે, દ્વિતીય અસર શાંતીદાયક, ઉઘલાવનાર, પીડાશામક, કફઘ્ન આંતીક્યુંક તથા આંકડીને મટાડનાર છે. વધારે પ્રમાણમાં વિષ છે.

ઉપયોગ—દમ, હાંફણ, હૃદય શુળ, ઉંટાંટીઓ હૃદયના વધી ગયેલા ધબકારા, ગર્ભસ્થાનના વ્યાધી, ઋતુશ્રાવના વ્યાધી, વીર્યપ્રવાહના વ્યાધી, કામજવર, ચાંદી, ગર્ભસ્થાનના વરમ, મુત્રાશયના વરમ, કોલેરા, અતિસાર, મરડા, હીસ્ટીરિયા, સંધીવા, ગાંઠીઓ વા, કોરડીના વ્યાધી, ફેફસાના વ્યાધી, ક્ષય, ઉધરસ, તાવ, ત્રીદોષ વિગેરે દરદોમાં વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે. ( વધારે માહિતી સારૂ મેટિરીયા મેડીકા જુઓ. )

**માત્રા—અંતરોપચારમાં.**

$\frac{1}{2}$ ગ્રેન એક ડોઝમાં ૭ માસથી એક વરસના બચ્ચાને.
$\frac{1}{4}$ ગ્રેન ,, ૧ થી ૫ વરસના બચ્ચાને,
$\frac{1}{3}$ ગ્રેન ,, ૫ થી ૧૦ વરસના બચ્ચાને.
$\frac{1}{2}$ ગ્રેન ,, મોહોટી ઉમરના છોકરાને,

દર બએ કલાકે અથવા ૩ થી ૪ વખત દીવસમાં દરદના જોરના પ્રમાણમાં અથવા જેમ જેમ જરૂર જણાય તેમ ઉપયોગ કરવામાં આવે છે.

---

**બાહ્યોપચારમાં—**

૧ ભાગ કપુર ૪ ભાગ ઓલીવ ઓઈલ મેળવી એક રસ કરી તેલ તૈયાર કરવું,

૧ ભાગ કપુર ૯ ભાગ રેકટીફાઈડ સ્પીરીટ, મેળવી લિનિમેન્ટ તૈયાર કરવું.

---

**સ્વાદીષ્ટ કરવા સારૂં**—$\frac{1}{2}$ ગ્રેન કપુરને ત્રણ ભાગ

તજના મીશ્રાન ભુકા સાથે મેળવવો. અથવા એક ડ્રામ તજના પાણી સાથે મેળવવો.

**કપુરના—વિષારી ચિન્હો**—ઝાડો, પેશાબ, બંધ થઇ જવાથી માથામા ચક્કર આવવા શરીર શીથીલ થઇ જવું, ઉલટીઓ થવી, દષ્ટી મંદ પડી જવી, પેટમાં દુખવું વિગેરે થાય છે.

---

## ઉપચાર.

| | | |
|---|---|---|
| ( ૧ ) કેમ્ફર ટ્રીટી (trite) | ... | $\frac{1}{2}$ ગ્રેનઃ |
| ફ્લોર બેન્ઝોઇસ | ... | $\frac{1}{2}$ ગ્રેન. |
| તજનો ભુકો | ... | ૩ ગ્રેન. |

એક પડીકું દર બબે કલાકે, ૧ થી ૨ વરસના બચ્ચાને બ્રોન્કોન્યુમોનીયા અને ઇડીમા પલ્મોનમ.

---

| | | |
|---|---|---|
| ( ૨ ) કેમ્ફર ટ્રીટી | ... | ૭ ગ્રેન. |
| મ્યુસીલેજ એકેશીઍ | ... | જરૂર જેટલું |

તજનું પાણી ... ૩ ઔંસ.

૧ થી ૨ ટેબલ સ્પુનફુલ દરઅમે કલાકે.

૫ થી ૧૦ વરસના બચ્ચાને.

---

**CAMPHORÆ AQUA**, કેમ્ફોરી એકવા. અં૦ કેમ્ફર વોટર. ગુ૦ કપુરનું પાણી.

**વર્ણન**--૧ ભાગ કપુર ૧૦૦૦ થી ૧૩૦૦ ભાગ પાણીમાં વાતહર તરીકે બીજી દવાઓનાં સંયોગમાં મેળવવો. અનુપાન તરીકે વપરાય છે.

**માત્રા**—½ થી ૪ દ્રામ દીવસમાં વખતો વખત આપવું.

---

**CAMPHORÆ TINCTURA COMPOSITA.** કેમ્ફોરી ટીંક્ચુરા. કંપોઝીટા. અં૦ ટીંક્ચર કેમ્ફર કમ્પોઝીટ. ( Paregoric elixir. )

**વર્ણન**—આલકોહલમાં બનાવવામાં આવે છે, અને

તેની અંદર ૧½ ગ્રેન કેમ્ફર, ૨ ગ્રેન અફીણ, અને બેન-ઝોઇક એસીડ ૨ ગ્રેન. અનુક્રમે એક ઔંસ પ્રુફ સ્પીરીટમાં નાંખવું, અને ખુશબો સારૂ એનીસીના તેલના ટીંપા બે. નાંખવા.

**ગુણ**—કફઘ્ન અને દુઃખ શામક છે.

**ઉપયોગ**—ખાંશી તથા ઝાડાના દરદમાં ઉપયોગી છે.

**માત્રા**—૨ થી ૩ મીનીમ. ૧ વરસના બચ્ચાને.

| | | | |
|---|---|---|---|
| ૫ થી ૭ | ,, | ૨ | ,, ,, |
| ૭ થી ૧૦ | ,, | ૩ | ,, ,, |

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં વધારે આપવું.

---

## ઉપચારો.

( ૧ ) ટીંક્ચર કેમ્ફર કો; ... ૫ મીનીમ.
ગ્લીસરાઇન. ... ૧૦ મીનીમ.
એક્વા ડીસ્ટીલ. ... ૧ ડ્રામ.

એક વખતની દવાનું પ્રમાણ છે.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૨ વરસની ઉમ્મરના બચ્ચાને આપવું,

( પલ મોનરી ટયુબર કયુલોસીસ વીથ એડ કફ. )
ક્ષયના દરદમાં અતિશય કફ હોય ત્યારે.

---

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | ટીંકચર કેમ્ફરકો. | ... | ૩ મીનીમ. |
| | વાઇનમઇપીકાક. | ... | ૩ મીનીમ. |
| | પોટાસ કાર્બોનેટ. | ... | ½ ગ્રેન. |
| | એકવા એનીસી. | ... | ૧ ડ્રામ. |

એક વખતની દવાનું પ્રમાણ છે.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને, (બ્રોન્કાઇટીસ વીથ મચ ઇરીટેટીન્ગ કફ.
વરાધના દરદમાં જેસમાં ખાંસી આવતી હોય ત્યારે.

---

## CAMPHORA MONOBROMATA. કેમ્ફારામોનોબ્રોમેટા. અં૦ મોનોબ્રોમાઇડ ઓફ કેમ્ફર.

**વર્ણન**—પ્રતિનિધીત્વ મેળવણી, ( 1 atom of Hydrogen being replaced by bromine. ) રંગ ચીનાનાં પાસા જેવા કટકા. ઇથર, આલકોલ, અને તેલોમાં પીગળી શકે છે, પાણીમાં બીલકુલ પીગળતો નથી, વાસ કપુર જેવી અને સ્વાદ ટરપેનટાઇન જેવો હોય છે.

**ગુણ**—શાંતિપ્રદ નિંદ્રા લાવનાર.

**ઉપયોગ**—વાઈ, ફેફરૂ, કોરીઆ, અશક્તિના માથાના દુખાવાપર વારંવાર વપરાય છે.

**માત્રા**– ½ ગ્રેન. દીવસમાં, બેથી ત્રણ વખત પાંચ વરસની ઉમરના બચ્ચાને. માત્રા—ધીમે ધીમે ૪ ગ્રેન સુધી વધારવી; મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમ આપવીં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન દવામાં ૪ ગ્રેન જેઠીમધના મુળીયાનો ભુકો મેળવવો.

---

( ૧ ) કેમ્ફર મોનોબ્રોમેટા ... ½ ગ્રેન.
જેઠીમધના મુળીયાનો ભુકો ... ૪ ગ્રેન.

મીશ્ર કરી રાત્રીના તથા સવારના ૫ વરસના બ-ચ્ચાને વાઈ, ફેફરા ઉપર આપવું.

---

**CANNABIS INDICÆ EXTRACTUM.** કનાબીસ ઈન્ડીસી એક્સ્ટ્રાક્ટમ. અં૦ એક્સ્ટ્રાક્ટ. ઓફ ઇનડિઅન હેંમ્પ.

ગુ૦ ભાંગનો સત્વ, ( ફગીને ભાંગ, અને પાંદડાને ગાંજો કહે છે. )

**વર્ણન**—ભાંગની ઉપર થતાં ફુલ તથા બીયાને રેક્ટીફાઇડ સ્પીરીટમાં નાંખી તેનું સત્વ બનાવવામાં આવે છે.

**ગુણ**—પ્રથમ તેની અસર ગરમ છે, દ્વીતિય અસર માદક, આક્ષીક, નિંદ્રા લાવનાર, ગૈજિક, ચુંક તથા ગોળો મટાડનાર, મૂત્રલ, દીપન અને પીડા શામક છે.

**ઉપયોગ**—ધનુર્વા, લકવા, ચસકા, ગર્ભાશયનો રક્તશ્રાવ, તાણુ વિગેરે દરદો પર પીડાશામક અસર કરે છે. ( વધારે માહિતી સારૂ અમારી મેટિરીયા મેડિકા

જુઓ. )(In tetanus neonatorum.) ધનુર્વા ઉપર,
( ના'ના બચ્ચાની દાંતખીલીના દરદમાં. )

**માત્રા**—૧/૬ થી ૫/૬ ગ્રેન દર બબે કલાકે જ્યાં સુધી તેની બરોબર અસર થાય નહીં ત્યાં સુધી આપવી.

કુકડીઆ ખાંસી ઉપર.

૧/૬ થી ૧/૫ ગ્રેન. ૭ મહીનાના બચ્ચાને.

૧/૫ થી ૧/૩ ગ્રેન. એક વરસના બચ્ચાને,

૧/૩ થી ૧/૨ ગ્રેન. મોહોટી ઉમ્મરના બચ્ચાને દર ચાર કલાકે આપવી.

## ઉપચાર.

નં. ૧. એક્સ્ટ્રેક્ટ કેનાબીસ ઇન્ડીકા. ૭ ગ્રેન.
એક્સ્ટ્રાક્ટ બેલાડોના... ...૩½ ગ્રેન.
આલ્કો'લ... ... ... ૧ ડ્રામ.
ગ્લીસરાઇન... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી તેમાંથી પાંચ ટીંપા દર ચાર ચાર કલાકે ૧ વરસના બચ્ચાને આપવા.

Pertussis. ( કુકડીઆ ખાંસી ઉપર. )

નં. ૨. એકસ્ટ્રાકટ કેનાબીસ ઇન્ડીકા. ૧/૨ ગ્રેન.
ગ્લીસરાઇન... ... ... ૩ મીનીમ.
એકવા કેરૂઆઈ ... ... ૧/૨ ડ્રામ.

દર બે અથવા ત્રણ કલાકે પાવી.

(Tetanus neonatornm.) નાંના બચ્ચાંની દાંત ખીલીના દરદ ઉપર.

---

**CANTHARIDUM TINCTURA**. કેન્થારિડમ ટીંકચૂરા. અં૦ ટીંકચર ઓફ કયાંથારીડીસ. ગુ. કયાંથારીડીસનો અર્ક. (એક જાતની ઝેરી માંખમાંથી બને છે.)

**વર્ણન**—શુધ્ધ સ્પીરીટમાં તેનો અર્ક કાઢવામાં આવે છે; તેનો વાસ વિચીત્ર સખત અને અપ્રિય હોય છે; સ્વાદ તીખો હોય છે.

---

**ગુણ**—મૂત્રલ, કામોત્તેજક અને દાહક અસર કરનાર

છે, પરંતુ અંતરોપચારમાં પીવાના કામમાં ક્વચીત જ વપરાય છે કારણ તેની અસર મૂત્રપીંડ, (કીડનીના) ઉપર દાહક અસર કરે છે; બ્લીસ્ટર લગાડવામાં વારંવાર તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**ઉપયોગ**—ઘણું કરી માથા ઉપર થયેલી ઉંદરી તથા તાલ પડેલી હોય ત્યાં ફરી વાળ લાવવા સારૂ બીજી દવાઓના સંયોગમાં વપરાય છે. ( વધારે માહિતી સારૂ મેટિરીયા મેડિકા જુઓ. )

**માત્રા**—લોશન તરીકેની ૧ ભાગ દવા, અને ૧૬ ભાગ મેનસ્ટ્રુઅમ. ( દ્રાવક પદાર્થ. )

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | ટીંક્ચર કેન્થેરીડીસ | ... | ૨ ડ્રામ |
| | ટીંક્ચર કેપસીસાઇ. | ... | ૨ ડ્રામ. |
| | ટીંક્ચર નકસવોમિકા | ... | ૪ ડ્રામ. |
| | કેસ્ટર ઓઇલ | ... | ૨ ડ્રામ. |
| | રોઝન વોટર | ... | ૪ ઔંસ |

મિશ્ર કરી સંભાળથી જે ભાગમાંથી માથા ઉપરથી ઉંદરી વીગેરેના લીધે વાળ જતા રહ્યા હોય તે ભાગપર વાદળીના કટકાથી લગાડવું; દીવસમાં એથી ત્રણ વખત.

---

| | | | |
|---|---|---|---|
| નં.. ૨ | ટીંકચર કેન્થેરીડીસ. | ... | ½ ઔંસ |
| | ટીંકચર કેપસીસાઇ. | ... | ½ ઔંસ |
| | કેસ્ટર ઓઇલ ... | ... | ½ ઔંસ |
| | સ્પીરીટ વાઇન ... | ... | ૪ ઔંસ |

મીશ્ર કરી વાળ ગયેલા ભાગપર લગાડવું.

---

## CAPSICI TINCTURA. કેપસીસાઇ ટીંકચુરા.

અં૦ ટીંકચર કેપસીકમ. ગુ. મરચાંનો અરક.

વર્ણન—સુકાં લાલ મરચાને આલકોલમાં નાંખી બનાવવામાં આવે છે. ફીકા લાલરંગનો, અતિશય તીખો, અને તીવ્ર વાસવાળો હોય છે.

ગુણ—થુંક પેદા કરનાર; અગ્નિ વર્ધક, પૌષ્ટીક,

વાતહર, મૂત્રલ અને કામોત્તેજક છે.

**ઉપયોગ**—બાહ્યોપચાર તરીકે, કેન્થારીડીસની સાથે બીજી દવાઓ મેળવી ટાલ ઉપર લગાડવામાં આવે છે.

**અંતરોપચારમાં**, અજીર્ણ, પીત્તની ઉલ્ટીમાં, કોલેરામાં, ચુંકના દરદમાં, ફરી ફરી આવતા તાવપર, મરડા અને વાયુના દરદમાં બીજી દવાઓના સંયોગમાં વાપરવાથી ઘણી સારી અસર કરે છે.

**માત્રા**—બાહ્યોપચારમાં. લીનીમેન્ટ બનાવવા સારૂ ½ થી ૪ ડ્રામ લીનીમેન્ટ સાથે મેળવવું.

### ઉપચાર.

નં. ૧.

| | | |
|---|---|---|
| ટીંક્ચર કેપસીસાઇ | ... | ½ ઔંસ. |
| લીનીમેન્ટ સેપોનીસ | ... | ૧ ઔંસ. |

ન્યુમોનીઆ બ્રોન્કો અને બ્રોંકાઇટીસના દરદ પર જે ઠેકાણે દરદ થતું હોય ત્યાં લગાડવું.

નં. ૨.

| | | |
|---|---|---|
| ટીંક્ચર કેપસીસાઇ | ... | ½ ડ્રામ. |
| ઓલીવ ઓઇલ... | ... | ૨ ડ્રામ. |
| લેનોલીની ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી પરનીઓન્સના દરદ વાળા ભાગપર ફલા-
લીનના કટકાથી ઘસવું. (perniones.)

---

## CARBOLICUM ACIDUM. કાર્બોલીકમ આસીડમ.

અં૦ કાર્બોલીક આસીડ. ફેનાઇલ આલકોલ.

**વર્ણન**—રંગ રહીત સફેદ કટકીઓ, અને તેનો લાલ રંગ થઇ જાય છે. ૧૫ ભાગ પાણીમાં એક ભાગ દવા પીગળી શકે છે; આલકો'લ, કલોરોફાર્મ, ઇથર, અને ગ્લીસરાઇનમાં એકદમ પીગળી જાય છે, વિચિત્ર કડક વાસ અને સ્વાદ વાળું હોય છે.

**ગુણ**--જંતુ નાશક, દુર્ગંધનાશક, લોહી સુધારનાર, રોપણ, દાહક, અને ઉલ્ટી શામક છે. વધારે પ્રમાણમાં દાહક ઝેર છે.

**ઉપયોગ અંતરો પચારમાં**—કોલેરા, વાતપિત્ત, ઉધરસ, ક્ષય, જ્વર, રક્તદોષ, પ્લેગ, અતિસાર, બાહ્યો પચારમાં સંગ્રહણી. ડીફ્થેરીયા રતવા ખરજવું, ગડ, ગુમડા, ગાંઠો વગેરેપર લગાડવાના કામમ

આવે છે. નાના ત ત જન્મેલા બાળકોને પેટમાં આપવું નહી, પેસાબ હમેશાં વારંવાર તપાસતા રહેવું.

**અંતરોપચારમાં.** આસીડ કાર્બોલીક ગ્લીસરાઇન આપવામાં આવે છે તેની માત્રા.

**માત્રા**—મિશ્ર ગ્લીસરાઇન, એસીડ કાર્બોલીક.

| | | |
|---|---|---|
| ½ | મીનીમ | ૭ મહીનાના બાળકને. |
| ૧ | ,, | ૧ થી ૧½ વરસના બાળકને. |
| ૧½ | ,, | ૨ વરસના બાળકને. |

વખતો વખત આપવામાં આવે છે.

મોટી ઉમ્મરનાને તેમની વયના પ્રમાણમાં આપવું.

---

**બાહ્યોપચાર**—બાહ્યોપચારમાં અને સ્થાનિકોપચારમાં.

૧ પરસેંટ સોલ્યુશન શ્વાસમાં લેવા સારૂ ઉપયોગમાં આવે છે.

૨ થી ૩ પરસેંટ સોલ્યુશન (For parenchymatous injection in to tonsils;)

૨ થી ૮ટ્ટૈ પરસેંટ સોલ્યુશન વેસીલીન અથવા તેલની સાથે મલમ બનાવવામાં વપરાય છે.

## ઉપચારો.

( ૧ ) ગ્લીસરાઈન, આસીડ, કાર્બોલીક ... ૧ મીનીમ.
એકવા, મેન્થા, વીરાઇડીસ ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને (Gastric fermentation.) જઠરમાં ખાધેલું ફદફદી જતું હોય તેનાપર આપવાથી ફાયદો થાય છે.

---

( ૨ ) ગ્લીસરાઈન, આસીડ, કાર્બોલીક ... ૧ મીનીમ
સીરીપ ઈપીકાક એસેટ ... ૧૦ મીનીમ.
એકવા મેન્થા વિરાઇડીસ ... ૧ ડ્રામ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને (Pertussis.) કુકડીઆ ખાંસી ઉપર પાવું.

---

## ઓઇન્ટમેન્ટ. (મલમ.)

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | એસીડકાર્બોલીક. | ... | ૪ ગ્રેન. |
| | બીસમથ સબનાઈટ્રસ. | ... | ½ ડ્રામ. |
| | અંગ્વેન્ટમહાઇડ્રારજીરી. } | ... | ૧ ઔંસ. |
| | આમોનીયમ ડીલ્યુટમ. } | | |

મિશ્ર કરી મલમ તૈયાર કરવું. રાત્રીના તથા સવારના લગાડવું. Psoriasis. (વિચર્ચિકાના દરદમાં ચોપડવું.)

---

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | એસીડ કાર્બોલીક | ... | ૧ ભાગ. |
| | ઓલીવ ઓઇલ | ... | ૪૦ ભાગ. |

મિશ્ર કરી લીનીમેન્ટ તૈયાર કરવું. ઓરી તથા સ્કાર્લેટીના (રાતા તાવ) માં ખજવાણ થાય છે તેના પર લગાડવાથી આરામ લાગે છે.

**વિષનાશક**—કાર્બોલીક આસીડના વિષમાં વિષનાશક તરીકે સલ્ફેટ ઓફ સોડીયમ ઘણીજ ઉત્તમ દવા છે.

**CASCARÆ SACRADÆ EXTRACTUM LIQUIDUM.** કેસકેરી સેગ્રેડી એકસ્ટ્રાકટમ લીક્વીડમ. અં૦ લીક્વીડ એકસ્ટ્રાકટ ઓફ કેસકેરા સેગ્રેડા.

**વર્ણન**—પ્રવાહિ સત્વ છે. અને વાસ કાંઇ જાણવા જેવી નથી, સ્વાદમાં કડવી છે. સેગ્રેડાની છાલનો ભૂકો પ્રુફ સ્પીરીટમાં નાંખી બનાવવામાં આવે છે.

**ગુણ**—રેચક અને પૌષ્ટીક.

**ઉપયોગ**—જુના બંધકોષના દરદમાં, અજીર્ણમાં, સંગ્રહણી, કમળાના દરદમાં પણ વપરાય છે, આ દવા એકલી અથવા નકસવોમીકા અને બેલાડોના સાથે મેળવીને પણ અપાય છે.

**માત્રા**—૧૦ થી ૨૫ મીનીમ રાત્રે સુતી વખતે આપવાથી દસ્ત સાફ આવે છે.

૨ થી ૫ મીનીમ દીવસમાં ત્રણ વખત આપવાથી હોજરીપર કડુ પૌષ્ટીક અસર કરે છે.

**સ્વાદ સુધારવા સારૂ**—૧૦ મીની દવામાં ૫ મી-

નીમ સુંઠનો સરબત અને જેઠીમધનું પ્રવાહિ સત્વ મેળ-વવામાં આવે છે.

વધારે માહિતી સારૂ અમારી મેટિરીયા મેડિકા જુઓ.

---

## ઉપચાર.

( ૧ ) એકસ્ટ્રાકટ કેસકેરા લીકવીડ. ... ૧૫ મીનીમ.
એકસ્ટ્રકટ લીકોરાઇટ લીકવીડ. ... ૧૫ મીનીમ.
નારંગીની છાલનું સરબત. ... ૧૫ મીનીમ.
એકવાકલોરોફોર્મ. ... ૧૫ મીનીમ.

મિશ્ર કરી રાત્રીના સુતી વખતે, એક વરસના બચ્ચાને આપવું. લાંબા વખતના બંધકોષ ઉપર.

---

( ૨ ) એકસ્ટ્રાકટ કેસકેરા લીકવીડ. ... ૧૫ મીનીમ.
ટીંકચર બેલાડોના. ... ૫ મીનીમ.
એલીકસીર સીમ્પલ. ... ૭ મીનીમ.
એકવા ડીસ્ટીલ્ડ. ... ૧ દ્રામ.

મિશ્ર કરી રાંતના સુતી વખતે આપવું. ૧ વરસની ઉમરના બચ્ચા સારૂ. બંધકોષ ઉપર.

---

| ( ૩ ) | એકસ્ટ્રાકટ કેસકેરા લીકવીડ. ... | ૧૫ મીનીમ |
|---|---|---|
| | સુંઠનો સરબત ... ... | ૭ મીનીમ. |
| | એકસ્ટ્રાક્ટ લીકોરીસ લીકવીડ. ... | ૭ મીનીમ. |
| | એકવા ડીસ્ટીલ. ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી રાતના સુતી વખતે આપવું. વાતપીત સાથેના બંધકોશ ઉપર.

---

## CASCARILLÆ TINCTURA. કેસકેરીલી ટીંકચ્યુરા

અં૦ ટીંકચર ઓફ કેસકેરીલા.

**વર્ણન**—આલકોહલમાં બનાવવામાં આવે છે. વાસ મનપસંદ સુગંધીમય, અને સ્વાદમાં કડુ હોય છે.

**ગુણ**—કડુ પૌષ્ટીક, હોજરીપર પૌષ્ટીક અસર કરનાર અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—એન્ટ્રીક કેટારહ, (આંતરડાના સોજા ઉપર) અજીર્ણ અને જઠરની અંદરનું ખાધેલું ફદફદી જતું હોય તેના ઉપર. આપવામાં આવે છે.

**માત્રા**—૩ થી ૫ મીનીમ એક વરસની ઉમરના બચ્ચાને; દીવસમાં વારંવાર આપવામાં આવે છે. મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવું.

**વિરૂદ્ધ દવાઓ**—ચુનાનું પાણી, (લાઇમવાટર) ધાતુમયક્ષાર, ખનીજ આમ્લ.

**સ્વાદ સુધારવા સારૂ**—૫ મીનીમ દવામાં ૧૫ મીનીમ નારંગીનું સરબત નાંખવાથી સ્વાદી થાય છે.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | ટીંકચર કેસકેરીલા | ... | ૫ મીનીમ |
| | મ્યુસીલેજ ઍકેશીઆ | ... | જોઈતા પ્રમાણમાં. |
| | સીરપ ઓરેંશી | ... | ૧૫ મીનીમ. |
| | એકવા ડીસ્ટીલ | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બ-ચ્ચાને. ( અજીર્ણ ઉપર. )

---

**CATECHU TINCTURA.** કેટેચ્યુ ટીંકચ્યુરા. અં૦ ટીંકચર ઓફ઼ કેટેચ્યુ. ગુ૦ કાથાનો અર્ક.

**વર્ણન**—શુદ્ધ સ્પીરીટમાં તેની બનાવટ તૈયાર કરવામાં આવે છે, તેનો રંગ ભૂરો પીળો હોય છે: સ્વાદમાં પ્રથમ તુરો અને કડવો હોય છે પણ પાછળથી મીઠાશ લાગે છે.

**ગુણ**—શીતળ અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—જુના ઝાડાના દરદમાં જ્યારે પરૂ વિગેરે પડતું હોય ત્યારે આપવાથી ઘણી સારી અસર થાય છે; તેમજ ઘુખસ, ખરજવું, અવાળુમાંથી લોહી પડતું હોય અને મોઢું આવ્યું હોય, ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—૫ થી ૧૦ મીનીમ ૧ વરસના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ દવાઓ**—ધાતુમય ક્ષારો, બીજા ક્ષારો તથા જીલેટીન.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૫ મીનીમ ટીંકચર ફેરેન્ચ્યુ અને ૧ દ્રામ તજનું પાણી મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧. | ટીંકચર ફેરેન્ચ્યૂ. ... | ૧૦ મીનીમ. |
| | સ્પીરીટ આમોનીઆ એરોમેટીક. | ૩ મીનીમ. |
| | વાઇનમ ઈપીકાક. ... | ૩ મીનીમ. |
| | એકવા સીનાગોમી. (તજનું પાણી, | ૧ દ્રામ. |

મિશ્ર કરી ત્રણથી ચાર વખત દીવસમાં એક વરસના બચ્ચાને. ( બ્રોન્કો ન્યૂમોનીઆ વીથ મચ ડાહીરીઆ )

કંઠ નળી સોજાની સાથે અતિશય ઝાડા થતા હોય તેનાપર આપવાથી ફાયદો થાય છે.

---

નં. ૨. ટીં. કેટેચ્યૂ. ... ... ૧૦ મીનીમ.
સ્પીરીટ ક્લોરો ફોર્મ. ... ૨ મીનીમ.
મીસ્ચ્યુરાક્રીટા. ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને જુના ઝાડાના દરદમાં આપવાથી સારી અસર થાયછે.

---

નં. ૩. ટીં. કેટેચ્યૂ, ... ... ૫ મીનીમ.
ટીં, કાઇના, ... ... ૫ મીનીમ.
મ્યુસીલેજ ટ્રેગેકેન્થ, જોઈતા પ્રમાણમાં.
સીરપ ( સરબત ), ... ૧૦ મીનીમ
એકવા સીનેમોમીતજનું પાણી. ૧ ડ્રામ.

મિશ્ર કરી દર ચાર કલાકે જુના ઝાડાના રોગપર ૧ વરસના બચ્ચાનેઆપવું.

---

**CHLORAL HYDRAS.** ક્લોરલ હાઇડ્રૂસ. અં૦ હાઇડ્રેટ ઓફ ક્લોરલ.

**વર્ણન**—નાના રંગ રહિત સફેદ કટકા. ત્રણ ભાગ

દવા એક ભાગ પાણીનાં નાંખવાથી પીગળી જાય છે, આલકોહલ તથા ઈથરમાં સહેલાઈથી પીગળી જાય છે;

સોલ્યુશન—મધ્યમ તથા સ્હેજ અમ્લ, તરેહવાર તીવ્ર વાસ વાળું; અને સ્વાદમાં કડુ હોય છે.

ગુણ—પીડાશામક, ગરમ, ચુંક તથા આંકડીને મટાડનાર, અને નિંદ્રા લાવનાર છે. વધારે પ્રમાણમાં હૃદયની ગતીને મંદ પાડે છે.

ઉપયોગ—ધનુર્વા, સખત ઉધરસ, સન્નીપાત, ઉન્માદ, કોરીયા, સ્વાસ, આંચકી, હીસ્ટીરીઆ, અપસ્માર અને માથાના દુખાવામાં, ઉંઘ લાવવામાં; અજીર્ણમાં થતી ઉલટીઓમાં વારંવાર વપરાય છે.

---

માત્રા—½ થી ૧ ગ્રેન, એક વખતની માત્રા
અને ૧ થી ૩ ગ્રેન આખા
દીવસની માત્રા ૬ મહીનાના
બાળકને.

૧½ ગ્રેન, એક વખત, ૫ ગ્રેન આખા દીવ-
સમાં ૧ વરસના બાળકને.

૩ ગ્રેન. એક વખત, ૭½ ગ્રેન આખા દીવ-
સમાં ૨ વરસના બચ્ચાને.

૭½ ગ્રેન. એક વખતે, ૧૫ ગ્રેન આખા દી-
વસમાં ૩ થી ૪ વરસના બચ્ચાંને.

૭½ ગ્રેન. એક વખત, ૨૨ ગ્રેન આખા દી-
વસમાં ૫ થી ૧૦ વરસના
બચ્ચાંને.

૧૨ ગ્રેન. એક વખત ૪૫ ગ્રેન આખા દીવ-
સમાં ૧૦ થી ૧૫ વરસનાં
બચ્ચાંને.

તરત જન્મેલા બાળકની, દાંતખીલીના અને
ધનુર્વાના દરદ ઉપર ૧½ ગ્રેનથી
૫ ગ્રેન એક વખતની માત્રા
અને આખા દીવસમાં ૨૨ થી
૪૫ ગ્રેન સુધી આપવામાં
આવે છે.

## વિરૂધ દવાઓ—ક્વીનાઈન અને તેના ક્ષારો.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન દવામાં ૫ મીનીમ નારંગીનું સરબત મેળવવું અથવા પ્રુનીવર્જીએની, એક ડ્રામ તજના પાણી સાથે મેળવી આપવું.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | ક્લોરલ હાઇડ્રેટ. | ... | ૫ ગ્રેન. |
| | સીરપ ઓરેંશી. | ... | ૨૫ મીનીમ. |
| | તજનું પાણી. | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી પાંચ વરસની વયના બચ્ચાને પાવું. ડીસપ્નીઆ ( સ્વાસાવરોધ. ) દબાય નહી તો ફરીથી પોણા કલાકે પાવું. બ્રોન્કીયલ આસ્થમા ( સ્વાસ નળીના સોજાને લીધે થયેલા દમના રોગ ઉપર )

---

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | ક્લોરલ હાઇડ્રેટ. | ... | ૨ ગ્રેન. |
| | પોટાસ બ્રોમાઈડ. | ... | ૨ ગ્રેન. |

| | | |
|---|---|---|
| એકવા લોરોસીરેસી. | ... | ૧૦ મીનીમ. |
| સીરપ પ્રુનીવરજીએની. | ... | ૧૦ મીનીમ. |
| એકવા ડીસ્ટીલ. | ... | ૧ દ્રામ. |

દીવસમાં ત્રણ વખત અથવા જરૂર પડે તો વધારે વખત પાવું.

(એક વરસની ઉમરના બચ્ચાને દાંત આવતા હોય ત્યારે.)

---

**વિષ નાશક**—પીક્રોટોકસીન; સ્ટ્રીકનીયા. ( વધારે માહિતી સારૂ મેટિરીયા મેડિકા જુઓ),

---

## CHLOROFORM. કલોરોફોર્મ.

**વર્ણન**—રંગ રહીત, સ્વચ્છ પ્રવાહી, ઇથરમય, મન પસંદ વાસ, સ્વાદમાં ગળ્યું, આલકોહલ ઇથર, ખાસ તેલો તથા વોલેટાઇલ (ઉડી જનાર) તેલના કોઇ પણ પ્રમાણમાં નાંખવાથી એકજીવ થઇ જાય છે; અને પાણીમાં મેળવવું હોય તો ૨૦૦ ભાગ પાણી અને એક ભાગ કલોરોફોર્મ

મેળવવાથી મળી જાય છે.

**ગુણ**—ગરમ, ચુંક તથા આંકડી મટાડનાર, પીડા-શામક, વાતહર, ચામડીને બેહેરી કરનાર, માદક, શાંતીદાયક અને સુશુંમિ લાવનાર છે.

**ઉપયોગ**—વાયુના વ્યાધી, હીસ્ટીરીઆ, ચુંક, આંકડીના દરદમાં, ધનુર્વા, કોરીઆ, ઉલટી, કોલેરા, દમ, સ્વાસ, ચસકા, સંધીવા, અપસ્મારની આંચકી, સુવાવડની તાણ, કફના વ્યાધી, ગર્ભાશયના વ્યાધી, વિગેરે દરદોમાં એકલું અથવા બીજી હૃદય પૌષ્ટીક અને ગરમ દવાઓના સંગોગમાં વપરાય છે.

**માત્રા**—૧૦ થી ૨૦ મીનીમ રૂમાલપર છાંટી સુંઘવું. ૧ ભાગ કલોરોફાર્મ ૬ ભાગ ઓલીવ તેલમાં નાંખી લીનીમેન્ટ બનાવાય છે; વાના દરદોપર ચાપડવામાં આવેછે.

---

## ઉપચાર.

( ૧ ) કલોરોફાર્મ. ... ૨ ઔંસ.

ઇથરીસ. ... ... ૧ ઔંસ.
ઓઇલ ટેરેબીન્થી પ્યુરીસ... ૧ ડ્રામ.

મિશ્ર કરી ૧ ડ્રામથી ૨ ડ્રામ રૂમાલપર નાંખી સુંઘવું. Pertussis, કુકડીઆ ખાંસી ઉપર.

---

( ૨ ) કલોરોફાર્મ ... ૧ ભાગ.
ઓલીવ ઓઇલ ... ૬ ભાગ.

આ લીનીમેન્ટ સંધીવાના દરદપર ચોપડવું.

વિષનાશક—એમીલ નાઇટ્રીટ, અને સ્ટ્રીકનીયા.

---

**CHLOROFORMI AQUA.** કલોરોફાર્મિ એકવા.

અં૦ એકવા કલોરોફાર્મ ગુ૦ કલોરોફાર્મનું પાણી.

વર્ણન—૧ ભાગ કલોરોફાર્મ અને ૨૦૦ ભાગ પાણી, અનુપાન તરીકે બીજી દવાઓની સાથે મેળવી અપાય છે. ગરમ, શાંતીદાયક, તાણુ તથા આંકડીને નરમ પાડે છે,

માત્રા—½ ડ્રામથી ૪ ડ્રામ સુધી.

---

**CHLOROFORMI SPIRITUS.** ક્લોરોફોર્મિ સ્પીરીટસ. અં૦ સ્પીરીટ ક્લોરો ફોર્મ.

**વર્ણન**—૧ ભાગ ક્લોરોફોર્મ અને ૨૦ ભાગ રેકટીફાઇડ સ્પીરીટ નાંખવાથી બને છે; તેના ગુણ એકલા ક્લોરોફોર્મને મળતા છે.

**માત્રા**—૨ મીનીમ. ૧ વરસના બાળકને મોહટાંને તેની ઉમરના પ્રમાણમાં.

---

**CINÆ FLORES.** સિની ફ્લોરીસ. આર્ટીમીસીયા, મેરીટીમાંના સુકા ફુલનું મથાળું. (dried flower heads).

**વર્ણન**—સખત વાસ, અણગમતો કડુ સ્વાદ; આની અંદરથી સેન્ટોનીન પેદા થાય છે.

ગુણ—કૃમિઘ્ન.

ઉપયોગ—એકલી અથવા બીજી દવાઓના સંયોગમાં જેવી કે સેના, જાલપમાં મેળવી અપાય છે. અને તેનાથી પેટમાંના ગોળ કરમ તથા ઝીણા કરમ નીકળી જાય છે.

માત્રા—૭ ગ્રેન. ૧ થી ૨ વરસના બચ્ચાને.
૧૫ ગ્રેન. ૨ થી ૪ વરસના બચ્ચાને.
૨૨ ગ્રેન ૫ થી ૧૦ વરસના બચ્ચા માટે.
૩૦ થી ૬૦ ગ્રેન મોહોટી ઉમરનાને.

સ્વાદીષ્ટ કરવા સારૂ—૭ ગ્રેન દવામાં ½ ડ્રામ નારંગીનો સરબત મેળવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | પલ્વીસ ફ્લોરી સીની | ... ... | ૧ ડ્રામ. |
| | પલ્વીસ જાલપ... | ... ... | ૧૫ ગ્રેન. |
| | નારંગીનો સરબત | ... ... | ૧ ઔંસ. |

⅓ ભાગ સવારમાં ૪ થી ૫ વરસના બચ્ચાને આપવો. કરમીઆ ઉપર.

( ૨ ) પલ્વીસ ફ્લોરીસ, સીની ... ... ૧૫ ગ્રેન.
ઈલીકસીર સેના... ... ... ૧½ ડ્રામ.
નારંગીનો સરબત ... ... ૧½ ડ્રામ.
મિશ્ર કરી દરરોજ સવારે એક ચાની નાની ચમચી આપવી. ૩ થી ૪ વરસના બચ્ચાને. કરમીઆ ઉપર.

---

**CINCHONÆ DECOCTUM.** (સિંકોની ડિકોકટમ)

**અં૦ ડીકોકશન ઓફ સીંકોના.**

**વર્ણન**—લાલ ભુરા રંગનું પ્રવાહી સીંકોનાની છાલને ઉકાળવાથી થાય છે. કડુ અને ગ્રાહીક છે.

**ગુણ**—કડુ, પૌષ્ટીક, તાવ રોકનાર, ગ્રાહીક, અને દુર્ગંધ નાશક છે.

**ઉપયોગ**—તાવ, નબળાઈ, મંદાગ્ની, અજીર્ણ, અને રક્તવિકારના દરદો પર આપવામાં આવે છે.

**માત્રા**—½ થી ૧ ડ્રામ, ૭ થી બાર મહીનાના બાળકને. ૨ ડ્રામ, ૭ વરસના બચ્ચાને. મોહોટાને તેની ઉમરના પ્રમાણમાં.

**સ્વાદિષ્ટ કરવા માટે**—૧ ડ્રામ ડીકોકશનમાં ૨૦ મીનીમ નારંગીની છાલનું સરબત મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) લાઇકર આર્સેનીક | ... | ... | ૨ મીનીમ. |
| સીરપ આરેંસી | ... | ... | ૪૦ મીનીમ. |
| ડીકોકશન સીંકોના | ... | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી આપવું. બે વરસના બચ્ચાને. (Pertussis, decline of catarrhal stage.) કુકડીઆ ખાંસીમાં જ્યારે શ્લેશ્મ પડતો વરમ નરમ પડે ત્યારે.

---

# CINCHONÆ EXTRACTUM LIQUIDUM.

સીંકોની એક્સટ્રાકટમ લીકવીડમ. અં૰ લીકવીડ એક્સટ્રાકટ ઓફ સીંકોના.

**વર્ણન**—પાણીના જેવું પ્રવાહી સત્વ, સ્વાદ વિગેરે ઉપર મુજબ.

**ગુણ**—અગ્નિ વર્ધક, સામાન્ય પૌષ્ટીક, અને આલ્ટીકછે.

**ઉપયોગ**—મોંઢાની અંદરના ક્ષતમાં અને ચેપી રોગથી આરામ થને હોય તેની સ્થીતિમાં આપવાથી પૌષ્ટીક અસર થઈ ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા**—૨ મીનીમ ૧ થી ૨ વરસના બચ્ચાને.
૩ મીનીમ ૨ થી ૩ વરસના બચ્ચાને. મો-
હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૧ મીનીમ એકસ્ટ્રાકટમાં ૫ મીનીમ સીરપ ટોલુ નાંખવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| ( ૧ ) | એકસ્ટ્રા સીંકોના લીકવીડ ... | ૨ મીનીમ. |
| | સીરપ ટોલુ ... ... ... | ૧૦ મીનીમ. |
| | નારંગીના ફુલનું પાણી... ... | ૧ ડ્રામ. |

દીવસમાં ત્રણથી ચાર વખત. ક્રોનીક ન્યુમોનીઆ.

---

| | | |
|---|---|---|
| ( ૨ ) | એકસ્ટ્રાકટ સીંકોના લીકવીડ ... | ૫ મીનીમ. |
| | લાઈકર આર્સેનીકલ ... ... | ૨ મીનીમ. |

સીરપ રોલુ ... ... ... ½ ડ્રામ.
નારંગીના ફુલનું પાણી... ... ૨ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત જમ્યા પછી. ૪ વરસના બચ્ચાને. (Pertussis, decline of catarrhal stage.) કુકડીઆ ખાંસીમાં જ્યારે શ્લેશ્મ પડનો વરમ નરમ પડે ત્યારે.

---

## CINCHONÆ TINCTURA COMPOSITA.

સીંકોની ટીંકચૂરા કમ્પોઝીટા. અં૦ કંપાઉન્ડ ટીંકચર ઓફ સીંકોના.

**વર્ણન**—આલકોહોલીક ટીંકચર, પ્રુફ સ્પીરીટમાં બનાવવામાં આવે છે; રંગ લાલ ભુરો હોય છે; સ્વાદ કડુ અને ગ્રાહીક હોય છે.

ગુણ—પોષ્ટીક, કડુ, અને ગ્રાહીક હોય છે.

ઉપયોગ-મોંઢાની અંદરના ક્ષત અને ચેપી રોગની સુધરની હાલતમાં આપવાથી સારી પૌષ્ટીક અસર થાય છે.

**માત્રા**—૫ થી ૧૦ મીનીમ. ૬ મહીનાથી એક વરસના બાળકને. મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૫ મીનીમ ટીંકચરમાં ૫ મીનીમ સીરપ મોરી નાંખવું.

**ઉપચાર.**

( ૧ ) ટીંકચર સીંકોના કો:... ... ૧૦ મીનીમ.
સીરપ મોરી... ... ... ૭ મીનીમ.
એકવા ડીસ્ટીલા ... ... ૨ ડ્રામ.

દીવસમાં ત્રણથી ચાર વખત ૨ વરસના બચ્ચાને.

( Stomatitis ulcerosa. ) મોંઢાની અંદરના ક્ષત ઉપર.

---

( ૨ ) ટીંકચર સીંકોના કો:... ... ૫ મીનીમ.
ટીંકચર રીહ્યાઇ ... ... ૫ મીનીમ.
ટીંકચર જેનશીયન કો; ... ૫ મીનીમ.

દીવસમાં ત્રણ વખત. ૧ વરસના બચ્ચાને. (ટૉનિક) પૌષ્ટીક.

---

**CINNAMOMI AQUA.** સીને મોમી એકવા. અં. સીનેમમનું પાણી ગુ. તજનું પાણી.

**વર્ણન**—સ્વચ્છ અથવા સહેજ મેલાશ પડતું, તજના જેવી સુગંધીવાળું અને ગળ્યું હોય છે. ગરમ, ખુશબોદાર સ્વાદવાળું.

**ગુણ**—સુગંધીત, ગરમ, વાતહર, દીપન, પાચન અને આહીક છે.

**ઉપયોગ**—ચુંક, વાયુ, ઉલ્ટી, મોળ, અતિસાર, હીસ્ટીરીઆ વિગેરે દરદો પર વપરાય છે. વધુ માહિતી સારૂ મેટિરીયા મેડીકા જુઓ.

**માત્રા**—૧ ડ્રામથી ૧ ઔંસ દીવસમાં ચાર પાંચ વાર.

**ઉપચાર.**

( ૧ ) તજનું પાણી ... ... ... ૧ ભાગ.

લીકવીડ ફૅલસીસ ... ... ૧ ભાગ.

મીશ્ર કરી દીવસમાં વખતો વખત એક ચાની ચમચી એક વરસના બચ્ચાને તીક્ષણ ઉલટીમાં આપવી.

---

## CINNAMOMI PULVIS COMPOSITUS.

સીનેમોમી પલ્વીસ કંપોઝીટસઅં૦ કંપાઉન્ડ પાઉડર ઓફ સીનેમમ.

વર્ણન—તજની છાલનો ભુકો ૧ ભાગ, એલચીનો ભુકો ૧ ભાગ અને સુંઠનો ભુકો ૧ ભાગ એ ત્રણે મીશ્ર કરવાથી કંપૌન્ડ પાઉડર થાય છે.

ગુણ—સુગંધીદાર, ગરમ, વાતહર, દીપન, પાચન અને ગ્રાહીક છે.

ઉપયોગ—ચુંક, પેટના વાયુ, ઉલટી, મોળ, રક્તસ્રાવ, અતિસાર, મરડા, હીસ્ટીરીઆ અને વધી ગયેલા અજીર્ણના દરદમાં વારંવાર અગ્નિવર્ધક ગરમ અસર સારૂ વપરાય છે.

**માત્રા**—૧/૨ થી ૧ ગ્રેન, ૧ વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**ઉપચાર.**

( ૧ ) અફીણ ચોખું... ... ... ૧/૬ ગ્રેન.
પલ્વીસ સીનેમોમી કો;... ... ૧ ગ્રેન.
મીશ્ર કરી દીવસમાં સવાર રાત્રી મળી બે વખત એક વરસના બચ્ચાને થંડીથી થએલા અતિસારની બીજી સ્થિતિમાં આપવું.

---

**CITRICUM ACIDUM.** સાઇટ્રીકમ એસીડમ. અં. સાઇટ્રીક એસીડ.

**વર્ણન**—સફેદ કાચના જેવા ચળકતા કડકા અથવા ભુકો હોય છે; પાણીમાં મળવાથી એકરસ થઇ જાય છે, અને હવા લાગવાથી પણ તેનું પાણી થઇ જાય છે; લીંબુના સ્વાદ જેવો ખાટો હોય છે.

**ગુણ**—શિતકારક અને આમ્લ છે.

**ઉપયોગ**—તાવ, ઉલટી, તૃષા, પિત અને ઉનવા વિગેરેમાં ઉપયોગ થાય છે.

**માત્રા**—૨ થી ૩ ગ્રેન ૧ વરસના બચ્ચાને.

**વિરૂદ્ધ દવાઓ**—ટાંરટરેટ ઓફ પોટાસીયમ, કાર્બો-નેટના ક્ષારો, એસેટેટસ, અને સલ્ફેટસ.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૨ ગ્રેન સાઇટ્રીક આસીડમાં ૧૦ મીનીમ લીમોનીસ નાંખવું.

**વિષનાશક તરીકે**—ક્ષારોથી ચડેલા ઝેર ઉપર સાઇટ્રીક આસીડ આપવાથી ઝેર ઉતરી જાય છે.

**ઉપચાર.**

| | | | |
|---|---|---|---|
| એસીડ સાઇટ્રીક | ... | ... | ૧૨ ગ્રેન. |
| સીરપ લીમોનીસ | ... | ... | ૨ ડ્રામ. |
| એકવા ડીસ્ટીલેટ | ... | ... | ૨ ઔંસ. |

મીશ્ર કરી બે ચાહની નાની ચમચી દર બબ્બે કલાકે ૬ મહીનાના બચ્ચાને. (બ્રોન્કો ન્યુમોનિઆ, વાય લાઇ ફીવર.) સખત તાવની સાથે ફેફસાનો સોજો હોય ત્યારે આપવી.

## CODEINA. કોડીના.

**વર્ણન**—અફીણમાંથી તેનો ક્ષાર કાઢેલો હોય છે તે, અને તે મોટા સફેદ અથવા રંગ રહીત કટકા હોય છે; અને ૧ ભાગ ૧૦૦ ભાગ પાણીમાં પીગળે છે: સ્વાદમાં તેનું સોલ્યુશન સહેજ કડવું હોય છે; નરમ કરેલા તેજાબના ( આસીડસ ) પાણીમાં અને આલકોહલમાં જલદી પીગળે છે.

**ગુણ**—ક્ષય, ઉધરસ, ઘેન લાવનાર, અને ફેફસાંપર શાંતીદાયક અસર કરનાર છે.

**ઉપયોગ**—ફેફસાના સોજા ઉપર, ફેફસામાં થતી ગાંઠો, ખાંશી, બહુ મૂત્રતા, મધુ પ્રમેહ તથા મૂત્રપીંડના દરદોમાં વારંવાર વપરાય છે; કોડીના અફીણની માફક મળાવરોધ કરતું નથી.

**માત્રા**—૧/૩૦ ગ્રેન એક ડોઝમાં અને ૧/૨૦ ગ્રેન, ઘણી વખત મળી એક આખા દીવસમાં ૬ માસથી ૧૨ માસના બચ્ચાને આપવામાં આવે છે.

૧/૬૦ ગ્રેન એક વખતની માત્રા અને ૧/૨૦ ગ્રેન આખા

દીવસમાં ૨ વરસના બચ્ચાને.

૧/૧૨ ગ્રેન એક વખતની માત્રા. ૧/૨ ગ્રેન આખા દીવસમાં. ૩ થી ૪ વરસના બચ્ચાને.

૧/૬ ગ્રેન એક વખતની માત્રા. ૩/૪ ગ્રેન આખા દીવસમાં આઠ વરસના બચ્ચાને.

૧/૪ ગ્રેન એક વખત અને ૧ ગ્રેન આખા દીવસમ ૧૦ વરસની વયના બચ્ચાને.

૧/૨ ગ્રેન એક વખત અને ૧ ૧/૨ ગ્રેન આખા દીવસમાં, દસ ઉપરની ઉમરનાને.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૧/૪ ગ્રેન કોડીનામાં ૧૦ મા- નીમ નારંગીનું સરબત અથવા એલીકસીર રૂબ્રમ, અથવા ૧ ડ્રામ તજનું પાણી મેળવવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧. | કોડીના ... ... ... | ૨ ગ્રેન. |
| | સોડી સાઇટ્રેટીસ ... ... | ૩ ડ્રામ. |
| | ગ્લીસરાઇન ... ... ... | ૧ ઔંસ. |
| | તજનું પાણી ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કદી દીવસમાં ત્રણ વખત બએ ચાની નાની ચમચી. આઠ વરસના બચ્ચાને, મૂત્રપીંડના દરદમાં ચિત્તો-દ્વેગ થાય ત્યારે. Nephritis with much nervous excitement.

---

નં. ૨. કોડીના ... ... ... ૩ ગ્રેન.
નારંગીનું સરબત ... ... ૧ આંસ.

૧ ચાની નાની ચમચી દીવસમાં ત્રણ વખત. ૧૦ થી ૧૨ વરસની ઉમરનાને. બહુમૂત્રતામાં.

---

( ૩ ) કોડીના... ... ... ... ½ ગ્રેન.
એલીકસીર રૂબ્રમ ... ... ૧૦ મીનીમ
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ૨ થી ૩ વખત. ૫ થી ૬ વરસના બચ્ચાને, ખાસી, શ્વાસનળીના સોજા પર. (Bronchitis or Bronoho Pneumonia.)

---

## **COPAIBA.** કોપેઆ.

**વર્ણન**—ઝાંખું આછું પીળા રંગનું અથવા ફીકા ભુરા રંગનું પારદર્શક પ્રવાહી; તરેહવાર વાસવાસ વાળું ઉગ્ર અને કડુ સ્વાદનું હોય છે.

**ગુણ**—મૂત્રલ, ગરમ કફઘ્ન છે. વધારે વખત લેવાથી ઝીણી ફોલીઓ થાય છે.

**ઉપયોગ**—પ્રમેહના દરદમાં, પ્રદર, હરસ, જુના ધાતુશ્રાવમાં, જુની ઉધરસમા, ફેફસાના જુના દરદોમાં, મૂત્રાશયના જુના દરદોમાં, કમળામાં મૂત્રપીંડના વ્યાધી તથા જળંદરમાં આ દવા વાપરવાથી સારી અસર કરે છે; મૂત્રાશયના બગાડથી થયેલા જલંદરના દરદમાં તથા મૂત્રપીંડની ગાંઠના દરદમાં આ દવા બીલકુલ વાપરવી નહીં.

(વધારે માહિતી સારૂ—મેટિરીયા મેડિકા જુઓ.)

**માત્રા**—૫ મીનીમ, ૭ વરસના બચ્ચાને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં, પાંચ વરસની નીચેની ઉમરના બચ્ચાને આ દવા કદી પણ આપવી નહીં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૫ મીનીમ કોપેબા ૨ ડ્રામ બદામના મીશ્રણમાં નાંખવું.

## ઉપચાર.

( ૧ ) કોપેબા ... ... ... ૫ મીનીમ.
બદામનું મીશ્રણ... ... ... ૨ ડ્રામ
મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત ડીયુરેટીક (મૂત્રલ) (ગોન્હોરીહ્યૅ.)

( ૨ ) કોપેબા ... ... ... ૫ મીનીમ.
લાઇકર પોટાસ ... ... ૫ મીનીમ.
સ્પીરીટ ઇથરીસ ... ... ૧૦ મીનીમ.
એકવા કેમ્ફર ... ... ૨ ડ્રામ.
મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. જુની ખાંસીના દરદમાં. ( ક્રોનીક બ્રૉન્કાઇટીસ. )

---

**COTOIN.** કોટોઇન.

**વર્ણન**—કોટો નામની વનસ્પતિની છાલમાંથી નીક-

ભાતો ચીકણો ગુંદ જેવો પદાર્થ, રંગમાં ફીક્કા પીળા હોય છે; ઝીણા વાંકવાળા વળેલા ગુંદ જેવા ચળકતા કટકા હોય છે; ઠંડા પાણીમાં, આલકોહલમાં જલદી પીગળે છે, નરેહવાર ખુશબોદાર વાસ અને સ્વાદમાં તીવ્ર હોય છે.

**ગુણ**—પાંષ્ટીક અને ઝાડાના દરદને મટાડનાર છે.

**ઉપયોગ**——નાના બચ્ચાના કોલેરાના દરદમાં, તીક્ષણ અને જુના અતિસારમાં, મરડો, ચુંક, અને હોજરીના ક્ષતમાં વાપરવાથી શાંતીદાયક, ગ્રાહીક અને અગ્નિવર્ધક અસર ઘણીજ ઉતમ રીતે કરે છે.

**માત્રા**—૧/૧૦ ગ્રેન. એક વખતની માત્રા દીવસમાં વખતો વખત ૩ થી ૪ વરસના બચ્ચાને.

૧/૫ ગ્રેન. એક વખતની માત્રા દીવસમાં વખતો વખત ૫ થી ૬ વરસના બચ્ચાને.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧/૧૦ ગ્રેનમાં ૫ મીનીમ નારંગીનુ સરબત મેળાવવું.

**ઉપચાર.**

( ૧ ) કોટોર્ઈન ... ... ... ૧/૧૦ ગ્રેન.

| | | |
|---|---|---|
| સ્પીરીટ વાઇનમ રેકટીફાઇ | ... | ર૱ મીનીમ. |
| નારંગીનો સરબત | ... ... | ૫ મીનીમ. |
| મ્યુસીલેજ એકેશીએ | ... ... | ૧૦ મીનીમ. |
| એકવા ડીસ્ટીલા | ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ અથવા ચાર વખત.

Acute-gastro-enteritis. તિક્ષણ જઠરના સોજાના દરદમાં.

---

**CREASOTUM.** ક્રિયેસોટમ. અં૦ ક્રિયાસોટ.

**વર્ણન**—ગુડતારમાંથી પેદા થાય છે. સ્વચ્છ, રંગ વીનાનું અથવા સહેજ પીળાશ પડતું તેલના જેવું પ્રવાહી હોય છે. ઘણો તેજ વાસ તથા સ્વાદમાં અતિશય બળતરા થાય તેવું હોય છે.

**ગુણ**—ઉલ્ટીશામક, દુર્ગંધનાશક, જંતુનાશક, રોપણ કફઘ્ન, દાહક અને આલ્ટીક હોય છે.

**ઉપયોગ**—જુની ખાંસી, ફેફસાના સોજા, ક્ષય, અતિશય વાસ મારતો બલગમ નીકળતો હોય ત્યારે. અજીર્ણ

જુનો પ્રમેહ, હીસ્ટીરીયા, આંતરડાના રક્તશ્રાવમાં, ફેફસાના રક્તશ્રાવમાં, નાના બચ્ચાને જળસ પડતું હોય ત્યારે ક્રિયોસોટના બદલામાં ગ્લીસરાઇન ઓફ કાર્બોલીક આસીડ વાપરવું સારૂં છે, વધારે માહિતી સારૂ મેટિરીયા મેડિકા જુઓ.

**માત્રા**—અંતરોપચારમાં.

½ મીનીમ, ૭ માસની ઉમરથી ૧૨ માસની ઉમર સુધીના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

જુના ટયૂબરક્યુલોસીસ ( કંઠમાળ ) ના દરદમાં ધીમે ધીમે જેમ માફક આવે તેમ માત્રા વધારવી.

બાહ્યોપચારમાં—૧ થી ૨ મીનીમ ક્રિયોસોટ અને ૧ ઔંસ ઓઇન્ટમેન્ટમાં મેળવતું દુર્ગંધ નાશક તરીકે. ઉપયોગ થાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—ઓકસાઈડ ઓફ સીલ્વર, ક્રીયોસોટની સાથે મળવાથી દાહક, આગ લાગે

એવો અસર કરે છે.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—આની આથે કોઇપણ એવી દવા અથવા પદાર્થ નથી કે એનો વાસ દુર કરી શકે; છતાં નીચે મુજબ મીશ્રણ કરવું. ૧ મીનીમ ક્રીયોસોટ બદામના ૨ ડ્રામ મિશ્રણમાં. આપવું અથવા ½ મીનીમ ક્રિયોસોટ ૨૦ મીનીમ સીરપટોલુ અને ૬૦ મીનીન કેમ્ફરવોટર અથવા તજના પાણીમાં આપવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | ક્રિયોસોટ | ... ... ... | ½ મીનીમ. |
| | સીરપટોલુ | ... ... ... | ૨૦ મીનીમ. |
| | એકવા કેમ્ફર | ... ... | ૧ ડ્રામ. |

દીવસમાં ત્રણ વખત, એક વરસની ઉમરના બચ્ચાને.

Acute gastro enteritis. તિક્ષણ આંતરડાના સોજા ઉપર.

---

| | | | |
|---|---|---|---|
| ( ૨ ) | ક્રિયોસોટ | ... ... ... | ૧ મીનીમ |
| | મીસચ્યૂરા ઍમીગડલા | ... | ૨ ડ્રામ. |

ત્રણથી ચાર વખત દીવસમાં.

Chronic Pulmonary tuberculosis.

જીર્ણ ક્ષય રોગમાં ફેફસામાં થતી ગ્રંથી ઉપર.

નં. ૩. ક્રિયોસોટ ... ... ... ૧/૨ મીનીમ.
પોટાસ કાર્બોનેટ ... ... ૧/૨ ગ્રેન.
ટીંકચર કેલમ્બા ... ... ૬ મીનીમ.
કોડલીવર ઓઈલ ... ... ૧/૨ ડ્રામ.
વાઇનમ ફેરી... ... ... ૧/૨ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત જમ્યા પછી. (ક્રોનીક પલ્મોનરી ટયુબર ક્યુલૉસીસ.) ફેફસાના જીર્ણ વરમ ઉપર.

---

**CROTONIS OLEUM.** ક્રોટોનીસ ઓલ્યમ. અં॰ ક્રોટન ઓઇલ. ગુ॰ જમાલ ગોટાનું તેલ.

**વર્ણન**—જમાલ ગોટાના બીમાંથી કાઢવામાં આવે છે. ફીકા પીળા રંગનું ઝાંખુ તેલ હોય છે. પ્રતિક્રીયા આમ્લ; સ્વાદ સુગ ચડે તેવો, અને ગંધાતુ હોય છે; આલ્કોહાલમાં પીગળી શકે છે.

**ગુણ**—દાહક, અને સખત પાણીના જેવા ઝાડા કરનાર.

**ઉપયોગ**—સખત બંધકોષ, જળંદર, મગજના વ્યાધી, માથાપર લોહી ચઢી ગયું હોય ને દરદી બેભાન થયો હોય ત્યારે આપવામાં આવે છે; એક ટીંપુ સાકરના પાણીમાં મેળવી જીભના ટેરવા ઉપર મુકવાથી રેચક અસર થાય છે; અને લીંબુનો રસ, તથા સરકો તેના પર આપવાથી રેચક અસર વધારે થાય છે.

**માત્રા**—½ મીનીમથી ¼ મીનીમ જ્યાં સુધી રેચક અસર થાય ત્યાં સુધી આપવું.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ટીંપુ ક્રોટન ઓઇલ અને ૩૦ મીનીમ સુંહનો સરબત મેળવવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | ઓલ્યમ ક્રોટોનીસ | ... ... | ૨ મીનીમ. |
| | મ્યુસીલેજ ટ્રેગેકન્થ | ... | જોઇતા પ્રમાણમાં. |
| | સીરપ ઝીંજીબેરીસ | ... ... | ૧ ડ્રામ. |
| | એકવા ડીસ્ટીલેટ | ... ... | ૨ ઔંસ. |

મિશ્ર કરી ૧ થી બે નાહાની ચા'ની ચમચી દર પંદર મીનીટે જ્યાં સુધી રેચક અસર થાય ત્યાં સુધી. સખત બંધકોષમાં અને તીક્ષ્ણ (મેનીન જાઇટીસમાં.) મગજના આવરણના વરમમાં.

---

**CUPRI SULPHAS.** કુપ્રીસલફાસ. અં૦ સલ્ફેટ ઓફ કોપર. ગુ૦ મોરથુથુ.

**વર્ણન**—ઘેરા લીલા રંગનો, ધાતુમય સ્વાદવાળો, ૧ ભાગ દવા ૩૧/૨ ભાગ પાણીમાં પીગળી શકે છે.

**ગુણ**—ગ્રાહીક, પૌષ્ટીક, અને વમનકારક છે.

**ઉપયોગ**—અપસ્માર, કોરીયા, જુનો અતિસાર, સંગ્રહણી, અને મરડાના વ્યાધીમાં વારંવાર ગ્રાહીક અને મગજ પૌષ્ટીક તરીકે વપરાય છે. ફોસફરસના ઝેર ઉપર આપવામાં આવે છે. બે વરસની અંદરના બચ્ચાને અંતરોપચારમાં કદી પણ આપવું નહી. **સ્થાનિક તથા બાહ્યોપચારમાં.** આંખના દરદો, મોઢાની અંદરના ચાંદાના

તથા સોજાના, થુલીઆના, અને ડીફથેરીઆના દરદ ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—અંતરોપચારમાં. આલ્ટીક તરીકે. ૧/૧૨ ગ્રેનથી ૧/૮ ગ્રેન. ૨ થી ૩ વરસના બચ્ચાને. ૧/૮ ગ્રેનથી ૧/૪ ગ્રેન. ૩ થી ૪ વરસના બચ્ચાને. ૧/૪ ગ્રેનથી ૧/૨ ગ્રેન. મોહોટી ઉમરના બચ્ચાને.

**વમન કરાવવા સારૂ**—૩ ગ્રેન એક વખત. ૩ થી ૫ વરસના બચ્ચાને. ૫ ગ્રેન એક વખત ૫ થી ૮ વરસના બચ્ચાને. ૬ ગ્રેન એક વખત ૮ થી ૧૨ વરસના બચ્ચાને. ૭૧/૨ ગ્રેન. એક વખત મોહોટી ઉમરના બચ્ચાને. બાહ્યોપચારમાં ૧ થી ૧૧/૨ પરસેન્ટ સોલ્યુશનમાં.

**વિરૂદ્ધ અસર કરનાર**—ક્ષારો, તેના કાર્બોનિટસ, લાઇમ વોટર, ખનીજ ક્ષારો, ( સલફેટ સીવાય ) આયોડાઇડસ, અને આલ્ટીક વનસ્પતિ.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેનમાં ૨ ડ્રામ સાદુ સરબત મેળવવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧. | સલફેટ ઓફ કોપર, ... ... | ૧ ગ્રેન. |
| | ડીલ્યુટ આસીડ સલફ્યુરીક... ... | ½ ડ્રામ. |
| | સ્પીરીટ ક્લોરો ફોર્મ ... ... | ½ ડ્રામ. |
| | સાદુ સરબત.... ... ... | ૨ ડ્રામ. |
| | એકવા કેરૂઇ.... ... ... | ૧½ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક ચા'ની નાની ચમચી ( ક્રોનીક ડાહીરીઆ ) ઘણા દીવસના અતિસારમાં આપવી.

---

| | | |
|---|---|---|
| નં. ૨ | સલ્ફેટ ઓફ કોપર. ... ... | ૭ ગ્રેન. |
| | સાદો સરબત. ... — | ૧ ઔંસ |
| | પાણી. ... ... ... | ૨ ઔંસ |

બે ચાની નાની ચમચી દર પાંચ મીનીટે, જ્યાંસુધી ઉલટી થાય ત્યાં સુધી.

**Membranous Laryngitis.** કંઠનળીના પડના સોજા ઉપર.

---

નં. ૭ સલ્ફેટ ઓફ કોપર ... ... ૭ ગ્રેન.
પાણી ( ડીસ્ટીલ્ડ ) ... ... ૧ ઔંસ
બાહ્યોપચારમાં.
મિશ્ર કરી બ્રશવતી મોંઢાની અંદરના ક્ષત તથા ચુ-
સીઆના દરદ ઉપર ચોપડવું.
**Paint the Stomatitis and Aphthoe.**

---

**CUSSO.** કુસો. અં. કુસો. ગુ. કુસો.:

**વર્ણન**--વૃક્ષના ફુલ ઉપરના સુકા જીંડવા, તેના ભુકાનો વાસ ઝાડપાલા જેવો; અને ઉગ્ર કટુ સ્વાદ હોય છે.

**ગુણ**--કૃમિઘ્ન.

**ઉપયોગ**--ચપટા કરમના દરદમાં આપવાથી પેટ-માંથી આડા વાટે બાહેર નીકળે છે: અને એન્ટેગ્રોઆ નામના કરમીયા પણ નીકળે છે.

માત્રા—½ થી ૧½ દ્રામ સુધી બચ્ચાની ઉમ્મરના પ્રમાણમાં અપાય છે. અને તેજ માત્રા દીવસમાં ત્રણ વખત અડધા કલાકના અંતરે આપવી.

સ્વાદીષ્ટ કરવા સારૂં—૧ દ્રામ કુસોમાં ૨ દ્રામ નારંગીનું સરબત અથવા તજનું સરબત મેળવવું.

## ઉપચાર.

નં. ૧ કુસો. ... ... ... ૨½ દ્રામ.
નારંગીનો સરબત. ... ... ૫ દ્રામ.
ડીસ્ટીલ્ડ વૉટર ... ... [illegible] ઔંસ.

મિશ્ર કરી ¼ ભાગ દર અડધા કલાકે ૫ વરસના બચ્ચાને આપવું. ચપટા કરમ ઉપર.

---

( ૨ ) કુસો ... ... ... ... ૧ દ્રામ.
એક્સ્ટ્રાક્ટ ફીલીસીસ મૅરીસ. Ext.
filicis maris... ... ... ½ દ્રામ.

| | | | |
|---|---|---|---|
| તજનો સરબત... | ... | ... | ૩ ડ્રામ |
| એકવા ડીસ્ટીલ્ડ | ... | ... | ૨ ઔંસ |

મિશ્ર કરી ૧/૪ ભાગ દર અડધા કલાકે પાવું. ૪ થી ૫ વરસના બચ્ચાને ચપટા કરમ ઉપર આપવું.

---

**DERMATOL.** ( ડરમેટોલ ) Subgallate of bismuth.

**વર્ણન**—વાસ રહિત પીળો ભૂકો; પીગળી શકે નહી તેવો; આયોડોફોર્મ કરતાં ઉત્તમ હોવાથી આયોડોફોર્મના બદલે વપરાય છે.

**ગુણ**—રોપણ, જંતુનાશક, તથા દુર્ગંધનાશક છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં દુર્ગંધનાશક અને ગ્રાહક તરીકે વપરાય છે. અને દાઝ, ચાંદા, ખરજવા જેવા દરદોમાં ઘણો ફાયદો કરે છે.

**અંતરોપચારમા**—આંતરડાના ક્ષત, હોજરીના ચાંદા, અને ક્ષયના અતિસારમાં તેમજ પેટમાંના કરમ ઉપર અપાય છે.

**માત્રા**—અંતરે પચામાં. ¼ ગ્રેનથી ૧ ગ્રેન દરેક ડોઝમાં ૬ મહીનાથી ૧ વરસની ઉમરના બાળકને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં. બાહ્યોપચારમાં. લગાડવા સારૂ ૧૦ પરસેન્ટ. ઓઈન્ટમેન્ટ.

## ઉપચાર.

નં. ૧. ડરમેટોલ ... ... ... ½ ગ્રેન.
Sacc lactis, સેક લેક્ટીસ ... ૪ ગ્રેન.

મીશ્ર કરી દર ત્રણ કલાકે આપવું. તિક્ષણ અતિસારના દરદમાં ફદફદેલા ઝાડા થતા હોય ત્યારે. Acute zymotic diarrhoea.

---

નં, ૨, ડરમેટોલ ... ... ... ૧½ ડ્રામ.
સ્વચ્છ વેસલીન ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી તેનું મલમ તૈયાર કરવું. દાદ, તથા ખરજવા, ઉપર લગાડવુ.

**DIGITALIS INFUSUM**. ડીજીટેલીસ ઈનફ્યુઝમ.

અં. ઈનફ્યુઝમ, ઓફ, ફોક્સગ્લવ. ગુ. ડીજીટેલીસનો ઉકાળો.

**વર્ણન**—મનને પસંદ ન પડે એવો કડવો સ્વાદ, અને સેહેજ ચાહના જેવો વાસવાળો હોય છે. ૧ ઔંસ ઉકાળામાં પાંદડાનો (એકટીવ પ્રિન્સીપલ) શીઘ્ર અસર કારક તત્વ. ૨.૮ ગ્રેન રહેલો હોય છે.

**ગુણ**—હૃદય પૌષ્ટીક, શાંતિદાયક, મૂત્રલ અને પીડા શામક છે. વધારે પ્રમાણમાં લેવાથી વિષારી ચિન્હો થાય છે, ડીજીટેલીસ લાગ લાગટ વપરાતું નથી; અને અશક્તિ જેવું માલમ પડે અને નાડી ધીમી માલમ પડે તો તરત બંધ કરવું.

**ઉપયોગ**—જ્વર, રક્તાશયના વ્યાધી, જળોદર, મૂત્રાશયના વ્યાધીઓ, ઉધરશ, દમ, હાંફણ, ક્ષયરોગ, ઉન્માદ, સંધીવા, અપસ્માર, ફેફસાના અંતર પડના સોજા, ઋતુશ્રાવના દરદો, મગજના વ્યાધીઓ, ગર્ભાશયના જુદી જુદી જાતના દરદો, અને મસાના દરદોમાં વાપરવામાં

આવે છે. એથી પાંચ દીવસ આપ્યા પછી બંધ કરવું. એક સરખું લાગલાગટ આપવાથી જીવનું જોખમ થાય છે. અથવા નાડીના ધબકાર, ધીમા માલમ પડે, તો તરત બંધ કરવું. હૃદયપર અતિશય ચર્બીનો જમાવ થયો હોય ત્યારે ડીજીટેલીસ તેવા માણસને કંઇપણ ફાયદો કરતું નથી.

**માત્રા**—૧ ડ્રામ. એક વખતના માત્રામાં અને દીવસમાં ચાર વખત મળી ચાર ડ્રામ, ડીજીટેલીસનો ચાહ ૧ થી ૨ વરસના બાળકને આપવું.

૧ ડ્રામ. એક વખતની માત્રામાં ૬ ડ્રામ આખા દીવસમાં. ૩ થી ૪ વરસના બચ્ચાંને.

૧½ ડ્રામ. એક વખતની માત્રા, અને ૧ ઔંસ આખા દીવસમાં. ૫ થી ૧૦ વરસના બચ્ચાંને.

૨ ડ્રામ. એક વખતની માત્રા. ૧½ ઔંસ આખા દીવસમાં ૧૦ થી ૧૫ વરસના છોકરાંને.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**-૧ ડ્રામ ડીજીટેલીસના ઉ. કાળામાં ૧૫ મીનીમ નારંગીનું સરબત નાખવું.

## ઉપચાર.

નં ૧. સોડી નાઇટ્રીટ ... ... ૧ ગ્રેન.

સીરપ ઓરેંશી ... ... ૩૦ મીનીમ.
ઈનફ્યુઝમ ડીજીટેલીસ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી ત્રણથી ચાર વખત એક દીવસમાં, ફક્ત ચાર દીવસજ આપવું. ૬ થી ૮ વરસના બચ્ચાને. ન્યુમોનીઆના દરદમાં.

નં. ૨. પોટાસ એસેટેટ ... ... ½ થી ૧ ગ્રેન.
સીરપ ઓરેંશી ... ... ૧૫ મીનીમ.
ઈનફ્યુઝમ ડીજીટેલીસ ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત, ફક્ત ત્રણ દીવસ સુધીજ આપવું. ૧ વરસના બચ્ચાને. (ડાયુરેટીક ઈન નીફ્રાઈટીસ વીથ કાર્ડીએક વીકનેસ) મૂત્રાશયના દરદમાં હૃદયનું મંદપણું હોય ત્યારે મૂત્રલ અસર સારૂ. વધુ માહિતી સારૂ મેટીરીયા મેડિકા જુઓ.

---

**DIGITALIS TINCTURA.** ડીજીટેલીસ ટીંક્ચૂરા.

અં૦ ટીંક્ચર ડીજીટેલીસ. ગુ૦ ડીજીટેલીસનો અર્ક.

વર્ણન—આલ્કોહોલમાં બનાવવામાં આવે છે, ૧ ભાગ

ડીજીટેલીસ. ૮ ભાગ પ્રુફ સ્પીરીટ સ્વાદે કડવું અણગમતું હોય છે.

ગુણ—હૃદય પૌષ્ટીક, શાંતીદાયક, મૂત્રલ અને પીડા-શામક છે.

**ઉપયોગ**—ડીજીટેલીસ ઇનફયુઝમના જેવો.

**માત્રા**—½ મીનીમ. દીવસમાં ત્રણ વખત, ૬ મહીનાથી ૧ વરસના બચ્ચાને.

૧ મીનીમ. દીવસમાં ત્રણ વખત. ૧ થી ૨ વરસના બચ્ચાને.

૨ મીનીમ. દીવસમાં ત્રણ વખત, ૨ થી ૩ વરસના બચ્ચાને.

૩ મીનીમ. દીવસમાં ચાર વખત, ૪ વરસના બચ્ચાને.

૪ મીનીમ. દીવસમાં ચાર વખત, ૫ થી ૬ વરસના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૧ મીનીમ ટીંકચર ડીજી-ટેલીસ, ૫ મીનીમ નારંગીનું સરબત.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં ૧. | પોટાસ સાઇટ્રેટ. ... | ૫ થી ૧૦ ગ્રેન. |
| | ટીંકચર ડીજીટેલીસ. ... | ૨ થી ૩ મીનીમ. |
| | નારંગીનું સરબત. ... | ૧૫ મીનીમ. |
| | ડીસ્ટીલ્ડ વાટર. ... ... | ૧ ડ્રામ. |

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત ત્રણથી ચાર દીવસ આપવું. ૪ થી ૭ વરસના બચ્ચાને (સ્કાર્લેટ ફીવરના લીધે ડાઇલેટેશન ઓફ ધી હાર્ટ.) રતવામાં હૃદયનો વધારો થયો હોય ત્યારે.

---

## **ERGOTÆ EXTRACTUM LIQUIDUM.** અર્ગોટી

**એક્સ્ટ્રાક્ટમ લીક્વીડમ. અં૦** લીક્વીડ એક્સ્ટ્રાક્ટ ઓફ અર્ગટ. **ગુ૦ અર્ગટનું** પ્રવાહી સત્વ.

**વર્ણન**—ભુરા રંગનું પ્રવાહી; વાસ મનને અણુગ-

મતો: સ્વાદ–કંટાળો આવે એવો અને ખોરો હોય છે

**ગુણ**—રક્તસ્તંભક, ગરમ, સ્નાયુ સંકોચાત કરનાર, વેણ લાવનાર, ઋતુ શ્રાવક, ગ્રાહીક, અને પીડા શામક છે.

**ઉપયોગ**—પ્રદર, અનિયમીત ઋતુશ્રાવ, ક્લોરોસીસ, (પાંડુ રોગની જાતનો સ્ત્રીઓનો રોગ.) જેને ગ્રીન સીકનેસ પણ કહેછે. અતિશય ઋતુશ્રાવ, ગર્ભસ્થાનના દરદો, મૂત્રાશયના દરદો, પ્રમેહ, ઉરૂસ્તંભ, કરોડ રજ્જુના વ્યાધી, અતિસાર, જુનો મરડો, આંખના વ્યાધી, મળાશય, ગર્ભાશય, મૂત્રાશય, નાક, હોજરી, અને ફેફસામાંથી થતા રક્ત શ્રાવના દરદમાં રક્ત સંભક અને ગ્રાહીક અસર સારૂ વારંવાર વપરાય છે, ગર્ભાશયને સંકુચીત કરે છે, ક્ષય રોગમાં થતી લોહીની ઉલટીઓ, અતિશય લોહી ઝુઝતા મસા, રક્તાતિસાર, અને મરડાના લોહીવાળા ઝાડામાં બીજી દવાઓની સાથે અપાય છે.

વધારે પ્રમાણમાં ઝેરી અસર કરી જીવની હાની કરે છે.

**માત્રા**—૧ મીનીમ. એક વખતની માત્રામાં અને

૩ થી ૫ મીનીમ આખા દીવસમાં

૨ થી ૪ વરસના બચ્ચાને.

૨ થી ૩ મીનીમ એક વખતની માત્રા
અને આખા દીવસમાં ૧૦ મીનીમ
૪ થી ૬ વરસના બચ્ચાને.

૫ મીનીમ. એક વખતની માત્રા. આખા
દીવસમાં ૧૫ મીનીમ ૬થી વરસના
છોકરાને.

૧૦ મીનીમ એક વખતની માત્રા. ૩૦ મી-
નીમ આખા દીવસમાં મોહોટી ઉ-
મરના છોકરાને.

**સ્વાદ સુધારવા સારૂ**—૧ મીનીમ એકસ્ટ્રાકટ અ-
ર્ગટમાં ૫ મીનીમ સુંઠનો સરબત નાંખવો.

## ઉપચાર.

નં. ૧. એકસ્ટ્રાકટ અર્ગટ લીકવીડ ... ૧૬ મીનીમ.
સીરપ ઝીંજીબરી ... ... ૮૦ મીનીમ.
એક્વા ડીસ્ટીલેટી ... ... ૨ આંસ.

મિશ્ર કરી એક નાની ચાહની ચમચી દર બે અ-
થવા ત્રણ કલાકે પાવી. ૧ થી ૨ વરસના બચ્ચાને

(હીમરેઝીક નીફ્રાઈટીસ.) મૂત્ર પીંડના દરદમાં લોહી પડતું હોય ત્યારે.



**FERRATIN.** ફેરેટીન.

**વર્ણન**—લાલ ભુરા રંગનું, સ્વાદ અને વાસ વિનાનું પાઉડર. (ભુકો) પાણીમાં ગળી ન શકે તેવો, એની અંદર ૭ થી સાત પરસેંટ લોહ સમાયેલ છે.

ગુણ—પૌષ્ટીક.

ઉપયોગ—નબળાઇ, પાડું અને કમતાકાતમાં પૌષ્ટીક અસર સારૂ વપરાય છે.

**માત્રા**—૧ ગ્રેન. ૨ વરસના બાળકને.

૩ ગ્રેન ૪ „ „

૫ ગ્રેન મોહોટી ઉમરનાં બચ્ચાને દીવસમાં

ત્રણ વખત જમ્યા પછી આપવામાં આવે છે.

**ઉપચાર.**

નં. ૧. ફેરેટીન... ... ... ... ૧ ગ્રેન

પલ્વીસ ગ્લીસરાઇઝા ... ... ૪ ગ્રેન.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી પાંડુ-રોગ બદહજમી સાથે હોય ત્યારે.

---

**FERRI ACETATIS TINCTURA.** ફેરીસ એસેટે-ટીસ ટીંક્ચુરા.

**વર્ણન**—આલકોહલમાં તેનો અર્ક બનાવવામાં આવે છે, રંગે કાળો ભુરો, અથવા ફીકો ભુરો હોય છે. પટાસ જેવી વાસવાળો હોય છે.

**ગુણ**—પૌષ્ટીક.

**ઉપયોગ**—પેસાબમાં ઘણા વખતથી આલ્બ્યુમ જવાથી થયેલી અશક્તિ પર તેનો ઉપયોગ કરવાથી ઘણી સારી અસર થાય છે. રૂધીરની ક્ષીણતામાં અને બચ્ચાના હાડકાના વરમમાં ઘણો ફાયદો થાય છે.

**માત્રા**—૫ મીનીમ. ૨ થી ૪ વરસના બચ્ચાને ૧૦ મીનીમ. ૫ વરસના બચ્ચાને,

૧૫ મીનીમ. મોહોટી ઉમરના અઅચાઓ; દીવ-
સમાં ત્રણ વખત જમ્યા પછી આપવું.

**વિરૂદ્ધ અસર કરનારી દવા**—ટાનીક એસીડ અને ગેલીક આસીડ અને આલ્ડીહ, અંઅંકોચ કરે તેવા વનસ્પતિના ઉકાળા.

**સ્વાદ સુધારવા**—સાકરનો ભુકો તથા પતાસા ઉપર ટીપાં નાંખી આપવાથી સ્વાદમાં સુધારો થાય છે.

**ઉપચાર.**

નં. ૧. ટીંકચર ફેરી એસેટેટ ... ૫ મીનીમ.

ખાંડ ઉપર ટીપાં નાંખી ખોરાક લીધા પછી, ત્રણ વરસની ઉમરના અચ્ચાને આપવું.

સ્કારલેટ ફીવર પછી થતી અશક્તિપર આપવામાં આવે છે.

---

**FERRI ALBUMINATI LIQUOR.** ફેરી આલ્બ્યુમિનેટી લીકર.

**વર્ણન**—સ્વચ્છ પ્રવાહી, મન પસંદ માફક અને તજના જેવો સ્વાદવાળો; સહેલાઇથી પચી શકે તેવી હોવાથી નાજુક હોજરીવાળાને સારી રીતે માફક આવે છે.

**ગુણ**—પૌષ્ટીક.

**ઉપયોગ**—પાંડુરોગ, બદહજમી, અને ચેપી રોગથી થયેલી અશક્તિ ઉપર આપવાથી ફાયદો કરે છે.

**માત્રા**—૧૫ મીનીમથી ૧ ડ્રામ જમ્યા પછી.

**ઉપચાર.**

નં ૧. લાઇકર ફેરી આલ્બ્યુમીનેટી ... ૩૦ મીનીમ.
 તજનું પાણી... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

---

## FERRI ET AMMONII CITRAS. સાઇ-

ટ્રેટ ઓફ આયરન અને આમોનીઆ.

**વર્ણન**—પાતળા પારદર્શક ચળકતા ઝીણા ભીંગડા જેવા, ઘેરા લાલ રંગના અને પાણીમાં સ્હેલાઇથી પીગળી

શકે તેવા હોય છે: પ્રતિક્રિયા આમ્લ, સ્વાદ મીઠો અને કાંઈક આલ્કલીક હોય છે.

**ગુણ**—પૌષ્ટીક, સહજ ગ્રાહીક અને રક્તશોધક છે.

**ઉપયોગ**—બચ્ચાઓને તથા નબળા બાંધાવાળા દરદીઓને આ દવા સારી રીતે માફક આવે છે, માટે નબળાઇ, પાંડુરોગ, ક્ષય, અને લોહીના બગાડના દરદમાં વારંવાર અપાય છે.

**માત્રા**—¼ ગ્રેનથી ½ ગ્રેન દીવસમાં ત્રણ વખત ૬ મહીનાના બચ્ચાને.

૧ ગ્રેન દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને.

મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનારી દવાઓ**—ખનીજ અમ્લ અને સ્થાયી ક્ષારો.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન સાઇટ્રેટ ઓફ આયરન અને આમોનીઆમાં આઠ મીનીમ નારંગીનું સરબત નાંખવામાં આવે છે.

પ્રસ્ર ૨.

નં. ૧. ફેરી એટ આમોનીઆ સાઇટ્રેટ ... ૧ ગ્રેન.
નારંગીનું શરબત ... ... ૬ મીનીમ.
પાણી ... ... ... ૧ ડ્રામ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી. ૧ વરસના બચ્ચા સાફ. (Rhachitis.) બચ્ચાના તવાઈ જવાના રોગપર.

---

નં. ૨. ફેરી એટ આમોનીઆ સાઇટ્રેટ ... ૫ ગ્રેન.
લાઇકર સ્ટ્રીક્નીઆ ... ૨ મીનીમ.
સ્પીરીટ ક્લોરોફોર્મ ... ૫ મીનીમ.
ગ્લીસરાઇન ... ... ૧૫ મીનીમ.
પાણી ... ... ½ આંસ.

દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી ૭ થી આઠ વરસના બચ્ચાને. હ્રદય પોષ્ટીક સાફ. ( કાર્ડીએક ટૅનિક. )

**FERRI BROMIDI SYRUPUS.** ફેરી બ્રોમીડી સીરપસ. **અ૦** સીરપ ફેરી બ્રોમાઈડ.

**વર્ણન**—વર્ણ કરી રંગ વીનાનું હોય છે, ઘણો વખત રહેવાથી ભુરાશ આવી જાય છે, અને તેની અંદર બ્રોમાઈનનો ભાગ આવવાથી બેસ્વાદ લાગે છે.

**ગુણ**—રક્તશોધક અને પૌષ્ટીક છે. (આલ્ટરેટીવ અને નરવાઈન ટૉનિક) રક્ત શોધક અને જ્ઞાનતંતુને પૌષ્ટીક અસર કરનાર છે.

**ઉપયોગ**—હિસ્ટીરીઆના દરદપર ખાસ અસરકારક છે.

**માત્રા**—૫ મીનીમ ૨ વરસના બચ્ચાને.

૧૦ ,, ૪ ,, ,,

૧૫ ,, ૮ ,, ,,

૩૦ ,, મોહોટી ઉમરના બચ્ચાને ખોરાક લીધા પછી આપવી.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—પાંચ મીનીમની અંદર ૨૫ મીનીમ નારંગીનો સરબત મેળવવા.

## ઉપચાર.

સીરપ ફેરી બ્રોમાઇડ ... ... ૧૦ મીનીમ.
સીરપ આરેંશી ... ... ૩૦ મીનીમ.
પાણી ... ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી પાંચ વરસના બચ્ચાને હિસ્ટીરીયા ઉપર આપવામાં આવે છે.

---

**FERRI CARBONAS SACCHARATA.** ફેરી કાર્બોનાસ સેકેરેટા. **અં૦** સેકેરેટેડ કાર્બોનેટ ઓફ આયરન.

**વર્ણન**—ભૂખરો કાળો રંગ, ચીકાશ્યા લોંઢા જેવો. ગરમ કરેલા હાઇડ્રોકલોરીક એસાડમાં ઓગળી શકે છે; મીઠા, અને સહેજ લોહમીશ્રીત સ્વાદવાળો હોય છે.

**ગુણ**—રક્તશોધક અને પૌષ્ટીક છે.

**ઉપયોગ**—નબળાઇ, મંદાગ્ની, પાંડુરોગના દરદમાં વારંવર વપરાય છે. **અને** બચ્ચાને માફક આવે છે.

**માત્રા**—૧ ગ્રેન. એક વરસના બચ્ચાને;
૩ ગ્રેન. બે ,, ,,
૫ ગ્રેન. ચાર ,, ,,
૭ ગ્રેન પાંચ ,, ,,
મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં ખોરાક લીધા પછી આપવામાં આવે છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—આમ્લ, અને આમ્લમય ક્ષારો, ટેનીન, ગેલીક આસીડ અને ગ્રાહીક વનસ્પતિના ઉકાળા.

## ઉપચાર.

નં. ૧ ફેરી કાર્બોનાસ સેકેરેટા ... ... ૫ ગ્રેન.
એક્સ્ટ્રાક્ટ એટ પ[illegible]સ, લીકારીટીએ. જરૂર જેટલું.

મિશ્ર કરી ૨૦ ગોળીઓ બનાવવી.
૧ ગોળી દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.
૪ વરસના બચ્ચાને પાંડુરોગના દરદમાં આપવી.

**FERRI LIQUOR DIALYSATUS.** ફેરીલાઇકર ડાયલીસેટસ **અં**. સોલ્યુશન ઓફ ડાઇલીઝેડ આયરન.

**વર્ણન**—ઘેરા લાલ તથા ફીકા ભુરા રંગનો; વાસ રહીત, અને લોહના સ્વાદ રહિત; સાદા પાણીમાં પીગળી શકતું નથી.

**ગુણ**—રક્તશોધક, અને પોષ્ટીક છે.

**ઉપયોગ**—પાંડુરોગ, નબળાઇ અને લોહીના બગાડના દરદોમાં આહીક અસર કર્યા શીવાય રક્ત શોધક અસર સારૂ વપરાય છે. જીર્ણ જઠરના રોગ ઉપર જ્યારે આમ્લ મીશ્રીત લોહ માફક નથી આવતું ત્યારે આ દવાનો ઉપયોગ કરવામાં આવે છે; અને એ ભાગ ગ્લીસરાઇનની સાથે મેળવી સહેલાઇથી લઇ શકાય છે.

**માત્રા**—૫ મીનીમ. ૩ વરસના બચ્ચાને;
૧૦ મીનીમ ૫ " "
૧૫ મીનીમ. મોટેરી ઉમરના " ખોરાક લીધા પછી આપવા.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ટેનાન, ગેલીક-

એસીડ અને ચાર્લીક વનસ્પતિના ઉકાળા.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૫ મીનીમ દવામાં ૧૦ મીનીમ ગ્લીસરાઇન નાંખવું.

## ઉપચાર.

**નં**. —લાઇકર ફેરી ડાયલેસેટસ ... ૧૦ મીનીમ
ગ્લીસરાઇન ... ... ૨૦ મીનીમ
દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી ૫ વરસના બચ્ચાને.

**વિષનાશક ઉપચાર**—લાઇકરફેરી ડાયલેસેટસ, આર્સેનીકના ઝેર ઉપર આપવાથી સારો ફાયદો થાય છે.

---

## FERRI IODIDI SYRUPUS. ફેરી આયોડીડીસીરપ.

**વર્ણન**—રંગ વિનાનું સ્વચ્છ, સ્વાદ મીઠા અને ચાર્લીક છે.

**ગુણ**—રકતશોધક અને પૌષ્ટીક છે.

**ઉપયોગ**—વારસે ઉતરેલ ઉપદંશના દરદમાં વાપરવાની ભલામણ કરવામાં આવે છે. તેમજ પાંડુરોગ, ગંગાળીના વધારાના વ્યાધી, જ્વર, આદાશીશી, અતિસાર, પ્રદર, હરસ વિગેરેમાં વારંવાર વપરાય છે.

**માત્રા**—૩ થી ૫ મીનીમ. ૧ થી ૨ વરસના બચ્ચાને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવું.

| | | |
|---|---|---|
| નં. ૧. | સીરપ ફેરી આયોડીડ... ... | ૩ મીનીમ. |
| | સરબત. ... ... ... | ૧૦ મીનીમ |
| | પાણી. ... ... ... | ૧ ડ્રામ. |

દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

---

## FERRI LACTAS. ફેરી લેક્ટાસ. અં. લેક્ટેટ ઓફ આયરન.

**વર્ણન**—સફેદ લીલાશપર ગ્રેન્યુલર જેવું, ૪૬ ભાગ પાણીમાં એક ભાગ દવા પીગળી શકે છે; આલ્કોહોલ, ધા-

ગુના સ્વાદવાળી, અને સહેલાઇથી પાચન થઇ શકે છે.

**ગુણ**—રક્ત પૌષ્ટીક.

**ઉપયોગ**—કંઠ માળનાં દરદમાં એકલું અથવા તેની સાથે ફોસ્ફેટ ઓફ લાઇમને મેળવીને ઉપયોગમાં લેવાય છે.

**માત્રા** –$\frac{1}{4}$ ગ્રેન. ૧ થી ૨ વરસના બચ્ચાને.
$\frac{1}{2}$ ગ્રેન. ૩ વરસના બચ્ચાને.
$\frac{3}{4}$ ગ્રેન. ૪ વરસના બચ્ચાને;
૧ ગ્રેન. ૬ થી આઠ વરસના બચ્ચાને;
૧$\frac{1}{4}$ ગ્રેન મોટેરી ઉમરના બચ્ચાને; દી-
વસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—ટેનીન, ગેલીક એ-સીડ, અને સ્તંભક વનસ્પતિના કાઢા.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ગ્રેન સેકરેટ ઓફ આયરનમાં ૪ ગ્રેન દુધની ખાંડ મેળવવી.

## ઉપચાર

નં. ૧ ફેરીસેકરેટીસ. ... ... $\frac{1}{4}$ ગ્રેન.

સેકેરમ લેકટીસ. ... ... ૪ ગ્રેન.

દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

Scrophulosis. કંઠ માળાના દરદમાં.

---

નં. ૨ ફેરીલેકટેટીસ ... ... ... ૫/૮ ગ્રેન.

કેલસીસ ફોસફેટ ... ... ૧¼ ગ્રેન.

સેકેરમ લેકટીસ. ... ... ૮ ગ્રેન.

દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

Scorphulosis. કંઠમાળના વ્યાધીમાં.

---

**FERRI MALATIS TINCTURA.** ફેરીમેલેટીસ ટીંકચુરા અં. ટીંકચર ફેરી પોમેટા.

**વર્ણન**—૧ ભાગ ફેરેટેડ એકસ્ટ્રાકટ ઓફ એપલ્સ, ૯ ભાગ તજનું પાણી તેમાં સેંકડે ૧૦ ટકા આલકોહલ રહેલું હોય છે.

**ગુણ**—નરવાઇન ટોનીક.

**ઉપયોગ**—સ્કાર્લેટીનલ નીફ્રાઇટીસ, (રતવાને લીધે થયેલ મૂત્ર પીંડના દરદમાં) પાંડુરોગ, પોતાની મેળે અશક્તિને લીધે શરીરના સ્નાયુઓનું સંકોચન થવું (કોરીયા) અને તેની અંદર ફક્ત ૦ ૭ પરસેન્ટ લોહનો ભાગ સમાયેલો છે; લેવામાં સ્વાદીષ્ટ અને અંત્રકોપ કરતું નથી.

**માત્રા**—૩ થી ૫ મીનીમ, ૧ થી ૨ વરસનાં બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ટેનીન, ગેલીક એસીડ, અને સ્તંભક વનસ્પતિના કાઢા.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧. ટીંકચર ફેરી મેલેટીસ | ... ... | ½ ઔંસ. |
| ઇલાકસીર સિંકોની | ... ... | ૨ ડ્રામ. |

મેળવીને તેમાંથી ૧૫ ટીંપા દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી. ૪ થી ૫ વરસના બચ્ચાને. પાંડુ રોગ ઉપર આપવામાં આવે છે.

નં. ૨. ટીંકચર ફેરી મેલેટીસ... ... ૧ દ્રામ.
લાઇકર આર્સેનીકેલીસ. ... ૮ મીનીમ.
તજનું પાણી ... ... ૧ ઔંસ.
મિશ્ર કરી એક નાની ચાની ચમચી દીવસમાં બે વખત ખોરાક લીધા પછી. Chorea.

---

**FERRI PEPTONATI LIQUOR.** ફેરી પેપટોનેટી લાઇકર.

ગુણ—પૌષ્ટીક.

ઉપયોગ—પાંડુરોગપર તથા બદહજમી ઉપર સારો ફાયદો કરે છે.

માત્રા—૧૫ થી ૬૦ મીનીમ દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

**ઉપચાર.**

નં. ૧. લાઇકર ફેરી પેપટોનેટી... ... ૧૫ મીનીમ.
તજનું પાણી... ... ... ૧ દ્રામ.
દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી.

---

**FERRI PERCHLORIDI TINCTURA.** ફેરીપર ક્લોરાઇડી ટીંક્ટચુરા. **અં૦** ટીંક્ચર ઓફ્ પરક્લોરાઇડ ઓફ્ આયરન.

**વર્ણન**—ઘેરા રાતા રીંગા ભૂરા રંગનું અથવા નારંગી જેવા પીળા રંગનું હોય છે, વાસ રહિત; આર્દ્રીક ધાતુના જેવા સ્વાદવાળું.

**ગુણ**—સખ્ત આર્દ્રીક, રક્તશોધક. અને પૌષ્ટીક છે.

**ઉપયોગ**—બાહ્યોપચાર—સ્તંભક તથા દાહક અસર કરવા સારૂ વપરાય છે. અંતરોપચાર–મૂત્રાશય, તથા મૂત્રપિંડના દરદો, મૂત્રકૃચ્છ, મૂત્રસ્ત્રાવ, બ્રાઇટસ ડીસીઝ, જળોદર, પ્રદર, નાષ્ટાર્તવ, પ્રમેહ, ક્ષય, રતવા, રકતાશયના વ્યાધી, હીસ્ટીરીઆ, પાંડુરોગ, બરોળના વ્યાધી, રક્તપીત, અતિસાર, મરડા, નસગાંઠ, ગર્ભાશય, ફેફસાં, જઠરાશય, અને મૂત્રાશયમાંથી થતા રકતસ્ત્રાવના વ્યાધીઓમાં વારંવાર વપરાય છે; તેમજ ડીફ્થેરીયા, અને પોસ્ટ ડીફ્થેરીટીક પેરેલાઇસીસ, ટોન્સીલાઇટીઝ, કોરીયા, ક્રોનીક હ્રુમેટીઝમમાં વારંવાર વપરાય છે. ખોરાક લીધા પછી બચ્ચાને આપ-

વાયા સહન કરી શકે છે.

**માત્રા**—૨૬ મીનીમ, ૧ વરસના બચ્ચાને. મોહોટી ઉમરનાને વયના પ્રમાણમાં જમ્યા પછી દીવસમાં ત્રણ વખત.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ટેનીક અને ગેલીક આસીડ મુખ્યત્વે કરીને, અને આકીક વનસ્પતિના કાઢા, ક્ષારો, ચુનાનું પાણી, મેગનેસીઆ, આલ્કાલાઈન કારબોનેટસ, અને મ્યુસીલેજ,

**સ્વાદ સુધારવા સારૂ**—૧ મીનીમમાં ૫ મીનીમ નારંગીનું સરબત અથવા ગ્લીસરાઇન મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | ટીંકચર ફેરી પરકલોરાઇડ | ... | ૧ ડ્રામ. |
| | એસીડ ફાસફરસ ડીલ્યુટ | ... | ૨ ડ્રામ. |
| | નારંગીનુ સરબત ... | ... | ૪ ડ્રામ. |
| | વીની (Vinixerioi) ઝરસી | ... | ૩ ઔંસ |

મિશ્ર કરી ૧ થા ૨ નાની ચાહની ચમચી દીવસમ ત્રણ વખત ખોરાક લીધા પછી. ૩ થી ૬ વરસન

બચ્ચાને રાતો તાવ મટી ગયા પછી થયેલા હૃદયના મંદપણામાં. Cardiac weakness after scarlatina.

---

નં. ૨. ટીંકચર ફેરી પરકલોરાઇડ ... ... ૫ મીનીમ.
ટીંકચર ડીજીટેલીસ ... ... ૫ મીનીમ.
નારંગીનો સરબત ... ... ૨૦ મીનીમ.
પાણી વરાળનું ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી. ૬ થી ૧૦ વરસના બચ્ચા સારૂ. હૃદય પૌષ્ટીક તરીકે. Cardiac Tonic.

---

નં. ૩—ટીંકચરફેરી પરકલોરાઇડ ... ... ૨ મીનીમ.
ક્વીનાઇન સલ્ફ ... ... ½ ગ્રેઇન.
એસીડ સલફ્યુરીક ડીલ્યુટ ... ... ૧ મીનીમ.
નારંગીનું સરબત ... ... ૨૦ મીનીમ.

પાણી વરાળનું... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૧ થી ૨ વરસના બચ્ચાને જુનું સંધીવાના દરદમાં Chronic Rheumatism.

---

## બાહ્યોપચાર.

નં. ૪—ટીંકચર ફેરી પરક્લોરાઇડ ... ૧ ડ્રામ.
ગ્લીસરાઇન ... ... ... ૪ ડ્રામ.

For enlarged Tonsils.

મિશ્ર કરી પીછીવતે ગળાની અંદરના કાકડા વધી ગયેલા હોય તેના પર ચોપડવું. અને લાળને થુંકી કાઢવી.

---

**FERRI PHOSPHATIS SYRUPUS.** ફેરી ફોસફેટીસ સીરપ. અં૦ સીરપ ઓફ ફોસફેટ ઓફ આયરન.

**વર્ણન**—રંગ વીનાનું વધારે વખત રહેવાથી ભૂરાશ પર આવી જાય છે, સ્વાદ મીઠો અને આલ્કલીક છે.

**ગુણ**—રક્તશોધક અને પૌષ્ટીક છે.

**ઉપયોગ**—નબળાઈ, મગજના સ્નાયુઓની નબળાઇપર, વિસ્ફોટક, હાડકાના સળાના વ્યાધીમાં તથા પાંડુરોગમાં વારંવાર વાપરવામાં આવે છે.

**માત્રા**—૫ મીનીમ. ૧ વરસના બચ્ચાને અને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| **ન. ૧.** | સીરપ ફેરી ફોસફેટીસ... | ... ૫ મીનીમ. |
| | તજનું પાણી ... ... | ... ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી. એક વરસના બચ્ચાને. Rhachitis, Anaemia. હાડકાની નબળાઇથી થયેલા પાંડુ રોગ ઉપર.



## FERRI PHOSPHATIS SYRUPUS COMPOSITUS. અં. પેરીશ કેમીકલ કુક.

**વર્ણન**—ફીકા પીળા ભુગ રંગનું મીઠું તથા આ-
દીક સ્વાદવાળું.

**ગુણ**—પૌષ્ટીક, અને રકત સુધારનાર.

**ઉપયોગ**—હાડકાના સડા ઉપર તથા પાંડુરોગ પર
( રેહકાઈટીસ અને એનીમીઆ ) વાપરવામાં આવે છે.

**માત્રા**—૧૦ થી ૨૦ મીનીમ. ૧ થી ૨ વરસના
બચ્ચાને મોહોટી ઉમરના બચ્ચાને ૧ ડ્રામ.

### ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | સીરપ ફેરી ફોસફેટીસ, કો; ... | ૧૫ મીનીમ. |
| | એકવા ડીસ્ટીલેટ. ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને
હાડકા ગંઠાઈ જઈ પ્રફુલ્લીત ન થતા હોય તેના પર.

For Rhachitis.

---

## FERRI ET QUININE CITRAS. ફેરી એટ ક્વીનાઇન સાઇટ્રસ અં. સાઇટ્રેટ ઓફ્ આયરન અને ક્વીનાઇન.

**વર્ણન**—પીળાશ પડતા સોનેરી પીળા રંગના છોડા જેવું, હવા લાગવાથી પાણી થઈ જાય એવું: અને પાણીમાં નાખવાથી સ્હેલાઇથી પીગળી જાય એવું હોય છે, સ્વાદે સ્હેજ કડુ અને લોહના જેવું હોય છે; અને તેની પ્રતિક્રિયા આમ્લ હોય છે.

ગુણ—રક્ત શોધક અને પાંષ્ટીક.

ઉપયોગ—નબળાઇ, જીર્ણ જ્વર, બરોળનો વધારો, અગ્નિમાંધ, પાંડુરોગ, અને મગજની નબળાઇ પર વારંવાર વપરાય છે.

**માત્રા**—૧ ગ્રેન ૧ વરસના બચ્ચાને મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસરકારક દવાઓ**—ક્ષારો અને તેના કાર્બોનેટસ.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેનમાં ૧૦ મીનીમ ના-

રંગીનું સરબત ઉમેરવું

### ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. | ફેરી એટ કવીનાઇન સાઇટ્રસ ... | ૧ ગ્રેન. |
| | સ્પીરીટ કલોરો ફોર્મ ... ... | ૧½ મીનીમ. |
| | નારંગીનું સરબત ... ... | ૧૦ મીનીમ. |
| | પાણી ... ... ... | ૧ ડ્રામ. |

આરાક લીધા પછી દીવસમાં ત્રણ વખત ૧ વરસના બચ્ચાને ઓરીનું દરદ મટયા પછી.

---

## FERRI QUININÆ ET STRÆCHNINÆ PHOSPHATUM SYRUPUS. ફેરી કવીનાઇની

એટ સ્ટ્રીકનિ ફોસ્ફેટમ સીરપ. અં Easton's Syrup.

**વર્ણન**—પીળા ભૂરા રંગનો પ્રવાહી તેની અંદર ૧ ગ્રેન ફોસ્ફેટ ઓફ કવીનાઇન, અને ૧/૩૨ ગ્રેન સ્ટ્રીકનીઆ એક ડ્રામની અંદર સમાયેલ હોય છે.

**ગુણ**—રકત શોધક અને પૌષ્ટીક છે

**ઉપયોગ**—જઠરના સોજા ઉતર્યા પછી અને ડીફ્-થેરીયાંનું દરદ મટયા પછી પૌષ્ટીક તરીકે આપવામાં આવે છે.

**માત્રા**—૫ મીનીમ ૩ વરસની ઉમરના બચ્ચાને.

૧૦ ,, ૬ ,, ,, ,,

૧૫ ,, ૭ થી ૧૦ વરસની ઉમરના બચ્ચાને.

૨૦થી૩૦ મીનીમ મોહોટી ઉમરના બચ્ચાને.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—એક ભાગ દવામાં તેટલોજ ભાગ નારંગીનું સરબત મેળવવું.

**ઉપચાર.**

**નં. ૧** સીરપફેરી એટ કવીનાઇન ફોસફેટમ કો. ૧૫ મીનીમ.

પાણી... ... ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૩ વરસના બચ્ચાને. For Post-diphtheritic paralysis. ડીફ્થેરીટીક પેરેલીસિસ મટયા પછી.

---

**FERRI SULPHAS.** ફેરીસલ્ફાસ. અં. સલ્ફેટ ઓફ આયરન. ગુ. હીરાકશી.

**વર્ણન**—ફીકા લીલાશ પડતા તથા વાદળીરંગના કાચ જેવા ચમકતા કટકા હોય છે; પાણીમાં સ્હેલાઈથી પીગળી શકે છે, સ્વાદ લોહના જેવો હોય છે.

**ગુણ**—રક્ત સ્તંભક પૌષ્ટીક, કૃમિઘ્ન.

**ઉપયોગ**—પાંડુરોગ, આંતરડાના સોજાપર, અને ઝીણા કરમ ઉપર આપવામાં આવે છે.

**માત્રા**—½ થી ૧ ગ્રેન ૨ થી ૪ વરસના બચ્ચાને, અને મોહોટી ઉમ્મરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર**—ટેનીકએસીડ, ગેલીકએસીડ અને આહીક વનસ્પતિના કાઢાઓ.

**સ્વાદીષ્ઠ કરવા સારૂ**—૧ ગ્રેન સલ્ફેટઓફ આયરનમાં ½ મીનીમ ડીલ્યુટ સલ્ફયુરીક આસીડ અને ૧૦ મીનીમ સુંઠનો સરબત મેળવવો.

## ઉપચાર.

નં. ૧ ફેરીસલફેટ ... ... ... ૧૨ ગ્રેન
એક્સટ્રાક્ટ ગ્લીસરાઇઝા લીકવીડ.... ½ ઔંસ
ડીકોકશન, એલોઝ, કો;... ... ૩ ઔંસ
મિશ્ર કરી ૨ નાની ચાહની ચમચી દીવસમાં ત્રણ વખત ૩ વરસના બચ્ચાને ઝીણા કરમીઆ કાઢવા સારૂ.

---

નં. ૨ ફેરીસલફેટ ... ... ... ૧ દ્રામ
ઇનફ્યુઝમ કવાશીઆ ... ૧ પાઇન્ટ
મિશ્ર કરી ½ ભાગ. પીચકારીથી ઝાડાના રસ્તે દાખલ કરવાથી ઝીણા કરમીઆનો નાશ થઇ જાય છે: દર બીજેરોજ સવારે.

---

નં. ૩ ફેરીસલફેટ ... ... ... ૧ ગ્રેન.
એસીડ સલફ્યુરીક ડીલ્યુટ ... ½ મીનીમ
સુંઠનો સરબત... ... ... ૧૦ મીનીમ
પાણી સ્વચ્છ... ... ... ૧ દ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૩ થી ૪ વરસના બચ્ચાંને આંતરડાના જીર્ણ સોજા ઉપ. (ક્રોનીક એન્ટીરાઇટીસ.)

---

## FILICIS MARIS EXTRACTUM LIQUIDUM

ફીલીસિસ, મારીસ એકસ્ટ્રાકટમ લીકવીડમ અં. લીકવીડ એકસ્ટ્રાકટ ઓફ મેલફર્ન ગુ. મેલફર્નનું પ્રવાહી સત્વ.

**વર્ણન**—તેલ જેવું પ્રવાહી; નરમ પણ મનને પસંદ ન પડે તેવા વાસવાળું, મીઠું, આલીક સ્વાદવાળું, પરંતુ પાછળથી કડુ, સુગ ચડી ઉબકા આવે એવું હોય છે, તેનો જલદી ગુણ આવે તેવો પદાર્થ ફીલીસીક આસીડ થાય છે; અને તેનું સત્વ એક વર્ષ કરતાં વધારે જુનું જોઇએ નહીં.

**ગુણ**—કૃમિઘ્ન છે.

**ઉપયોગ**—આંતરડામાં કૃમિઘ્ન અસર કરે છે; અને

ચપટા કરમ ઉપર આ દવા સારી અસર કરે છે; દરદીને પ્રથમ ભુખ્યા રાખી આ દવા આપવામાં આવે છે અને ત્યાર પછી તેના ઉપર એરંડીયાનો જુલાબ આપવામાં આવે છે; ખાધા ઉપર આપવાથી ઉલટી થાય છે, અને મૂર્છા આવે છે, આ દવા આપ્યા પછી કેટલોક વખત દરદીને તકીઆનું ઓઠીંગણુ આપી બેસાડી રાખવો જોઇએ, આ દવા બે વરસની અંદરની વયના બચ્ચાને આપવી નહી.

**માત્રા**—૨૦ થી ૩૦ મીનીમ ૨ થી ૩ વરસના બચ્ચાને, ૬૦ મીનીમ ૬ થી ૧૦ વરસના બચ્ચાને, ૭૫ મીનીમ તેથી વધારે ઉમરનાને આપવી.

**સ્વાદ સુધારવા સારૂ**—૨૦ મીનીમ દવામાં ૧ ડ્રામ નજનો સરબત અથવા સુંઠનો સરબત નાંખવો.

## ઉપચાર.

| નં ૧ | એકસ્ટ્રાકટ ફીલીસીસમારીસ લીકવીડ | | 30 મીનીમ |
|---|---|---|---|
| | સીરપ સીનામોમી | ... ... | ૨૦ મીનીમ |
| | સરબત. | ... ... ... | ૨ ડ્રામ |

મ્યુસીલેજ એકેશીઆ... ... ૧/૨ ઔંસ

તૈયાર કરી એકી વખતે બે થી પાંચ વરસના બચ્ચાને આપવું. (For Toenia) ચપટા કરમ ઉપર.

---

નં. ૨ એક્સ્ટ્રાકટ ફીલીસીસ મારીસ લીક્વીડ. ૨૦ મીનીમ.
સુંઠનો સરબત. ... ... ૧૦ મીનીમ.
ટીંકચર ક્વીલેજી(Tinet quillajae)૧૦ મીનીમ.
એકવા મેન્થા પીપરીટા... ... ૧ ડ્રામ.

મીશ્ર કરી પાણી દેવું. (ચપટા કરમ ઉપર.)
For Taenia

---

## CENTIANÆ INFUSUM COMPOSITUM

જેન્સીયાની ઇનફ્યુઝમ કમ્પોઝીટમ અ કમ્પાઉન્ડ ઇનફ્યુઝમ ઓફ જેનસ્યન શુ. જેનસ્યનનો મિશ્રીત ઉકાળો

વર્ણન—તેનો વાસ લીંબુ અને નારંગી જેવો હોય છે: પ્રથમ તેનો સ્વાદ મીઠો પરંતુ પાછળથી કડવો લાગે છે.

**ગુણ**—કડુ, પૌષ્ટીક, તાવ. રોકનાર લોહી સુધારનાર અને અગ્નિ વર્ધક છે.

**ઉપયોગ**—અજીર્ણ, મંદાગ્ની, નબળાઈ, ઉપદંશ અને તાવના વ્યાધીમાં વારંવાર વપરાય છે.

**માત્રા**—૧ દ્રામ. ૧ વરસના બચ્ચાને; મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં આપવું.

**ઉપચાર.**

નં. ૧ સોડા બાઇ કાર્બોનેટ. ... ... ૨ ગ્રેન.
સ્પીરીટ કલોરો ફોર્મ. ... ... ૧ મીનીમ.
ઇનફયુઝમ જેન્સીઆની કો; ... ૧ દ્રામ.
મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું.

---

## GLYCERINUM. ગ્લીસરીનમ યાને ગ્લીસરાઇન.

**વર્ણન**—સ્વચ્છ ધોળું પ્રવાહી: વાસ રહીત, સ્વાદ મીઠો, પાણીમાં અને આલકોહોલમાં સેહેલાઇથી મળી

જઈ એક જીવ થાય છે; પરંતુ ઇથર, ક્લોરો ફોર્મ અને બીજા મુકરર કરેલા તેલોમાં મળી એક રસ થતું નથી.

ગુણ—દુર્ગંધ નાશક ચામડીને સુંવાળી રાખનાર, રેચક, પૌષ્ટીક, ચીકાશ યુકત અસર કરનાર અને કફઘ્ન છે; અને અનુપાન તરીકે બીજી દવાઓના સંયોગમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**ઉપયોગ**—આ દવા અતિ ઉપયોગી છે અને તે ઘણા દરદોમાં વાપરવાથી ઘણી સારી અસર કરે છે. સોજા મટાડનાર, ચામડી સુંવાળી કરનાર, પીડા શામક કાનના દરદોમાં થતી પીડા, સણકા અને બેહેરાશ મટાડવા સારૂ તેના ટીંપા કાનમાં નાંખવામાં આવે છે; ક્ષય રોગમાં કોડલીવર ઓઇલના બદલે તે વપરાય છે; માંસને પુષ્ટી આપે છે. વજન વધે છે, ક્ષયની ઉધરસમાં પીવાથી ગળફાને જલદી બહાર કાહાડે છે; ગળું સુકાતું બંધ પડે છે, અને મોમાં ભમી રહે છે; ગળાના ચોળીઆ, ચાંદા, અને આવી ગયેલી જીભ જલદીથી મટે છે; શિવાય ચામડીના દરદોમાં વપરાય છે. ર-

આરે હકીકત સારૂ અમારી મેટિરીયા મેડિકા જુઓ, (પાનું ૨૨૭)

**માત્રા**—૧ ડ્રામ દરેક વખત, આખા દીવસમાં ૩ ઔંસ સુધી, ટ્રિકીનોસીસના દરદમાં. (In Trichinosis.) પોર્ક જાતની માંછલીમાં રેહેતાં જંતુઓ. તે માંછલી ખાવાથી થાય છે. બાહ્યોપચારમાં ગ્લીસરાઇન અને પાણી સમ ભાગે લેવું.

**ઉપચાર**

નં ૧ ગ્લીસરાઇન ૧ ઔંસ લેઇ તેમાંથી ૧ ડ્રામ ગુદામાં પીચકારી વાટે જ્યારે જરૂર પડે ત્યારે દાખલ કરવું, ૧ વરસના બચ્ચા માટે બદહજમી ઉપર (કોન્સ્ટીપેશન;)

નં. ૨ ગ્લીસરાઇન ૩ ઔંસ એક ચાની નાની ચમચી દર અડધા કલાકે; પરંતુ ગ્લીસરાઇન આપ્યા પેહેલાં એક હલકો સાદો જુલાબ આપવો પછી ગ્લીસરાઇન એક એક ચમચી પાવી (ટ્રિકિનોસીસ)

## GLYCYRRHIZÆ PULVIS COMPOSITUS.

ગ્લીસરાઈઝી પલ્વીસ કમ્પો ઝીટસ અં. પલ્વીસ લી-
ક્રોરીસ કો; ગુ. જેઠી મધનું ચુર્ણ.

**વર્ણન**—તરેહવાર મીઠો સ્વાદ લાગે છે, આ મીશ્ર-
ણમાં ૧૨ ભાગ જેઠી મધના લાકડાનો ભુકો બે ભાગ સેના
અને એક ભાગ ગંધક મેળવવામાં આવે છે.

**ગુણ**—પાચક, અનેકફમ,

**ઉપયોગ**—અદહજમી ઉપર અતિ અસરકારક છે,
મોંઢામાં એના મુળીઆનો ભુકો રાખવાથી થુંક પેદા
થાય છે, વધારે માહાતી સારૂ મેટીરીઆ મેડિકા જુઓ,

**માત્રા**—૨ થી ૩ ગ્રેન ૧ વરસના બચ્ચાને મો-
હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં,

---

## GRANATI RADICIS DECOCTUM.

ગ્રાનેટી રેડિસિસ ડીકોક્ટમ, અં. ડીકોકશન ઓફ પોમેગ્રેનેટ,
ગુ. દાડમના ઝાડની મુળની છાલનો ક્વાથ.

**વર્ણન**—વાસ રહીત, સ્વાદમાં તુરો કડુ, તેની અંદર ક્ષારનો ભાગ રહેલો છે.

**ગુણ**—કૃમીઘ્ન અને આવી છે.

**ઉપયોગ**—ચપટા કરમ પર ઘણી સારી અસર કરી નાશ કરે છે, અને દવા આપ્યા પછી ત્રણ અથવા ચાર કલાકે એરંડીઆનો જુલાબ આપવો.

**માત્રા**—૧ થી ૨ દ્રામ ૧ વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર**—ક્ષારો, લાઇમવોટર (ચુનાનું પાણી) ધાતુમય ક્ષારો, જીલેટીન.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ દ્રામ ક્વાથમાં ૨૦ મીનીમ નારંગીનો સરબત ઉમેરવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| **ન. ૧.** | ડીકોકટમ ગ્રનેટી કોરટેક્સ. | ... | ૩ **ઔંસ** |
| | એકસ્ટ્રાક્ટ, ફીલીસીસ મારીસ. | ... | ૧ દ્રામ. |
| | નારંગીનો સરબત | ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી ત્રણ ભાગમાં પીવી અને દરેક ભાગ અડધા કલાકે પીવો. ૮ થી ૧૦ વરસના બચ્ચાંને ચપટી કરમપર.

**For Taenia Solium.**

---

## GUAIACI TINCTURA AMMONIATA. ગ્વાયેસી ટીંક્ચુરા આમોનીયેટા અં. આમોનીયેટેડ ટીંકચર ઓફ ગોયાકમ.

**વર્ણન**—દારૂના અર્કથી બનાવવામાં આવે છે; તેમાં સ્પીરીટ એરોમેટીક આમોનીયા નાંખે છે. બાલસમીક જેવા વાસવાળું, તીવ્ર અને કટુ સ્વાદનું હોય છે.

ગુણ—મૂત્ર રેચક, સ્વેદોત્પાદક અને રક્ત શોધક અને ગરમ છે.

ઉપયોગ—સાંઠીઆ વાના જુના દરદમાં ઘણી સારી અસર કરે છે.

**માત્રા**—૩ મીનીમ ૨ વરસના બચ્ચાંને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૩ મીનીમ દવામાં ૧૦ મીનીમ નારંગીનું સરબત નાંખવું.

**વિરૂદ્ધ અસર કરનાર**—તેજાબો, ખટાશો, ખટાશમય પદાર્થો, ધાતુમય તથા માટીમય ક્ષારો, અને સ્પીરીટ ઓફ નાઈટ્ર સલ્ફર.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ટીંકચર ગ્વાયેસી આમોનીયા. | ... | ૬૦ મીનીમ. |
| | નારંગીનું સરબત.... | ... | ૩ ડ્રામ. |
| | પાણી. ... ... | ... | ૧ ઓંસ. |

એક નાની ચાની ચમચી દીવસમાં ત્રણ વખત ૨ વરસની ઉમરના બચ્ચાને જુના ગાંઠીઆ વા ઉપર.

( ક્રાનીક રૂમેટીઝમ )

---

## GUAIACOLUM. ગ્વાયાકોલમ અં. ગોયાકોલ.

**વર્ણન**—સાકરના જેવા ચમકતા કટકા હોય છે; ઈથર, તેલ, ચરબી, ગ્લીસરાઈન અને આલ્કોહોલમાં પીગળી

શકે છે; વાસ અને તેનો સ્વાદ ક્રીયોસોટના જેવો હોય છે પરંતુ ક્રીયોસોટ કરતાં મન પસંદ હોય છે.

**ગુણ**—જંતુ નાશક, અગ્નીવર્ધક કફઘ્ન પૌષ્ટીક અને જ્વરઘ્ન છે.

**ઉપયોગ**—ક્ષયરસ, છાતીના દરદો, વધી ગયેલા તાવ, નબળાઇ, ક્ષયના પેહેલા પ્રકારમાં, ઉંટાટીયો, ફેફસાના દરદમાં, ઉલ્ટી, કંઠમાળ, આંતરડાના ક્ષત, કોલેરા અને અતિસારના દરદોમાં વારંવાર વપરાય છે. વધારે માહીતી સારૂ અમારી મેટિરીયા મેડિકા જુઓ પૃષ્ટ ૪૯૨.

**માત્રા**—½ થી ½ ગ્રેન. એક વખત અને ૫ ગ્રેન આખા દીવસમાં ચાર વરસ ઉપરાંતના બચ્ચાને આપવામાં આવે છે; તેનાથી, નાની ઉંમરનાને આપવું નહી.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેનમાં ૨ ડ્રામ શેરીવાઈન મેળવવો.

**ઉપચાર.**

નં. ૧ ગ્વાયેકોલ. ... ... ... ૧૫ ગ્રેન.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| આયેડોલ | ... | ... | ...૧૫મીનીમ. |
| વાઇનમ શેરીસી. | | ... | ... ૨ ઔંસ. |

એ નાની ચાની ચમચી દીવસમાં ત્રણ વખત ખો-રાક લીધા પછી ક્ષયના પેહેલા દરજ્જામાં આપવી.

**For Pulmonary Tuberculosis, initial stage.**

( ક્ષયની શરૂવાતમાં. )

---

## GUARANÆ TINCTURA. ગોરેની ટીંકચુર.

**વર્ણન**—પ્રુફ સ્પીરીટમાં બનાવવામાં આવે છે, તેની અંદર ગોરેના અને ટેનીનનો ભાગ હોય છે; સ્વાદ કડુ હોય છે.

**ગુણ**—જ્ઞાનતંતુને પોંષ્ટીક કરનાર છે.

**ઉપયોગ**—મીગ્રીમ ( આદાશીશી ) સીકહેડક ( મંદ-વાડથી માંથાનું દુખવું ). વિગેરે ઉપર વાપરવાથી આ-રામ થાય છે.

**માત્રા**—૨ થી ૪ મીનીમ ૧ વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૨ મીનીમ દવામાં તજનો સરબત અથવા એલીકસીર સાદુ મેળવવું.

## ઉપચાર.

**નં. ૧** ટીંકચર ગેરેના... ... ... ૨ ડ્રામ.
તજનો સરબત... ... ... ૪ ડ્રામ.
પાણી ... ... ... ૪ ઔંસ.

એક નાની ચાહાની ચમચી દીવસમાં ત્રણ વખત, ૨ વરસના બચ્ચાને આધાશીશી તથા માથાના દુખાવા પર.

---

## HÆMATOXYLI EXTRACTUM. હીમાટોકસીલી

એકસ્ટ્રાકટમ **અં.** એકસ્ટ્રાકટ ઓફ લોગવુડ ગુ. લોગવુડનું સત્વ.

**વર્ણન**--પાણી જેવા સત્વ લીસા રાતા બુરા રંગનું

પ્રવાહી; વાસ મનને ગમે તેવો, સ્વાદ મીઠો અને ગ્રાહીક હોય છે.

**ગુણ**—સ્તંભક, અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—અતિસાર, જુનો મરડો અને અજીર્ણના દરદમાં વપરાય છે, બચ્ચાઓને ઝાડાના દરદમાં આ દવા આપવાથી ઝાડા એકદમ બંધ થાય છે, અને મુખ્યત્વે કરીને બચ્ચાઓના ઝાડાના દરદમાં વપરાય છે, આ દવાથી પેશાબનો રંગ લાલ લોહી જેવો થાય છે; અને એથી પેશાબમાં લોહી જાય છે એવો શક જાય છે. પેશાબમાં આમોનીયા નાંખવાથી શક તરત દુર થાય છે. વધારે માહીતી સારૂ મેટીરીયા મેડિકા જુઓ.

**માત્રા**—૨૬ ની ૪ ગ્રેન ૧ વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસરવાળી દવાઓ**—ખનીજ તેજાબ, ધાતુમય ક્ષારો, લાઇમવોટર, ટાર્ટરેટેડ એન્ટીમની.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન દવામાં ૪ મીનીમ સીરપટોલુ અથવા તજનો સરબત નાંખવો.

## ઉપચાર.

નં. ૧ એકસ્ટ્રાકટ હીમેટોકસીલી... ... ૨½ ગ્રેન.
ટીંકચર ફેરેસ્યુ... ... ... ૬ મીનીમ.
સીરપ ટોલુ ... ... ... ૧૨ મીનીમ.
મ્યુસીલેજ ટ્રેગેકેંથ જોઇતા પ્રમાણમાં.
તજનું પાણી... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ખોરાક લીધા પછી ૧ વરસની ઉમરના બચ્ચાને જુનો મરડો થયો હોય તેના પર ( ક્રોનીક ડાસેંટરીયા ).

---

નં ૨ એકસ્ટ્રાકટ હીમેટોકસીલી... ... ૪ ગ્રેન.
વાઇનમ ઇપીકાક ... ... ૩ મીનીમ.
ટીંકચર ઓપાઇ ... ... ½ મીનીમ.
મીસ્ચ્યુરા ક્રીટા ... ... ૧ ડ્રામ.

દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને જુના મરડા ઉપર.

**HAMAMELIDIS TINCTURA.** હેમેમેલીડીસ ટીંક્ચુરા. **અં૦** ટીંક્ચર ઓફ હેમેમેલીડીસ.

**વર્ણન**—પ્રુફ સ્પીરીટથી બનાવવામાં આવે છે. (૧:૧૦); રંગ વિનાનું સ્વચ્છ; સ્વાદ સ્હેજ ગ્રાહીક.

**ગુણ**—રક્તસ્તંભક, અને ગ્રાહીક છે.

**ઉપયોગ**—મરડો અને અતિસારમાંથી પડતા લોહી-વાળા ઝાડામાં, ક્ષયમાં પડતા લોહીના ગળફાના દરદમાં, પેશાબમાં પડતા લોહીના દરદમાં, મસામાંથી લોહી પડતું હોય તેમાં, લોહીવાના દરદમાં સારો ફાયદો થાય છે.

**માત્રા**—૨ થી ૩ મીનીમ. ૧ થી ૨ વરસની ઉમ-મરના બચ્ચાંને દર ચાર કલાકે આપવામાં આવે છે; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં; અને જરૂર પડે તો થોડા દિવસ સુધી આપી શકાય છે.

**સ્વાદિષ્ટ કરવા**—૧ મીનીમ દવામાં પાંચ મીનીમ નારંગીનો સરબત નાંખવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. ટીંકચર હેમેમેલીડીસ | ... | ... | ૫ મીનીમ. |
| નારંગીનો સરબત | ... | ... | ૨૫ મીનીમ. |
| પાણી | ... | ... | ૧ ડ્રામ. |

દર ચાર કલાકે, ચાર વરસના બચ્ચાને પેશાબમાં લોહી પડતું હોય ત્યારે. (હીમેચ્યુરીઆ).

---

**HYDRARGYRI UNGUENTUM.** હાઇડ્રારજીરી અંગ્વેન્ટમ. **અં૦** બ્લુ ઓઇન્ટમેન્ટ. **ગુ૦** પારાનું મલમ. આ દવા બાહ્યોપચારમાં વપરાય છે.

**વર્ણન**—૧૬ ભાગ મરક્યુરી અને ૧૭ ભાગ ઓઇન્ટમેન્ટને મેળવી એક જીવ કરી નાંખવો; રંગ સીસાના જેવો થાય છે.

**ગુણ**—રકતશોધક, સોજા તથા લોહીની ગાંઠો વેરી નાંખે છે, રેચક તથા પૌષ્ટીક છે.

**ઉપયોગ**—વારસામાં ઉતરેલ ઉપદંશમાં તથા મગ-

દ્વારમાં થતી ચળ ઉપર અતિ ઉપયોગી છે; પણ ઓલીએટ કરતાં તેનો ગુણ ઓછો છે; નાના બચ્ચાને સારી રીતે માફક આવે છે અને ભાગ્યેજ ચુંકનો પ્રવાહ વધે છે.

**માત્રા**—વટાણાની અડધી દાળ જેટલો નાના બચ્ચાને અને મોહોટી ઉમરના બચ્ચાને વટાણા જેટલો દીવસમાં એકવાર દરદવાળા ભાગ ઉપર મસળવો.

## બાહ્યોપચાર.

નં. ૧ અંગેન્ટમ હાઇડ્રારજીરી... ...
ગ્લીસરાઇન એસીડ કાર્બોલીક ...

બંને સરખે વજને લેઇ રૂના પુમડા ઉપર લગાડી અને ઝીણા કરમને લીધે મળદ્વારમાં થતી ચેળ ઉપર ચોપડવું. Pruritus anus, thread worm.

---

નં. ૨. અંગેન્ટમ હાઇડ્રારજીરી ... ... ½ ડ્રામ.
ઓલીઅમ કેકાઓ... ... ... ૧ ડ્રામ.

મેળવી તેની સોગઠી કરી રાતના મળદ્વારમાં દાખલ

કરવી. બીજા કરમથી મળદ્વારમાં અતિશય ચેગ આ-
વતી હોય ત્યારે.

---

નં. ૪ અંગ્વેન્ટમ હાઇડ્રારજીરી ૧ ઔંસ તેમાંથી એક વ-
ટાણા જેવડી લઇ ચામડી પર મસળવું અને
બીજે દીવસે ધોઇ નાંખવું. ઉપદંશ ઉપર. (સી-
ફીલીસ )

---

## HYDRARGYRUM AMMONIATUM. હાઇડ્રાર-
જીરમ આમોનિયેટમ. અં. આમોનિયેટેડ મરક્યુરી.

વર્ણન—સફેદ અથવા ઝાંખા રંગની આકાર વીના-
ની ભુકી હોય છે, ધાતુના જેવા અને ખાવાને અણગમો
થાય તેવા સ્વાદવાળી; પાણી, ઇથર અથવા આલકોહલમાં
પીગળતી નથી. અને તે બાહ્યોપચારમાંજ વપરાય છે, ખાવા
તરીકે વપરાતી નથી.

ગુણ—બાહ્યોપચારમાં-જંતુનાશક અને રક્તશોધક છે.

ઉપયોગ—શરીરનાં ચાઠાં ( લેન્ટીગો ) માથાની ઉંદરી, અને (સોરિઅેસીસ.) કરોળીઆના દરદમાં વપરાય છે.

માત્રા—૧ ભાગ હાઈડ્રારજરી આમોનીએટમ અને ૧૦ થી ૨૦ ભાગ ઓઇન્ટમેન્ટ મેળવવું.

**બાહ્યોપચાર.**

નં. ૧ હાઈડ્રારજરી આમોનિયેટમ ... ૪૮ ગ્રેન
લેનોલીની ... ... ... $\frac{1}{2}$ ઔંસ
વેસલીની આલ્બી ... ... $\frac{1}{2}$ ઔંસ

તિક્ષણ માથાની ઉંદરીના દરદ ઉપર. (Acute Stage of Tinea tonsurans.

---

**HYDRARGYRUM CUM CRETA.** હાઇડ્રારજરમ કમ ક્રિટા અં. ગ્રેપાઉડર ગુ. ચાકમિશ્રિત પારો.

વર્ણ.—પીતને ઝાડા કરે છે. મૂત્રલ, રેચક, અને ઋતુશ્રાવક છે.

ઉપયોગ—ઝાડા તથા તેની સાથે ઉલટીપર, વાત

તથા પેટની આંકડી તથા વારસામાં ઉતરેલ ઉપદંશ ઉપર વારંવાર વપરાય છે.

**માત્રા**—૧/૨ ગ્રેન. ૭ માસના બચ્ચાને. ૧ ગ્રેન. ૧ વરસના બચ્ચાને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં દીવસમાં બેથી ત્રણ વખત.

**વિરૂદ્ધ અસર કરનાર**—આમ્લ તથા આમ્લમય ક્ષારો.

**ઉપચાર.**

નં. ૧ પલ્વીસ, હાઇડ્રારજીરમ કમક્રિટા. ... ૧/૨ ગ્રેન.
પલ્વીસ ઇપીકાક કો; ... ... ૧/૨ ગ્રેન.

મિશ્ર કરી દીવસના તથા રાતના આપવી. ૮ મહીનાની વયથી તે ૧ વરસના બચ્ચાને.

---

નં. ૨ પલ્વીસ હાઇડ્રારજીરમ કમક્રીટા ... ૧ ૧/૨ ગ્રેન.
પલ્વીસ જાલ્પ કો; ... ... ૨ ગ્રેન.

૧ થી ૨ વરસના બચ્ચાને વાયુ સાથની બદહજમીના દરદમાં ( કોન્સ્ટીપેશન વીથ ફ્લેચ્યુલંસ. )

---

નં. ૩ પલ્વીસ હાઇડ્રારજીરમ કમક્રીટા ... ૧ ગ્રેન
નજનો ભુકો ... ... ... ½ ગ્રેન.
પલ્વીસ રીહાઈ ... ... ૩ ગ્રેન.
એક વરસના બચ્ચાને.

---

નં. ૧ પલ્વીસ હાઇડ્રારજીરમ કમ ક્રીટા ... ½ ગ્રેન
સોડા બાય કાર્બ... ... ... ૧ ગ્રેન
પલ્વીસ ક્રીટા એરોમેટીક ... ... ૨ ગ્રેન
૭ માસની ઉમરથી ૧ વરસની ઉમર સુધીના બચ્ચાને.

---

## HYDRARGYRI NITRATIS UNGUENTUM.

હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ, અંગ્વેન્ટમ. અં. નાઇટ્રેટ ઓફ મરક્યુરી ઓઇન્ટમેન્ટ.

**વર્ણન**—આ મલમ લીંબુના રંગનું હોય છે, અને તેની અંદર ૬½ પરસેન્ટ મરક્યુરી સમાયેલ હોય છે.

**ગુણ**—ગ્રાહીક, રક્ત, શોધક, અને જંતુનાશક છે.

**ઉપયોગ**—સ્કાર્લેટીનલ ઓટોરીહા અને સોરીએ-સીસ ના દરદપર વારંવાર વપરાય છે. ( રતવાથી કાન પાકીપરૂ નીકળતું હોય ત્યારે અને શરીરપર ફોલ્લાઓ થયા હોય ત્યારે. )

**માત્રા**—બાહ્યોપચારમાં ૧ દ્રામ મલમમાં ૧ ઔંસ વેસેલીન મેળવવામાં આવે છે.

## ઉપચાર.

## લોશન.

નં. ૧ અંગ્વેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ... ૧ દ્રામ.
ગ્લીસરાઇન. ... ... ... ૧ ઔંસ.
ઓલી આસીડકારબોલીક (૧: ૪૦): ૩ ઔંસ.

કાનના દરદમાં કાન ધોયા પછી કાનની બાહારની નળીમાં ટીંપા નાંખવાં.

**For Scarlatinal Otorrhoea.**

---

નં. ૨ અંગ્વેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ... ૧ દ્રામ.

વેસેલીન... ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી—મલમ તૈયાર કરવું.

નં. ૪ અંગ્વેન્ટમ હાઇડ્રારજીરી નાઇટ્રેટીસ... ૧ ડ્રામ.

ઝીંસી ઓકસાઇડ ... ... ૪ ડ્રામ.

વેસલીન આલબી ... ... ૪ ઔંસ.

મેળવી મલમ તૈયાર કરવું.

( Psoriasis. ) કરોગીઆના દરદપર લગાડવું.

---

**HYDRARGYRI OLEATUM.** હાઇડ્રારજીરી ઓલીએટમ અં. ઓલીયેટ ઓફ મરકયુરી.

**વર્ણન**—હલકા ભુરા રંગનું ચીકણું મુરબ્બા જેવું હોય તેમાં સેંકડે દશ ટકા ઓલીએટ, મરકયુરીના સમાએલા હોય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં, દાદર, વિગેરેના જંતુનો નાશ કરનાર એક સખતમાં સખત દવા છે, એટલુંજ નહી પણ ચાંદી જેવા દરને ખાત્રીથી મટાડે છે.

**ઉપયોગ**—જુના ચામડીના દરદો, ખરજવા, દાદર, તથા ચાંદી ઉપર બ્રશ વતે લગાડી તેના ઉપર સ્વચ્છ કપડું બાંધવું એવી રીતે દીવસમાં બે વખત કરવું; તેનાથી સ્હેજ દરદ થાય છે.

**માત્રા**—આલોપંચારમાં એકલું અથવા તેની સાથે ઓલીએક એસિડ અડધો અડધ મેળવી લગાડવામાં આવે છે.

## ઉપચાર.

નં. ૧ હાઇડ્રારજીરી ઓલીયેટી ( પાંચ પરસેન્ટ) ૭ ડ્રામ.
ઇથર એસેટટ. ... ... ... ૧ ડ્રામ.

મેળવી મલમ બનાવવું આનો ઉપયોગ આઠ વરસની અંદરના બચ્ચાને માટે કરવો; જુની દાદર ઉપર.

નં. ૨. હાઇડ્રારજીરી ઑલીયેટી (૧૦ પરસેન્ટ) ૭ ડ્રામ.
ઇથર એસેટ. (Aethor acet.)... ૧ ડ્રામ.

મેળવી આઠ વરસની ઉપરની ઉમરનાને લગાડવું. જુની દાદર પર.

નં. ૩. હાઇડ્રારજીરી ઓલીયેટ (પાંચ પરસેંટ) ૧ ઔંસ.
વટાણા જેટલું લેઇદ રદવાળા ભાગપર ધીમે ધીમે મસળવું અથવા બ્રશથી લગાડવું. ચાંદીની ફોલ્લીઓ પર (સીફીલીડરમા) ઉપદંશવાળી ત્વચા ઉપર.

---

**HYDRARGYRI OXIDUM FLAVUM.** અં૦ યલોઓકસાઇડ ઓફ મરકયુરી.

**વર્ણન**—પીળા રંગનો ભૂકો; પાણીની અંદર પીગળતો નથી.

**ગુણ**—બાહ્યોપચાર તરીકે, ચાંદીના દરદો, દાદર. ખરજવા વીગેરે ઉપર, લગાડવાના કામમાં આવે છે.

**ઉપયોગ**—ઉપદંશના ચાંદા તથા સુજ આવેલા ભાગ પર ચોપડવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા**—બાહ્યોપચાર તરીકે ૧ થી ૧½ ગ્રેન. એક ડ્રામ મલમની સાથે મેળવવાથી તૈયાર થાયછે.

નં. ૧. હાયડ્રારજીરી ઓકસીડમ ફ્લેવમ ... ૨ ગ્રેન.

મીઠી બદામનું તેલ... ... ૧ મીનીમ.
લાઇકર પ્લંબી સબ એસીટેટસ... ૨ મીનીમ.
વેસલાઇન પ્યુર (ચોખ્ખું) ... ૨½ ડ્રામ.

મિશ્ર કરી ઓઇન્ટમેન્ટ તૈયાર કરવું. ઉપયોગ (બ્લીફેરાઇટીસ.) આંખની પાંપણના સોજા ઉપર લગાડવું.

---

નં. ૨. હાઇડ્રારજીરી ઑાકસીડમ ફ્લેવમ... ૪ ગ્રેન.
ઍટ્રોપીની ... ... ... ૧ ગ્રેન.
વેસેલીન ... ... ... ½ ઔંસ.

મિશ્ર કરી ઓઇન્ટમેન્ટ તૈયાર કરવું.

---

નં. ૩. હાઇડ્રારજીરી ઑાકસીડમ ફ્લેવમ... ૧૨ ગ્રેન.
સાદુ મલમ ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી ઓઇન્ટમેન્ટ તૈયાર કરવું. ઉપદંશના ચાંદા ઉપર લગાડવું.

---

**HYDRARGYRI PERCHLORIDUM.** અં૦ બાય-
ક્લૉરાઇડ ઓફ મરકયુરી અથવા પરક્લોરાઈડ ઓફ
મરકયુરી. ઉપનામ કોરોસીવ સબ્લીમેટ.

**વર્ણન**—રંગ વિનાના સાકરના જેવા ચળકતા કકડા અથવા ભુકો હોય છે. અતિશય ઉગ્ર, ધાતુના જેવા સ્વાદવાળું; ૧ ભાગ દવા ૧૬ ભાગ પાણીની અંદર એકજીવ થઇ શકે છે. અને આલ્કોહલ અને ઇથરની અંદર તરતજ ઓગળી જાય છે.

**ગુણ**—દુર્ગંધનાશક, જંતુનાશક, સડો અટકાવનાર.

**ઉપયોગ**—બાહ્યોપચાર, અંતરોપચાર અને સ્થાનીકોપચારમાં દુર્ગંધનાશક સડો અટકાવનાર, જંતુનાશક, અને કલેજાને ગરમ અસર કરનાર છે. ઉપદંશ, પ્રમેહ, કાળજાના વધારાના દરદો, કમળો, કંઠમાળ, સંધીવા, ગાંઠીયો વા, ચામડીના દરદો, રક્ત બગાડના વ્યાધી, આંખના રોગ, અપસ્માર અને જળંદર વિગેરે વ્યાધીમાં વારંવાર વપરાય છે. ( very useful in the treatment of syphilis, furunculosis, thrush, lichen urti-

**cutus, diphtheria, oxyuris vermicularis and diarrhoea.)** ઉપદંશ, ગુમડાં, ચુલીઓ, અળાઇઓ, કંઠ રોહીણી, ઝીણા તાર જેવા જંતુઓ, અને અતિસાર ઉપર અતિ ઉપયોગી છે.

**માત્રા—અંતરોપચારમાં** ૧/૬૦ ગ્રેનથી ૧/૨૦ ગ્રેન સુધી. એક વરસની ઉમરના બચ્ચાને ઉપદંશ અને ડીફ્થેરીઆના દરદમાં આપી શકાય છે; અને મોહોટી ઉમરના બચ્ચાંને તેની વયના પ્રમાણમાં આપવું.

**બાહ્યોપચારમાં**—૧½ ગ્રેનથી ૩૦ ગ્રેન, ઉપદંશ અને ગુમડાઓને ધોવા તરીકે.

૧½ થી ૫ ગ્રેન, ૨ ઔંસ ગ્લીસરાઇનમાં મેળવી ઉપદંશના ચાંદાપર લગાડવા સારૂ.

**ડુશપચારમાં**—સ્થાની.

૫/૨ ગ્રેન, ત્રણ ઔંસ પાણીમાં મેળવી ચુલીઆના દરદપર બશ વતી લગાડવા સારૂ.

૧/૪ ગ્રેન, ત્રણ ઔંસ પાણીમાં મેળવી, ડી-

ફથેરીઆના દરદમાં નાક વાટે પીચકા-
રીના રૂપમાં ધોવા સારૂ.

૧ ૧/૨ ગ્રેન, બે ઔંસ ગ્લીસરાઈનમાં મેળવી, ગળામાં ડીફથેરીઆના દરદ ઉપર બ્રશ વતે લગાડવા સારૂ.

૧/૪ થી ૧/૨ ગ્રેન, ત્રણ ઔંસ પાણીમાં મેળવી ઉપદંશથી થયેલા સ્વાસ નળીના દરદોમાં સુંઘવા સારૂ.

૧/૨ ગ્રેન, ત્રણ ઔંસ પાણીમાં મેળવી ગુદામાં ઝીણા કરમને દુર કરવા પીચકારી વાટે ઉપયોગમાં લેવા સારૂ.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો અને તેના કાર્બોનિટસ, ચુનાનું પાણી, ટારટર ઈમેટીક, એસેટેટ ઑફ લેડ, નાઈટ્રેટ ઓફ સીલ્વર, આલ્બ્યુમીન, ડીકોકશન સીંકોના અને પોટાસીયમ આયોડાઈડ પરક્લોરાઈડ ઓફ મરક્યુરીની સાથે મેળવવાથી વિરૂદ્ધ અસર થાય છે, માટે મેળવવી નહી.

**સ્વાદ સુધારવા**—૩ ગ્રેન, પર ક્લોરાઇડ ઓફ મરક્યુરીને ૧ ઔંસ તજના પાણીમાં મેળવવી.

## ઉપચારો.

**નં.** ૧ અંતરોપચારમાં.

| | | |
|---|---|---|
| હાઇડ્રાર્જીરી પરક્લોરાઇડ... | ... ૧ | ગ્રેન. |
| સોડી આયોડીડી. ... | ... ½ | ઔંસ. |
| નારંગીનું સરબત ... | ... ૨ | ઔંસ. |
| ડીસ્ટીલ્ડ વોટર ... ... | ... ૨ | ઔંસ. |

મિશ્ર કરી ૫ થી ૧૦ ટીંપા પી શકાય તેટલા પાણીમાં નાંખી દીવસમાં ત્રણ વખત સીફીલોડરમાં ઉપર. ઉપદંશના ચાંદાના વ્યાધી ઉપર પીવાથી ફાયદો થાય છે.

---

**નં.** ૨ બાહ્યોપચારમાં.

| | | |
|---|---|---|
| હાઈડ્રાર જીરી પરક્લોરાઈડ. | ... ૧ | ભાગ. |
| કોલોડી ફ્લેક્સીલીસ. ... | ... ૧૦ | ભાગ. |

મેળવી ચામડીના દરદપર કાચની સળીવતે લગાડવું

**Pigmented mole** પીગમેન્ટેડ મોલ. રંગવાળું લાખું અથવા તલ.

---

નં. હાઈડ્રારજીરી પર ક્લોરાઈડ ... ... ½ ગ્રેન.
લેનોલીની. ... ... ... ૧ ઔંસ
મિશ્ર કરી ઓઈન્ટ મેન્ટ (મલમ) બનાવવું.

**For Antimycotic.** ખાઠ; દદ્રમ; વાદરી જેવી રસોળી ઉપર મસળવાથી આરામ થાય છે.

નં. ૪ હાઈડ્રારજીરી પરક્લોરાઈડ... ... ૩ ગ્રેન.
ક્લોરોફાર્મ... ... ... ૨૦ મીનીમ.
ગ્લીસરાઈન ... ... ૨ ઔંસ.
ગુલાબજળ... ... ... ૮ ઔંસ.

મિશ્ર કરી લોશન તૈયાર કરવું ।**For lichen urlicatus.** શિળસ, અળાઇ, ઉપર લગાડવાથી આરામ થાય છે.

---

## HYDRARGYRI PERCHLORIDI LIQUOR. અં.

### સોલ્યુશન ઓફ પરક્લોરાઇડ ઓફ મરક્યુરી.

**વર્ણન**—$\frac{1}{16}$ ગ્રેન એક ડ્રામ પાણીમાં મેળવવાથી, તેનો સ્વાદ ધાતુના જેવો હોઇ મનને અણગમો ઉત્પન્ન કરે છે.

**ગુણ**—અંતરોપચારમાં ખાસ રક્તશોધક, કલેજાને ગરમી આપનાર, અને દુર્ગંધ નાશક છે.

**નિદાન**--ઝાડાના દરદો, અતિસાર, મરડો નાના બાળકોના ઉપદંશ વિકારમાં, ડીફ્થેરીયા (ગળાની અંદરના રોગ) અને કંઠમાળના દરદો ઉપર આ દવા ઘણી અકસીર છે. નાનાં બચ્ચાઓ લાઇકર હાઇડ્રારજરી ઘણી સારી રીતે સહન કરી શકે છે; અને ભાગ્યેજ મોંઢામાંથી લાળ નીકળે છે. પેટની અંદરના જઠરના સોજા ઉપર વિરૂદ્ધ અસર કરે છે. જમ્યા પછી હમેશાં આ દવા આપવાની ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—સોલ્યુશનના એક ટીંપામાં $\frac{1}{960}$ ગ્રેન હાઈડ્રારજરી પર ક્લોરાઇડ સમાયેલું છે અને

૧ ટીપું ત્રણ થી ૭ માસના બચ્ચાને
આપી શકાય છે.
૨ થી ૪ મીનીમ એક વરસના બચ્ચાને
દરેક વખતે અપાય છે. મોટી ઉમરનાને
તેની વયના પ્રમાણમાં

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—આલ્કલીસ, (ક્ષારો) તેના કાર્બોનેટ્સ, ચુનાનું પાણી, સાબુ, ટારટર-ઇમેટીક, એસેટેટ ઓફ લેડ, નાઇટ્રેટ ઓફ સીલ્વર, આલ્બ્યુમીન, સીંકોનાનો ઉકાળો, અને પોટાસીયમ આયોડાઇડ.

**સ્વાદ સુધારવા સારૂ**—૧ મીનીમ લાઇકરહાઇડ્રારજીરી પરક્લોરાઇડ ૧ ડ્રામ તજના પાણીમાં અથવા એકવાએન્થામાં મેળવવાથી સ્વાદીષ્ટ બને છે.

## ઉપચારો.

નં. ૧ લાઇકર હાઇડ્રારજીરી પરક્લોરાઇડ... ૧ મીનીમ.
એરંડીયાનું તેલ ... ... ૫ મીનીમ.
ગુંદરનું ચીકણું પાણી... ... ૧૫ મીનીમ.

એકવા મેન્થા પીપરેટા... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ઝાડાના દરદો ઉપર. (અતિસારમાં.) Diarhoea.

---

નં. ૨ લાઇકર હાઇડ્રારજીરી પરકલોરાઇડ... ૩૦ મીનીમ.

તજનું પાણી (એકવાસીનેમોમી... ૧ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક ચાહની નાની ચમચી જમ્યા પછી આપવી. બાળ ઉપદંશ ઉપર.

---

**HYDRARGYRI TANNAS.** અં. ટેનેટ ઓફ મરકયુરી.

**વર્ણન**—સ્વાદ અને વાસ રહીત ઘેરા લીલા રંગના ભુકો હોય છે, તેની અંદર પચાસ ટકા પારાનો ભાગ હોય છે; પાણીમાં પીગળી શકતી નથી.

**ઉપયોગ**—અંતરોપચારમાં ઉપદંશ નાશક તરીકે ઉપયોગમાં લેવાય છે.

**નિદાન**—વારસામાં ઉતરેલ ઉપદંશ ઉપર આ દવા

આપવાની ભલામણ કરવામાં આવે છે, આ દવા જલદી રક્તની અંદર મળી જાય છે, અને તેનાથી કોઈ પણ જાતના અપ્રિય ચિન્હો થતાં નથી.

**માત્રા**—૧/૪ ગ્રેનથી ૧/૨ ગ્રેન સુધી, દીવસમાં બેથી ત્રણ વખત આપવી.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો, તથા કાર્બોનમય ક્ષારો.

## ઉપચાર.

નં. ૧ સાઇનુરેટ્જી ટેનેટ ... ... ... ૧/૬ ગ્રેન.
Sacch lactis, દુધમાંથી બનાવેલ ખાંડ } ...૧/૨ ગ્રેન.

મિશ્ર કરી દીવસમાં બે અથવા ત્રણ વખત જન્મ્યા પછી ૭ અઠવાડીયાની ઉમ્મરના બાળકથી ૩ માસના બાળકને વારસામાં ઉતરેલ ઉપદંશ ઉપર આપવી.

---

## HYDRASTIS TINCTURA. ઉપનામ હાઇડ્રાસટીસ કેનેડેનસીસ.

**વર્ણન**—આલકોહોલની અંદર આ ટીંકચર બને છે. (પ્રુફસ્પીરીટ ૧: ૧૦; રંગબાલ પીળો હોય છે, સ્હેજ નરજીવી વાસ અને સ્વાદમાં કડવું હોય છે; આની અંદર બે જાતના ક્ષારોની મેળવણી આવે છે; (બેરબેરીન અને હાઇડ્રાસ્ટીન.)

**ઉપયોગ**—અંતરોપચારમાં, હોજરીપર પૌષ્ટીક અસર કરવા સારૂ, જુના મુત્રાશયના દરદમાં પ્રમેહ, પ્રદર તથા આનયમિત રૂતુ આવના દરદોમાં તેમજ, અતિશય વધી ગયેલા અજીર્ણના રોગમાં પૌષ્ટીક અને અગ્નિવર્ધક અસર કરે છે.

**નિદાન**—એટોનીક ડીસ્પેપસીઆ (અશક્તિ જન્યાજીર્ણ) ક્ષય રોગમાં છાતીમાંથી ઉલટી વાટે રક્ત પડતું હોય તેના પર આ દવા વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—૨ થી ૩ મીનીમ ૧ થી ૨ વરસની ઉમરના બચ્ચાંને; તેથી મોહોટી ઉમરના બ-

ચ્ચાને તેની વયના પ્રમાણમાં આપવી.

**સ્વાદ સુધારવા સારૂ**—બે મીનીમ ટીંકચર હાઇડ્રા-સ્ટીસને દશ મીનીમ નારંગીના સરબતમાં મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| **નં. ૧** ટીંકચર હાઇડ્રાસટીસ. | ... ... | ૩ મીનીમ |
| નારંગીનું સરબત | ... ... | ૧૫ મીનીમ |
| પાણી ચોખ્ખું... | ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧૨ મહીનાના બાળકને હોજરીને પૌષ્ટીક અસર કરવા સારૂ.

---

## HYDROBROMICUM ACIDUM DILUTUM.

### અં. ડીલ્યુટ હાઇડ્રોબ્રોમિક એસીડ.

**વર્ણન**—રંગ રહીત અને વાસ વિનાનું ઘણુંજ ખાટું પ્રવાહી, સેંકડે દશ ટકાના પ્રમાણમાં એસીડ હાઇડ્રોબ્રોમીક સમાયેલ છે; વધારે વખત રાખવાથી તેનો રંગ

પીળાશપર થઈ જાય છે, તે થવો નહી જોઇએ, આના ૫ મીનીમમાં એક ગ્રેન પોટાસ બ્રોમાઈડના બરોબર થાય છે.

**ગુણ**—અંતરોપચારમાં તેનો ઉપયોગ, મગજપર પૌષ્ટીક અસર કરવા સારૂ, અને ઉપશમન કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—કોરીયાના દરદપર વાપરવાની ભલામણ કરવામાં આવે છે. અપસ્માર, હીસ્ટીરીઆ, માથાના દુઃખાવા, ચસકા ઉપર પણ વપરાય છે.

**માત્રા**—૧૫ મીનીમ દીવસમાં ત્રણ વખત એક વરસની ઉમરના બાળકને; તેથી વધારે ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદ સુધારવા સારૂ**—એક ડ્રામ સાકરના પાણીમાં ૧૫ મીનીમ હાઇડ્રોબ્રોમીક ઍસીડ નાંખવાથી સ્વાદીષ્ટ થાય છે.

**ઉપચાર.**

નં. ૧. ઍસિડ હાઇડ્રોબ્રોમિકડિલ્યુટના ૧૫ મીનીમ.
દીવસમાં ત્રણ વખત એક વરસના બાળકને, કોરીયાના દરદપર આપવાથી ફાયદો થાય છે.

# HYDROCHLORICUM ACIDUM DILUTUM.

**અં૦** ડીલ્યુટ હાઇડ્રોક્લોરીક ઍસિડ.

**ઉપનામ**—મ્યુરીક ઍસિડ.

**વર્ણન**—તીસ પરસેન્ટ ઓફીશીયલ સખત સોલ્યુશનનો સ્વાદ ખાટો અને વાસ સહેજ તીવ્ર હોય છે.

**ગુણ**—પૌષ્ટિક, લોહી સુધારનાર, અને દાહક છે.

**નિદાન**--અજીર્ણ, ટાઇફસ, ટાઇફોઇડ નામના તાવ, નીરંતર આવતા તાવ, પથરીના દરદ, નબળાઇ, મુત્રાશયના દરદમાં ચાંદા, ઉટાટીઆ, ક્ષય અને ઉધરસના દરદોમાં વાપર્યાથી સારો ફાયદો થાય છે. વધારે પ્રમાણમાં હળાહળ ઝેરી અસર કરે છે. Very useful in the treatment of ulcerative stomatitis, chronic gastro enteritis, infantile diarrhoea, and dyspepsia. Its antipyrotic action is not very strong. મોઢાની અંદરના ચાંદાના સોજા, આંતરડાના સોજા, નાના બચ્ચાંના ઝાડાના દરદો, બંધકોશ વિગેરે ઉપર ઘણીજ અસરકારક રીતે કામ કરે છે. તાવ

અટકાવવામાં તેનો ગુણ જોઇએ તેટલો સખત નથી.

**માત્રા**—૧½ મીનીમ એક વરસનાં બચ્ચાંને, અને મોહોટી ઉમરના બચ્ચાંને તેથી વયના પ્રમાણમાં આપવું.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો અને કાર્બોનમય ક્ષારો: વનસ્પતિના અમ્લના ક્ષારો, સીલ્લવર, અને સીસુ સાથે મળેલો માટી જેવો પદાર્થ (ચુનો, મેગનેશીયા વિગેરે) તથા ગુંદ જેવા ચીકણો પદાર્થ અથવા ગુંદ.

**સ્વાદ સુધારવા સારૂ**—એક મીનીમ હાઇડ્રોક્લોરીક એસિડ ડીલ્યુટને ચાર મીનીમ ગ્લીસરાઇન અથવા નારંગીના સરબતમાં મેળવવાથી સ્વાદીષ્ટ બને છે.

## ઉપચાર.

નં. ૧ એસિડ હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ ... ૩ મીનીમ.
ગ્લીસરાઇન ... ... ... ૧૨ મીનીમ.
એક્વાડીસ્ટીલેટ... ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા અગાઉ એ

વરસના બચ્ચાને અજીર્ણના દરદમાં આપવામાં આવે છે.

---

નં. ૨ ઍસિડ હાઇડ્રોકલોરીક ડીલ્યુટ ... ૩ મીનીમ.
પેપસિન પોરસિ ... ... ૧ ગ્રેન.
નારંગીનો સરબત ... ... ૧૫ મીનીમ.
પાણી... ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમતી વખત બે થી ત્રણ વરસના બચ્ચાને અજીર્ણ ઉપર

---

નં. ૩ એસિડ હાઇડ્રોકલોરીક ડીલ્યુટ ... ૩ મીનીમ.
Liq. euonymi et pepsini Compound લાઇકર યૂઓનીમી એટ પેપસીની કંપાઉન્ડ } ½ ડ્રામ.
એલીકસીર સીમ્પ્લીસીસ ... ૧૫ મીનીમ.
પાણી ... ... ... ૩ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત સાતથી દશ વરસના

બચ્ચાને આંતરડા જીર્ણ સોજાના દરદ ઉપર. Chronic gastro enteritis.

---

## HYDROCYANICUM ACIDUM DILUTUM.

અં. ડીલ્યુટ હાઈડ્રોસ્યાનીક એસિડ.

**વર્ણન**—રંગ રહીત સ્વચ્છ પ્રવાહી હોય છે અને તેની વાસ ઘણીજ સખત અને વિચિત્ર હોય છે. સ્વાદમાં પ્રથમ થંડક આપે છે અને પછીથી લાહ્ય બળે છે, પ્રતિક્રિયા સેહેજ અમ્લ હોય છે, અને તેની અંદર આસિડનો બે પરસેંટ ભાગ સમાયેલો હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં, ગેસ્ટ્રીકપલમોનરી. ( જઠર તથા ફેફસાના દરદમાં, શાંતીકારક અસર કરે છે, અને આંકડી તથા ચુંકને મટાડે છે. વધારે પ્રમાણમાં તીવ્ર ઝેર છે.

**નિદાન**—બીજા દરજાની કુકડીઆ ખાંસી, જીર્ણ ઉલટી, તિક્ષણ જઠરના સોજા ઉપર, વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—૧/૩ થી ૧/૨ મીનીમ, ૧ વરસના બાળકને; મોટી ઉમરના બચ્ચાંને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—સલ્ફ્યુરેટસ, બનીજ ક્ષારો, રેડ ઓકસાઇડ ઓફ મરકયુરી, અને બનીજ અમ્લ.

**સ્વાદ સુધારવા સારૂ**—૧/૨ માનીમ ડીલ્યુટેડ હાઇડ્રોસ્યાનીક આસીડને ૧ દ્રામ નારંગીના ફુલના પાણીમાં અથવા એકવાકેરૂઆઇમાં મેળવી આપવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચારો.

નં. ૧. એસિડ હાઇડ્રોસ્યાનીક ડીલ્યુટ ... ૧ મીનીમ.
સ્પીરીટ કલોરોફાર્મ. ... ... ૧ મીનીમ.
નારંગીના ફુલનું પાણી... ... ૧ દ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું. તીક્ષ્ણ જઠરના સોજાની સાથે અતિશય ઉલટીઓ થતી હોય ત્યારે.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | એસિડ હાઇડ્રોસ્યાનિક ડિલ્યુટ. | ... | ½ મીનીમ. |
| | સોડા બાયકાર્બોનેટ | ... ... | ૨ ગ્રેન. |
| | સાદુ સરબત ... | ... ... | ૧૦ મીનીમ. |
| | એકવા કેરૂઆઇ... | ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમા ત્રણ વખત છ મહીનાના બાળકથી એક વરસના બાળક માટે કુકડીઆ ખાંસી ઉપર.

---

**વિષનાશક (એન્ટીડોટ)**—એસીડ હાઇડ્રોસ્યાની કડીલ્યુટના ઝેરની વિષ નાશક દવાઓ હાઇડ્રેટ ઓફ આયરન, અને મેગનેસીઆ છે.

---

**HYOSCYAMI EXTRACTUM.** અં૦ હાયોસાઇમસનાઇગર અથવા એક્સ્ટ્રાક્ટ ઓફ હેનબેન. ગુ૦ ખોરાસાની અજમાનું સત્વ.

**વર્ણન**—આનું તાજું સત્વ, લીલા પાંદડાના રસમાંથી કાઢવામાં આવે છે. તેની બનાવટોમાં જલદી અસ-

રકારક તત્વો. હાઇઓસ્યામીનનો ક્ષાર બને છે; વાસ ઘણોજ તેજ; સ્વાદમાં કડવું અને સ્હેજ ઉગ્ર હોય છે.

અંતરોપચારમાં, ઘેન લાવવા સારૂ, તાણ તથા આંકડી મટાડવામાં તથા ફેફસાંપર શાંતીદાયક અસર કરવામાં વપરાય છે.

**ગુણ**—પીડા શામક, માદક, કફઘ્ન, ચુંક તથા આંકડી મટાડનાર અને સ્નાયુ શૈથિલ્કૃત છે, મગજમાં લોહીનો એક ઠેકાણે જમાવ થઇ ગયો હોય તેના ઉપર.

**નિદાન**—મગજના વ્યાધી, મગજ તદન બે ચેન રહેતું હોય અને નિંદ્રા આવતી હોય, નાબળાઇ તથા હિસ્ટીરીઆથી થતા ચબકારાના દરદમાં, માથાના દુખાવામાં, સધીવામાં, દમ, ખાંસી, કુકડીયા ખાસી હૃદયરોગ, ઉન્માદ, મૂત્ર પિંડના વ્યાધી, પેશાબની બળતરા, ઉનવા, અને ચસકાના દરદમાં સારો ફાયદો કરે છે.

**માત્રા**—$\frac{1}{10}$ થી $\frac{1}{2}$ ગ્રેન એક વખત, આખા દીવસમાં ૧ ગ્રેન સુધી અપાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—સીસાના અને

ચાંદીના ક્ષારો, કોરટીકના ક્ષારો અને વનસ્પતિના અમ્લો.

**સ્વાદ સુધારવા સારૂ**—$\frac{1}{60}$ ગ્રેન એકસ્ટ્રાકટ હાયો-સ્યામીને પાંચ ગ્રેનસીરપ મોરીમાં મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

નં. ૧ એકસ્ટ્રા હાયોસ્યામી ... ... $\frac{1}{60}$ ગ્રેન.
સીરપ મોરી. (Syr. mori.)... ૫ મીનીમ.
પાણી ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧૮ મહીનાના બાળકને કુકડી ખાંસી ઉપર.

---

## HYOSCYAMI TINCTURA. અં. ટીંકચર ઓફ હેનબેન, ગુ. ખોરાસાની અજમાનો અર્ક.

**વર્ણન**—આ આલ્કોહોલીક ટીંકચર છે અને (૧.૮) પ્રુફ સ્પીરીટમાં બનાવવામાં આવે છે સ્વાદમાં ઉગ્ર, કડવું વાસ ભારે અને મનને ગમે નહી તેવો; (Contains Hy-

oscyamine, an alkaloid isomer of atropine.)

ઉપયોગ, ગુણ, નિદાન, વિરૂદ્ધ અસર કરનાર, દવાઓ, સ્વાદ સુધારવા સારૂ મેળવણી એક્સ્ટ્રાક્ટ હાયોસ્યામીમાં લખ્યા મુજબ સમજી લેવું.

**માત્રા**—૨ થી ૪ મીનીમ ૧ વરસના બચ્ચાને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

## ઉપચાર.

નં. ૧ ટીંક્ચર હાયોસ્યામી ... ... ૩ મીનીમ.
સીરપ મોરી ... ... ... ૧૫ મીનીમ
પાણી... ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખ્ત ૧ વરસના બચ્ચાને માટે (સીરીબ્રલ કંજેશન વીથ મચ રેસ્ટલેસનેસ) મગજમાં લોહી જમી જવાથી ચેન પડતું ન હોય તેનાપર.

---

## IPECACU ANHA. અં. ઈપીકાકયુ આના.

**વર્ણન**—એ તરેહની ભુકી થાય છે. એક રાતા

બુરા રંગની અને બીજી રાખોડી જેવા બુરા રંગની; વાસ સહેજ, પણ વિચિત્ર હોય છે, કડુ અને કાંઈક ઉગ્ર સ્વાદ હોય છે. ( C ntains an alkaloid emetin and ipecacuanhic acid.)

**ગુણ**—અંતરોપચારમાં સ્વેદલ, કફઘ્ન, અને મોટા પ્રમાણમાં વમનકારક અને સંગ્રહણીના દરદમાં વપરાય છે.

**નિદાન**—ખાંસી, સળેખમ, જુની ઉધરસ, ક્ષય અને દમના રોગમાં ઘણું ઉપયોગી છે. કંઠ નળીના સોજા તથા કંઠ નળીના દરદો પર, ઉંટાટીઆ, મરડા અને અતિસારના દરદમાં પણ આ દવા ઘણીજ કીમતી છે.

**માત્રા**—કફઘ્ન તરીકે.

૧/૨૦ ગ્રેન. છ માસના બચ્ચાંને.
૧/૧૨ ગ્રેન. એક વરસના બચ્ચાને.
૧/૨ ગ્રેન. એકથી બે વરસના બચ્ચાને.

મોહોટી ઉમરના બચ્ચાંને તેની વયના પ્રમાણમાં.

**માત્રા**—વમનકારક તરીકે.

૫/૬ ગ્રેન ૭ માસના બાળકથી એક વર્ષના બાળકને.

૧ ૧/૨ ગ્રેન. એકથી ત્રણ વરસના બચ્ચાંને.

૨ ૧/૪ ગ્રેન. ત્રણથી પાંચ વરસના બચ્ચાંને.

૪ ગ્રેન. ૭ થી દશ વરસના બચ્ચાંને.

૪ થી ૬ ગ્રેન. દશથી પંદર વરસના છોકરાને: જરૂર પડે તો ફરીવાર આપવું.

**સ્વાદ સુધારવા સારૂ**—૧/૨ ગ્રેન ઇપીકા કયુઆના સાથે પાંચ મીનીમ નારંગીના સરબત, અથવા ૧ ગ્રેન સાકર, મેળવી આપવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચારો.

નં. ૧ ઇપીકાકયુ આનાની ભુકી... ... ૧૫ ગ્રેન.
એકવા ફેરવાઈડી ... ... ૬ ઔંસ

મિશ્ર કરી એક નાની ચાની ચમચી દર કલાકે. ચારથી ૭ વરસના બચ્ચાને, ડીસેન્ટ્રી ( અતિસાર ) ઉપર આપવાથી ફાયદો થાય છે.

નં. ૨. પલ્વીસ ઇપીકાક... ... ... ½ ગ્રેન.
પલ્વીસ ક્રિટાએરોમેટિક. ... ... ૩ ગ્રેન.

મિશ્ર કરી દીવસમાં બે અથવા ત્રણ વખત એકથી બે વરસના બચ્ચાને ડીસેંટ્રી ( અતિસાર ) ઉપર.

નં. ૩. પલ્વીસ ઇપીકાક ... ... ૭½ ગ્રેન.
પોટ. સ્ટીબીઓ–ટારટેરીક
Pot. Stibio-tartaric ... ½ ગ્રેન.
ઓકસીમેલ સીલા ... ... ૨½ ડ્રામ.
પાણી (ડીસ્ટીલ્ડ વાટર) ... ૧ ઔંસ.

મિશ્ર કરી એક ચાહાની ચમચી દર દશ દશ મીનીટે જ્યાં સુધી ઉલટી ન થાય ત્યાં સુધી. મોહોટી ઉમરના છોકરાંને.

---

નં. ૪. પલ્વીસ ઇપીકાક ... ... ૨ ગ્રેન.
એકવા ફરવાબંડી ( Fervidoe ) ૩ ઔંસ.

ઉપરના બનેનું ઇનફ્યુઝમ બનાવી તેમાં લાઇકર. આમોની, એનાસેટ ૧૫ મીનીમ. અને સીરપ ટ્રીના

કુપલાઈ ૨ ડ્રામ. મેળવી એ ચા'ની નાની ચમચી દીવસમાં ત્રણ વખત પાવી. ૧ થી એ વરસના બચ્ચાને, Bronchitis. સસણી અથવા વરાધ ઉપર.

---

## IPECACUANHÆ PULVIS COMPOSITUS.

**અં**. ડોવર્સ પાઉડર.

**વર્ણન**—આ દવાના દશ ભાગમાં ૧ ભાગ ઇપીકાકયુઆના, એક ભાગ અફીણ, અને આઠ ભાગ સલ્ફેટ ઓફ પોટાસીયમ હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં, જઠરને શાંતી આપે છે. સ્વેદલ અને કફઘ્ન છે.

**નિદાન**—અતિસારના દરદમાં તથા કુકડીઆ ખાંસીનું અતિશય જોર વધી ગયું હોય તેવી સ્થિતિમાં, ખાંસીના દરદમાં, અને કંઠ નળીના સોજામાં તથા નાના બચ્ચાંની શ્વાસ નળી અતિશય જોરમાં ખાંસી આવવાથી સાંકડી થઈ જાય તેના પર આ દવા આપવાથી ઘણીજ સારી અસર થાય છે.

**માત્રા**—½ થી ½ ગ્રેન. એક વરસના બાળકને મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમ.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—½ ગ્રેન પલ્વીસ ઇપીકા: કંપાઉન્ડની અંદર ½ ગ્રેન તજની ભુકી અને એક ગ્રે: સાકર મેળવી આપવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | પલ્વીસ ઇપીકાક, કો:... | ... ... | ½ ગ્રેન. |
| | પલ્વીસ એકસ્ટ્રાકટ કોનીઆઇ | ... | ૧ ગ્રેન. |
| | તજની ભુકી... | ... ... | ૨ ગ્રેન. |
| | સફેદ ખાંડની ભુકી | ... ... | ૪ ગ્રેન. |

મિશ્ર કરી રાતના સુતી વખતે. બે વરસના બચ્ચાંને બીજા દરજાના ઉંટાટીયા ઉપર જ્યારે ખાંસી અતિશય પિડાકારક થઇ ગઇ હોય ત્યારે.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | પલ્વીસ ઇપીકાક, કો: | ... ... | ૧½ ગ્રેન |
| | ફેરી કાર્બોનાસ સેકરેટા | ... ... | ૩ ગ્રેન |

સકરેટા આલ્બી... ... ... ૧½ ગ્રેન.

મિશ્ર કરી ૧૦ દશ પડીકા કરવા, એક પડીકું દી-
વસમાં બે અથવા ત્રણ વખત એક વરસની વયના
બાળકને. For Enteric catarrh in rickety
children.

---

નં. ૩ પલ્વીસ હાઇડ્રારજીરમ કમ ક્રીટા. ... ½ ગ્રેન.
પલ્વીસ ઇપીકાક કો. ... ... ½ ગ્રેન.

મિશ્ર કરી એક પડીકી સવારે તથા સાંજે આપવી.
બે વરસના બચ્ચાને, ગેસ્ટ્રો એન્ટી રાઇટીસ વીથ મચ વા-
મીટીન્ગ (જઠરના તીક્ષ્ણ સોજાની સાથે અતિશય ઉલટી
થતી હોય તેનાપર ઘણો સારો ફાયદો કરે છે.

---

**IPECACUANHA VINUM.** અં. એપીકયુઆનાનો
આસવ ( વાઇન )

**વર્ણન**—આ દવામાં ઇપીકાકયુ આનાનો ભુકો અને

એસેટીક એસિડ, શેરીવાઇન ( ૧: ૧: ૨૦ ) માં મેળવી બનાવે છે. સ્વાદ અને વાસ મનને પસંદ પડે તેવો હોયછે.

**ગુણ**—અંતરોપચારમાં ગરમ અસર કરનાર, કફ ને મટાડવા તથા વમન, કફઘ્ન, કારક છે.

**નિદાન**—ખાંસી ઉપર, અને કંઠ નળીના સોજા ઉપર, ખાસ કરીને દુર્બળ, અને નાજુક બાળકોને આપવાથી ઘણી જ સારી અસર કરે છે.

**માત્રા**--**કફઘ્ન તરીકે** ૨ થી ૩ મીનીમ. ૧ વરસનાં બચ્ચાંને. મોહોટી ઉમરનાંને તેની વયના પ્રમાણમાં વમન તરીકે ૧૦ થી ૨૦ મીનીમ એકજ વખતે ૧ વરસના બચ્ચાને; જરૂર પડે ફરીવાર તેજ મુજબ પાવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | વાઇનમ ઇપીકાક ... ... | ૨½ ગ્રેન. |
| | આમોનીયા કાર્બોનેટ ... ... | ½ ગ્રેન. |
| | ગ્લીસરાઈન ... ... ... | ૧૦ મીનીમ. |
| | પાણી. ... ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ અથવા ચાર વખત પાવી. ૧ વરસના બચ્ચાને ખાંસી, તથા વરાધના દરદ ઉપર.

---

નં. ૨ વાઇનમ ઇપીકાક,... ... ... ૨ ડ્રામ.
સ્પીરીટ ઇથરીસ નાઇટ્રાસી... ... ૧ ડ્રામ,
સીરપ ટોલુ ... ... ... ૧ ઔંસ.
ગ્લીસરાઇન ... ... ... ½ ઔંસ.
પાણી ( ડીસ્ટીલ્ડ વોટર)... ... ૩ ઔંસ.

મિશ્ર કરી એક નાની ચા'ની ચમચી દીવસમાં ત્રણ વખત. ૨ થી ૩ વરસના બચ્ચાને. Expectorant in measles. ઓરીમાં ખાંસી થઇ હોય ત્યારે કફ તરીકે આપવાથી ફાયદો થાય છે.

---

નં. ૩ વાઇનમ ઇપીકાક... ... ... ૩ મીનીમ.
લાઇકર આમોનીઆ સાઇટ્રેટ ... ૧૦ મીનીમ.
સીરપ ટોલુ ... ... ... ૧૦ મીનીમ.
પાણી ( ડીસ્ટીલ્ડ વોટર ) ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને સ્વાસ નળીના સોજાના દરદમાં.

Brncho Pneumonia.

---

## IODI TINCTURA. અં. ટીંકચર ઓફ આયોડીન.

**વર્ણન**—ટીંકચર આયોડીન રેકટીફાઇડ સ્પીરીટ (૧:૪૦); માં બને છે. રંગ ઘેરો લાલ કાળો હોય છે; સ્વાદ ધાતુના જેવો અને ગ્રાહીક હોય છે.

**ગુણ**—ગ્રંથી શામક, ગ્રાહીક, રક્ત શોધક, કફઘ્ન અને મૂત્રલ છે; વધારે પ્રમાણમાં ઝેરે છે.

**નિદાન**—ચાંદી, પ્રમેહ, કંઠમાળ, જુની ખાંસી, ઉર્ણ મેનીન જાઇટીસ, પરનીઓન્સ, અને દાદર, અને બીજા ચામડીના સોજા તથા ગાંઠો, ખરજવા, વિગેરે ઉપર વાપરવાથી સારો ફાયદો થાય છે. વિશેષ હકીકત સારૂ મેટિરીયા મેડિકા પાનું ૩૪૬ જુઓ. અંતરોપચારમાં આ દવા આપવાથી સજોખમ જેવું માલમ પડે તો દવા એકદમ બંધ કરવી.

**માત્રા**—½ થી ૧ મીનીમ એક વખતની માએક વર
સના બચ્ચાને, મોહોટી ઉમરના બચ્ચાને
તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—આમોનીઆ, ધાતુના ક્ષારો, ખનીજ અમ્લ અને વનસ્પતિના ગ્રીહાક પદાર્થો.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૧ મીનીમ ટીંકચર આયોડીન ૧૦ મીનીમ નારંગીનું સરબત અથવા ૧ ડ્રામ શેરીવાઇન મેળવવું.

## અંતરો ઉપચાર.

નં. ૧ ટીંકચર આયોડી ... ... ૧ મીનીમ.
નારંગીનું સરબત ... ... ૧૦ મીનીમ.
નારંગીના ફુલનું પાણી ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૧ થી ૭ વરસના બચ્ચાને કંઠમાળના દરદમાં For Scrophulosis.

નં. ૨ ટીંક્ચર આયોડી ... ... ૧½ મીનીમ.
ટીંક્ચર ફેરીપરકલોરાઇડ ... ૫ મીનીમ.
નારંગીનું સરબત ... ... ૨૦ મીનીમ.
વાઇનમ ફેરીસી ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૩ થી ૪ વરસના બચ્ચાને કંઠમાળના; દરદમાં. For Scrophulosis.

---

## બાહ્યોપચાર.

નં. ૧ ટીંક્ચર આયોડીન.
લીનીમેન્ટ એકોનાઇટ.

બંને સરખા માપે લેઇને મીશ્ર કરવા. (લીમેન્ટ) દાદર ઉપર લગાડવા સારૂ.

---

નં. ૨ ટીંક્ચર આયોડી... ... ... ૨ ડ્રામ.
ઓઇલ કેડેની ... ... ... ૧ આૈંસ.

મિશ્ર કરી ફલાલીનનો કટકો બોળી દાદર પર ઘસવો
For Perniones.

---

## IODUM. આયોડમ અં. આયોડીન.

**વર્ણન**—દરીયાની શેવાળમાંથી બને છે. ઘેરા રંગના કટકા હોય છે, એનો ચળકાટ ધાતુના જેવો હોય છે, ઉડી જાય તેવા, અને વિચિત્ર વાસવાળો, અને કલોરાઇનના જેવા દેખાવવાળો હોય છે; કવચીતજ પાણી સાથે પીગળે છે; પરંતુ આલકો'લ, ઇથર, અને આયોડાઇડ ઓફ પોટાશીયમના સોલ્યુશન સાથે મળવાથી તરત પીગળી જાય છે, ચામડીપર તેનો પીળો ડાઘ પડે છે.

**ઉપયોગ**—બાહ્યોપચારમાં તથા સ્થાનીક દરદોપર લગાડવાના કામમાં, દુર્ગંધનાશક, સડો અટકાવનાર અને રક્તશોધક છે.

**નિદાન**—તિક્ષણ અને જીર્ણ ચાળીઆના દરદપર, ગ્રંથી, કંઠમાળની ગાંઠો અને દાદરપર ઘણીજ ઉપયોગી અને ફાયદાકારક છે, બાહ્યોપચારમાં, ફક્ત મલમ, તેલ,

વિગેરે બનાવવા સારૂ વપરાય છે.

**માત્રા**—૧) ભાગ દવા અને ૧૫૦ ભાગ ગ્લીસરાઇનમાં મેળવી પેઇન્ટ ચોપડવા જેવું પાતળું તૈયાર કરવું, અને ગળાના ચોળીઆપર બ્રશવતી ચોપડવાથી ફાયદો થાય છે.

૧) ભાગ દવા અને ૨૦૦ ભાગ કોલોડીયમ. for Perniones દાદરના દરદમાં.

૧ ભાગ દવા ૩૦ થી ૫૦ ભાગ મલમ. સુજેલી ગાંઠોપરલગાડવાથી ફાયદો થાયછે.

૧ ભાગ દવા અને ૨૦ ભાગ લીનીમેન્ટમાં વપરાતી ચીજો. ( લીનીમેન્ટ )

**વિરૂદ્ધ અસરકારક દવાઓ**—આમોનીઆ, ધાતુના ક્ષારો, ખનીજ અમ્લ, અને વનસ્પતિના એડસ્ટ્રિન્જન્ટસ.

## ઉપચાર.

**નં ૧** Pigment. પીગમેન્ટ, ચોપડવાની દવા.

| | |
|---|---|
| આયોડાઇન ... ... ... | ૩ ગ્રેન. |
| પોટાસ આયોડાઇડ ... ... | ½ ડ્રામ. |

ગ્લીસરાઇન ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી પેનશીલની અણી જેવા અશવતે, સુજેલા ચાળીઆપરલગાડવું.

---

## નં ૨ લીનીમેન્ટ.

આયોડીન ... ... ... ૫ ભાગ.
પોટાસ આયોડાઇડ ... ... ૨ ભાગ.
ગ્લીસરાઇન ... ... ... ૨ ભાગ.
સ્પીરીટવાઇન રેક્ટીફાઇડ... ... ૮૦ ભાગ

---

નં. ૩ આયોડીન ... ... ... ૨½ ગ્રેન.
કોલોડીયમ ફ્લેક્સાઇલ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી કાચના ગોળ સળીઆ વતે ચોપડવું.

---

## નં. ૪ ઓઇન્ટમેન્ટ મલમ.

આયોડીન... ... ... ૧½ ગ્રેન.

| | | |
|---|---|---|
| પોટાસ આયોડાઇડ | ... ... | ૧૫ ગ્રેન. |
| ચોખ્ખું વેસલીન | ... ... | ૧ ઔંસ |

મિશ્ર કરી કંઠમાળની નરમ ગાંઠો પર ચોપડવું.

For Struma Parenchymatosa.

---

**IODOFORMUM.** આયોડોફોરમમ, અં. ફોરમીલ ટ્રીઆયોડાઇડ અથવા આયોડોફોર્મ.

**વર્ણન**—ચળકતી પીળા રંગની ભુકી હોય છે એનો વાસ બહુ તીવ્ર અને મનને ગમે નહી તેવી હોય છે, પાણીની સાથે મળી એક જીવ થતી નથી, પણ આલકોહલ, ઇથર, કલોરોફોર્મ, કોલોડીયન, વેસલિન, બદામનું તેલ અને બીજા તેલોની સાથે સ્હેલાઇથી મળી શકે છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં અને બાહ્યોપચારમાં બન્નેમાં થાય છે. લાહ્ય ન બળે તેવી, દુર્ગંધનાશક, જંતુનાશક, અને રોપણ છે. (બગડી જવાથી આયોડીનના જેવું થઇ જાય છે.)

**નિદાન (ઉપચાર)**—સડેલા ચાંદા, ઘા, ચાંદાના,

પ્રમેહના અને ડીફ્થેરીહીકથી થતા ચાંદા, ફુકાનો સોજો, મેનીન જાઈટીસના તીક્ષણ ચિન્હ દબાઇ ગયા પછી. અજી-ર્ણની પ્રથમ અવસ્થામાં, જઠરના સોજા, અને પેટમાંનાં ઓાબુ કરમ પર આ દવા ઘણીજ ગુણકારક છે; ક્ષયરો-ગમાં તેનો નાસ લેવાય છે: રતવા અથવા સોજાપર કોલો-ડીયનના સરખા ભાગમાં મેળવી ચોપડવાથી આરામ થાય છે.

**માત્રા—અંતરોપચારમાં.**

½ ગ્રેન, એક ડોઝમાં ૧ વરસના બચ્ચાને: મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.
**બાહ્યોપચારમાં**—ઘા ઉપર ભભરાવવામાં, ૧: ૧૨ વેસલીન, મેળવી મલમ, તૈયાર કરવું મેનજાઈટીસ ઉપર લગાડવું. ૧: ૨૦ વેસલીન, નાકના નસકોરાંમાં નાકની અંદરના ડીફ્થેરીઆના દરદમાં દાખલ કરવા સારૂ.
૧: ૧૦—૧૫ કોલોડીયન, બાહારના ઘા ઉપર લગાડવા સારૂ.

## ઉપચારો

નં ૧ આયોડોફોર્મ ... ... ... ½ ગ્રેન.
સોડીઆય કાર્બોનાસ ... ... ૪ ગ્રેન.
સેકરેટેડ આલ્બી... ... ... ૨ ગ્રેન.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૨ વરસના બચ્ચાને આપવું. બીજે દીવસે સવારના એરંડીયું આપવું: ઝીણા કરમ ઉપર (Ascarides.)

---

નં. ૨. આયોડોફોર્મ ... ... ... ½ ગ્રેન.
પલ્વીસ ઇપીકાક કો; ... ... ½ ગ્રેન.
સેકરેટ લેકટીસ... ... ... ૫ ગ્રેન.

મિશ્ર કરી એક પડીકું દર બએ કલાકે. દશ પડીકા સુધીલેવા. ૧ થી ૨ વરસના બચ્ચાને. તિક્ષણ જઠરના સોજા ઉપર. acute gastro enteritis.

---

નં. ૩. બાહ્યોપચાર.
આયોડોફોર્મ ... ... ... ૪૦ ગ્રેન.

વેસલીન ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી મલમ તૈયાર કરવું. માથાપર હજામત કરાવી દર સવારના ચોપડવું અને તેના પર મેકીન-ટાશ નામની ટોપી પહેરવી. મગજના અંતરાવરણના સોજાપર, તીક્ષણ ચિન્હ દબાઇ ગયા પછી.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૪. | આયોડોફાર્મ ... | ... ... | ૨૪ ગ્રેન. |
| | મ્યુસીલેજ ટ્રેગેકેન્થ | ... | જોઇતા પ્રમાણમાં. |
| | ગ્લીસરાઇન ... | ... ... | ½ ઔંસ. |
| | પાણી (ડીસ્ટીલ્ડ વાટર)... | ... | ½ ઔંસ. |

મિશ્ર કરી તેનો આઠમો ભાગ દરરોજ સાંજના મૂત્રાશયના સોજાના વરમ ઉપર પીચકારીથી ત્વચામાં દાખલ કરવો. (સિસટાઇટિસ.)

Note—Iodoform is not to be given to children with nephritis, in whom it may produce symptoms of severe poison-

ing. (આયોડોફોર્મ જે બચ્ચાને ગુરદાનું, અથવા મુત્ર પીંડનું દરદ હોય તેને આ દવા આપવી નહી, કારણ તે-નાથી સખત ઝેરી ચિન્હો પેદા થઇ બચ્ચું મરી જાય છે.)

---

**JABORANDI INFUSUM.** જેબોરેન્ડી ઇનફ્યુઝમ.

ઉપનામ Pilocarpus Pennatifolia, પાઇલોકાર્પસ પેનેટી ફોલીઆ. જેબોરેન્ડીનુ ઇનફ્યુઝમ. (ઉકાળો)

**ઉપયોગ**—અંતરોપચારમાં, આપવાથી જોરાવર અને તાબડતોબ પરસેવો લાવે છે તથા થુંક પેદા કરે છે, અને આંખોને સંકુચીત કરે છે.

**નિદાન**—તિક્ષ્ણ ગુરદાના દરદમાં જ્યારે પેશાબ ઘણોજ થોડો ઉતરતો હોય ત્યારે, અને અળાઇઓ, ગલસુણા થયા હોય ત્યારે વાપરવાથી સારો ફાયદો થાય છે. વધારે હકીકત અમારી મેટિરીયામેડીકામાં જોવાથી માલમ પડશે.

**માત્રા**—½ થી ૧ ડ્રામ ઉકાળો. ૧ થી ૨ વરસના બાળકને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—એક ડ્રામ ઉકાળામાં ૧૫ મીનીમ નારંગીનો સરબત ઉમેરવો.

## ઉપચાર.

નં.. ૧. ઈનફ્યુઝમ જેબોરેન્ડી... ... ૧ ડ્રામ.
નારંગીનો સરબત ... ... ૧૫ મીનીમ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. બે વરસના બાળકને. For scarlatinal Nephtiritis. ( રતવાથી થયેલા ગુરદાના દરદમાં. )

**નોટઃ**—બેલાડોનાની ઝેરી અસરમાં જેબોરેન્ડી આપવાથી વિષનાશક અસર કરે છે.

---

**JALAPÆ PULVIS COMPOSITUS.** પલ્વીસ જાલપી કંપોઝીટસ. અં૦ કંપાઉન્ડ પાઉડર ઓફ

જાલપ. ગુ૦ જાલપનો મિશ્રિત ભુકો.

**વર્ણન**—બનાવટ પાંચ ભાગ જાલપનો ભુકો અને નવ ભાગ એસીડ ટારટરેટ ઓફ પોટાસીયમ, અને એક ભાગ સુંઠનો ભુકો.

**ગુણ**—અંતરોપચારમાં ધીમો દસ્ત લાવવા તથા કૃમિઘ્ન તરીકે વપરાય છે.

**નિદાન**—જીર્ણ અંધકોષમાં, કાળજાના વધારામાં, તિક્ષણ ગુરદાના દરદમાં અને ઝીણા કરમના દરદપર વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા**—૧ થી ૨ ગ્રેન એક વખતની માત્રા ૧ વરસના બચ્ચાને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

## ઉપચાર.

**નં. ૧** પલવીસ જાલપી કો. ... ... ૨ ગ્રેન.
પલવીસ હાઇડ્રારજીરી કમક્રીટા... ... } ... ... ૧ ગ્રેન.

મિશ્ર કરી એક વરસના બચ્ચાને આપવું.

નં. ૨ પલ્વીસ જાલપી કો. ... ... ૨ ગ્રેન.
પલ્વીસ રીઈ ... ... ... ૨ ગ્રેન.
નજનો ભુકો ... ... ... ૧ ગ્રેન.

મિશ્ર કરી સવારની વખતે આપવું, એક વરસના બચ્ચાને બંધકોષ ઉપર. Constipation.

---

**KAMALA.** કમાલા અં૦ કમાલા. ગુ૦ કપીલો.

**વર્ણન**—ઝીણો દાણાદાર લાલ ઈંટના જેવા રંગનો હોય છે; લગભગ સ્વાદ રહીત અને વાસ રહીત હોય છે; પાણીમાં મિશ્ર થતો નથી, આલકોલ, ઇથર અને કલોરો ફોર્મમાં મળી જાય છે અને તેનો રંગ ઘેરો લાલ થાય છે.

**ગુણ**—કૃમિઘ્ન તરીકે અંતરોપચારમાં વપરાય છે.

**નિદાન**—ચપટા કરમમાં ઘણો ફાયદો કરે છે. અને આમલીના ગરની સાથે આપવાથી સ્વાદીષ્ટ થાય છે.

**માત્રા**—૧૦ થી ૨૦ ગ્રેન. એક વખત. ૪ થી ૮ વરસના બચ્ચાને; ૩૦ થી ૪૫ ગ્રેન મોહોટી ઉમરના છોકરાઓને.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | કમાલા... | ... ... ... | ૨૦ ગ્રેન |
| | આમલીનોગર | ... ... ... | ૧ દ્રામ |

મિશ્ર કરી તેના બે ભાગ કરી એક કલાકમાં બે વખત લેવા; ૭ વરસના બચ્ચાને. Toenia Solium. લાંબા ચપટા કરમ સારૂ.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | કમાલા... | ... ... ... | ૧૫ ગ્રેન |
| | કુસોના ફુલ | ... ... ... | ૧૫ ગ્રેન. |
| | ફલીસ રેડીકસ ફીલીસીસ... | ... | ૧૫ ગ્રેન. |
| | સીરપ ઝીંઝીબેરી. | ... ... | ૧ ઔંસ. |
| | એકવા એનીસી... | ... ... | ૪ ઔંસ. |

મિશ્ર કરી ટેબલ સ્પુન ફુલ દર બબે કલાકે આઠ વરસની ઉમરના બચ્ચાને. (Toenia) ચપટાકરમ સારૂ.

**KINO**. કાઇનો. **અં૦** કાઇનો **ગુ.** હીરા દખણ.

**વર્ણન**—કાઇનો પલ્વીસ કંપોઝીટસમાં કાઇનો, અફીણ અને તજની છાલનું માપ ૧૫: ૧: ૧૪. છે. (કાઇનો ૧૫ ભાગ, અફીણ ૧ ભાગ, અને તજની છાલ ૧૪ ભાગ.) કાઇનો સ્વાસ રહીત અને અતિગ્રાહીક હોય છે, અને તેની અંદર મુખ્યત્વે કરી કાઇનો ટૅનિક આસિડ સમાયેલ હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં ગ્રાહીક, રક્ત સ્તંભક તરીકે વપરાય છે.

**નિદાન**—નાના આંતરડાની અંદર પડેલા ચાંદા ઉપર વાપરવાથી સારો ફાયદો થાય છે. વધારે હકીકત સારૂ અમારી મેટિરીયા મેડિકા જુઓ.

**માત્રા**—$\frac{1}{2}$ ગ્રેન એક વરસના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—ખનીજ અમ્લો, ક્ષારો, અને કાર્બોનેટસ, ધાતુના ક્ષારો, અને જીલેટીન.

## ઉપચાર.

નં. ૧ પલવીસ કાઇનો કો; ૭ ગ્રેન રાતના સુતી વખતે ૭ થી સાત વરસના બચ્ચાને આપવો. હોજરીની અંદરના ક્ષત મટાડવા સારૂ (Ulcerative enteritis.)

---

**KINO TINCTURA.** કાઇનો ટીંકચ્યુરા અં. ટીંકચર ઓફ કાઇનો ગુ. હીરા દખણનો અર્ક.

**વર્ણન**—રેકટી ફાઇડસ્પીરીટમાં તેનું ટીંકચર બને છે, (૧: ૧૦); વાસ રહીત અને સ્વાદમાં ઘણુંજ ઉગ્ર હોય છે. ગુણ અને ઉપયોગ પાઉડર કાઇનોને મળતા છે.

**માત્રા**—૫ મીનીમ એક વખત એક વરસના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—કાઇનોપાઉડરમાં આપેલ છે તેજ સમજવી.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૫ મીનીમમાં એક ડ્રામ તજનું પાણી નાંખવું.

### ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ટીંક્ચર કાઇનો | ... ... | ૫ મીનીમ. |
| | ટીંક્ચર નકસવોમીકા | ... ... | ૨ મીનીમ. |
| | તજનો સરબત | ... ... | ૧૦ મીનીમ. |
| | તજનું પાણી... | ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને હોજરીના આંતરડાના ક્ષત ઉપર. (Ulclrative enteritis.)

---

## KRAMERIÆ TINCTURA. ક્રેમેરાઇટિંક્ચ્યુરા અં.

ટિંક્ચર ઓફ રેટની ગુ. રેટનીનો અર્ક.

**વર્ણન**—પ્રુફ સ્પીરીટમાં બને છે, ( ૧: ૮ ); સ્વાદ જલદ, વાસ માલમ પડતો નથી, જલદ ગ્રાહીક છે. તેનું સત્વ કાઇનો ટેનિક એસિડ છે.

**ગુણ**—અંતરોપચારમાં તથા સ્થાનીક ઉપચાર-માં ગ્રાહીક તરીકે વપરાય છે.

**નિદાન**—પારાને લીધે મોં આવ્યું હોય; અને ગળુ સુજી ગયું હોય તથા ચોળીઆ આવ્યા હોય તથ પેટની હોજરીના નાના આંતરડામાં ક્ષત થયા હોય ત્યારે આ દવા ઘણીજ ગુણકારક છે.

સંગ્રહણી તથા જુના મરડાના દરદમાં જ્યારે અતિ-શય લોહી આંતરડામાંથી પડે છે ત્યારે આ દવા વાપર-વાથી લોહી ઝટ બંધ થઇ જાય છે.

**માત્રા—અંતરોપચારમાં** ૩ થી ૫ મીનીમ એક વર-સના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્થાનિક ઉપચારમાં.** ૩૦ થી ૪૦ મી-નીમ એક ટંબલર ભરીને પાણીમાં નાંખી મોહોડાની અંદરનો દરદવાળો ભાગ ધોવા સારૂ તથા કોગળા કરવા સારૂ.

**વિરૂદ્ધ અસર કરનારં દવા**—ક્ષારો, ખનીજ અમ્લો; લોહના ક્ષારો.

**સ્વાદીષ્ટ કરવા**—૧ મીનીમ ટીંકચર કેમેરાઇ અને પાંચ મીનીમ નારંગીનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ટીંકચર કેમેરાઇ | ... ... | ૪૦ મીનીમ. |
| | નારંગીનો સરબત | ... ... | ½ આંસ. |
| | પેપરમીટનું પાણી (એકવામેન્થા પીપરેટા) | ... | ૬ આંસ. |

મિશ્ર કરી મોહોડાની અંદર ધોવા તથા કોગળા કરવા સારૂ; Follicular Tonsillitis.

( મોંઢાની અંદર ઝીણી ફોલ્લીઓ થઈ હોય ત્યારે તથા ચોળીઆના દરદમાં કોગળા કરવા સારૂ. )

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | ટીંકચર કેમેરાઇ | .. ... | ૫ મીનીમ. |
| | એક્સ્ટ્રાક્ટ હિમેટોક્સી | ... | ૪ ગ્રેન. |

| | |
|---|---|
| નારંગીનો સરબત ... ... | ૩૦ મીનીમ. |
| પીપમીન્ટનું પાણી. (એકવામેન્થા પીપરેટા) | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એકથી બે વરસના બચ્ચાને આંતરડાના સોજાના સુક્ષ્મ ગ્રંથી ઉપર.

---

## LACTICUM ACIDUM. એસિડમ લેક્ટિકમ. અં. લેક્ટીક એસિડ.

**વર્ણન**—રંગ રહીત સ્વચ્છ અને વાસ વિનાનું સરબતના જેવું પ્રવાહી હોય છે. અને સ્વાદ ખાટો હોય છે, આની અંદર ૭૫ થી ૮૦ ટકા ખરૂં એસીડ હોય છે, પાણી, આલકોહોલ, અને ઇથરની સાથે મિશ્ર થઇ જાય છે.

**ગુણ-સ્થાનીક ઉપચારમાં**—દુર્ગંધનાશક અને દાહક છે.

**અંતરોપચારમાં**—પેટમાંનો ખોરાક કહોવાઇ જતો હોય ત્યારે દુર્ગંધનાશક તરીકે વપરાય છે.

**નિદાન**—ડીફ્થેરીઆ, નાકમાંના મસા, ગ્રંથીના ક્ષતો, અને ગળાની અંદરના તથા ચામડીના ક્ષતોપર અને નાના બચ્ચાના વિશુચિકા (કોગળીઆ)ના દરદ ઉપર ઘણુંજ ઉપયોગી છે.

**માત્રા**—અંતરોપચારમાં ૧ મીનીમ એક વખતની માત્રા આખા દીવસમાં ૭ મીનીમ એક વરસની અંદરના બચ્ચાને આપવી; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

**સ્થાનિક ઉપચારમાં**—સેંકડે ૨ થી ૫ ટકાના પ્રમાણનું સોલ્યુશન ગળાની અંદર ડીફ્થેરીઆના દરદમાં સ્વાસ નળીપર ચોપડવા સારૂ બનાવવામાં આવે છે.

૧૦ થી ૨૦ પરસેંટ સોલ્યુશન ગળામાં ડીફ્થેરીયા ઉપર બ્રશથી લગાડવામાં.

૧૫ થી ૮૦ પરસેંટ, સોલ્યુશન નાકની અંદરના, કંઠ નળીના ક્ષતોને બાળી નાખવા (દહન) સારૂ: ચોખ્ખું લેકટીક એસિડ બાહારની ત્વચાની અંદરની ગાંઠોની પિડાને બાળી નાંખવા (દહન) સારૂ.

**સ્વાદીષ્ટ કરવા**—૧ મીનીમ લેકટીક આસીડ અને ૧૦ મીનીમ સાદો સરબત અથવા ગ્લીસરાઇન મેળવવો.

**ઉપચાર.**

નં. ૧ એસિડલેક્ટીક... ... .. ૧૦ મીનીમ.
સરબત ... ... ... ૧૦ મીનીમ.
પાણી. ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દર બબ્બે કલાકે ૭ મહીનાના બાળકને વિશુચિકા ( કોલેરા ) ઉપર. (Cholera Infantum.)

---

નં. ૨ એસિડલેકટીક... ... ... ૨ મીનીમ.
ગ્લીસરાઇન ... ... ... ૨૦ મીનીમ.
પાણી. ... ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં પાંચથી ૭ વખત, ૧ થી ૨ વરસના બચ્ચાને વારંવાર લીલા રંગના ઝાડા થતા હોય ત્યારે.

## LAVANDULÆ TINCTURA COMPOSITA.

લવેન્ડયુલી ટિંકચૂરા કંપોઝીટા. અ૦ ટીંકચર ઓફ લવેન્ડર.

**બનાવટ**—લવેન્ડરનું તેલ ... ... ૧½ ડ્રામ.

રોઝમરીનું તેલ ... ... ૧૦ ટીંપા.

તજનો ભુકો... ... ...૧૫૦ ગ્રેન.

જાયફળનો ભુકો ... ...૧૫૦ ગ્રેન.

રાતી સુખડનો ભુકો ... ...૩૦૦ ગ્રેન.

રેકટીફાઇડ સ્પીરીટ ... ... ૪૦ ઔંસ.

વાયુના દરદોમાં, અજીર્ણમાં, હીસ્ટીરીયામાં અને બીજી દવામાં યોગવાઇ તરીકે વપરાય છે.

**માત્રા**—૫ મીનીમ એક વરસના બચ્ચાને.

---

## LINI OLEUM. લીની ઓલ્યમ. અં૦ લીંસીડ ઓઇલ.

ગુ૦ અળસીનું તેલ.

**વર્ણન**—ઘેરા કાળા પીળા રંગનું હોય છે. ખુલ્લું રહેવાથી ઘટ્ટ થઇ થાય છે.

ગુણ—ચામડીને સુંવાળી, રાખવાનો તથા તેનું રક્ષણ કરવાનો છે.

દાદ, ચાઠા તથા બળેલી ચામડીપર એકલું અથવા ચુનાના પાણીના સંયોગમાં વપરાય છે.

બળેલી ચામડીપર પહેલા તથા બીજા દરજનમાં તેનું લીનીમેન્ટ ચોપડવાથી ફાયદો થાય છે.

## ઉપચાર.

નં ૧ ઓલ્યમલીની. } બને સરખા વજને મેળવવા
લાઇકર કેલસી. } થી લીનીમેન્ટ થાય છે.

Scalds and Burns.

લીંસીડની પોટીસ ( અળશીને ખાંડીને ) બનાવવામાં આવે છે.ત્રીદોષના રોગ,ફેફસાંના સોજા,ફેફસાના અંતર પડના સોજા. ઉધરસમાં, શ્વાસ નળીના સોજાથી થયેલા ન્યુમોનીયાના દરદમાં, મુંઝારાની ગાંઠના દરદમાં, અળસીની પોટીસ ગરમ કરી મુકવાથી સારો ફાયદો થાય છે.



## LIPANIN. લિપેનીન.

**વર્ણન**—ઓલીવનું તેલ અને ૭ પરસેંટ ઓલીક એસીડના મિશ્રણથી થાય છે. અને કોડલીવર કરતાં શરીરમા જલદીથી પ્રસરી રકત સાથે મળી જાય છે સ્વાદ અને વાસ મન પસંદ હોય છે.

**ઉપયોગ**—કોડલીવર ઓઇલના બદલે વાપરવામાં આવે છે.

**નિદાન**—દુબળા નવાઇ ગયેલા બચ્ચાંને આપવા ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—૧ ડ્રામ દીવસમાં બે અથવા ત્રણ વખત જન્મ્યા પછી એક વરસની અંદરના બચ્ચાને અપાય છે.

૨ ડ્રામ બે વખતની માત્રા ૨ થી ૪ વરસના બચ્ચાને.

૪ ડ્રામ મોહોટી ઉમરના બચ્ચાને.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ઔંસ લિપેનીનમાં એક મીનીમ

પીપરમીંટ નાંખવું.

## ઉપચાર.

**નં. ૧** લિપેનીન ... ... ... ૩ ઔંસ.
પીપરમીંટનું તેલ ... ... ૩ મીનીમ.
મિશ્ર કરી એક નાની ચાહાની ચમચા દીવસમાં ત્રણ વખત જમ્યા પછી એક વરસના બચ્ચાંને. બચ્ચાંના તવાઇ જવાના રોગપર, Rhachitis.

---

**LOBELIÆ TINCTURA.** લોબીલી ટીંક્ચુરા અં. ટીંક્ચર લોબેલીયા.

ગુણ—નાના પ્રમાણમાં કફઘ્ન, શ્વાસઘ્ન, સ્વેદલ, પીડાશામક અને ચુંક તથા વાયુનો ગોળો મટાડનાર છે. વધારે પ્રમાણમાં વમનકારક, રેચક, તીક્ષ્ણ ઘેન લાવનાર અને રકતાશયને મંદ કરે છે.

**નિદાન**—શ્વાસ નળીથી થયેલા દમના રોગમાં આ દવા આપવાથી સારો ફાયદો કરે છે. બે વરસની અંદરના બચ્ચાંને આ દવા આપવી નહીં.

**માત્રા**—૧ થી ૨ મીનીમ બે વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં

**સ્વાદિષ્ટ કરવા**—૧ મીનીમ ટીંકચર લોબેલીઆ અને ૧૦ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

### ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | ટીંકચર લોબેલીઆ ... | ... | ૫ મીનીમ. |
| | નારંગીનો સરબત ... | ... | ૫૦ મીનીમ. |
| | સ્પીરીટ વારૉન રેકટીફાઈડ | ... | ૧૦ મીનીમ. |
| | પાણી (ડીસ્ટીલ્ડ વૉટર) | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ૬ થી ૮ વરસના બચ્ચાને સ્વાસ નળીનાવરમથી થયેલા દમ ઉપર. Bronchial Asthma.

---

**MAGNESII CARBONATIS LIQUOR.** મૅગનૅસી કાર્બોનેટીસ લાઇકર. **અ૦** સોલ્યુશન ઑફ કાર્બોનેટ ઑફ મેગનેસીયા.

**વર્ણન**—સોલ્યુશન કાર્બોનીક એસીડ સાથેનું; આની

અંદર બે પરસેંટ કાર્બોનેટ ઓફ મેગનેસીઆ સમાયેલો હોય છે; અને સ્હેજ ક્ષાર જેવો સ્વાદ હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં ( ઍનટેસીડ ) ખટાશ દુર કરનાર છે.

**નિદાન**—છાતીમાં બળતી લાહ્ય, અજીર્ણ, માથાના દુખાવા, ખટાશના વ્યાધી, સુંકના વ્યાધી, બકારી, ઉલટી અતિસારના દરદ વિગેરેપર સારો ફાયદો કરે છે.

**માત્રા**—૧ ડ્રામ એક વખતની માત્રા, એક વરસના બચ્ચાને; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—અમ્લો, ખટાશમય ક્ષારો, ધાતુના ક્ષારો, હાઇડ્રોક્લોરેટ ઓફ આમોનીઆ, ચુનાનું પાણી, અને ફટકડી.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ડ્રામ લાઇકર મેગનેસી કાર્બોનેટીસમાં ૧૦ મીનીમ સીરપટોલુ નાંખવું.

**ઉપચાર.**

**નં. ૧.** મેગનેસીઆસલફેટ... ... ... ૧ ડ્રામ.

સ્પીરીટ ઈથરીસ. ... ... ૧ ડ્રામ.
સીરપ ટોલુ ... ... ... ૨ ડ્રામ.
લાઇકર મેગનેસીયા કાર્બોનિટીસ ... ૨ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની નાની ચમચી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને, બંધકોષ આમ વાત સાથે હોય ત્યારે. constipation with flatulence.

---

| નં. ૬ માની ઑપટીમી Mannae optimoe. | ૫ મીનીમ. |
|---|---|
| સીરપ સેના ... ... | ... ૫ મીનીમ. |
| સીરપ ટોલુ ... ... | ... ૫ મીનીમ. |
| લાઇકર મેગનેસા કાર્બોનિટીસ | ... ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ માસના બાળકથી એક વરસના બાળકને. ચીકણો રક્તમય ઝાડો થતો હોય ત્યારે. Slimy motions, streaked with blood.

**નોટ**—તેજાબ અને આર્સેનીકના ઝેરપર હાઇડ્રેટ ફેરીનેસી કાર્બોનેટીસ વિપક્ષ અસર ઘણી સારી કરે છે.

---

**MAGNESII SULPHAS.** મૅગનૅસી સલ્ફાસ. **અં૦** મેગનેસાયા સલ્ફેટ. ઉપનામ—એપસમ સોલ્ટ.

**વર્ણન**—નીલાયતી ઝીણા મોરસ જેવા દેખાવની હોય છે. અને પાણીની અંદર જલદીથી પીગળી જાય છે, સ્વાદ કડવો તુરો અને મનને પસંદ ન પડે તેવો હોય છે.

**ગુણ**—**અંતરોપચ્યારમાં** ખટાશ દૂર કરનાર, રેચક તથા સ્હેજ મૂત્રલ છે.

**નિદાન**—બંધકોશથી થયેલા અજીર્ણ ઉપર, જળોદર, જુલાબ લેવા સારૂ, બંધ કોષથી થયેલા ગુરદાના દરમાં અને ઝીણા કરમ ઉપર સારી અસર કરે છે; અને કફને ગાળી નાખી પાણી રૂપે તેને ઝાડા વાટે બહાર કાઢે છે.

**માત્રા**—૩ થી ૫ ગ્રેન એક વખતની માત્રા એક વરસના બચ્ચાને, મોહોટાને તેની ઉમરના પ્રમાણમાં આપવી.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો, ક્ષારમય કાર્બોનેટસ, ચુનાનું પાણી, એસેટેટસ ઓફ લેડ, નાઇટ્રેટ ઓફ સીલ્વર.

**સ્વાદિષ્ટ કરવા**—૧ ગ્રેન મેગ સલ્ફમાં ૧ મીનીમ સુઠનો સરબત ઉમેરવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | મેગનેસીયાસલ્ફેટ. | ... ... | ૧ ડ્રામ. |
| | ફેરીસલ્ફેટ. | ... ... ... | ૮ ગ્રેન. |
| | એસિડસલ્ફ્યુરીક ડીલ્યુટ જોઇતા પ્રમાણમાં. | | |
| | સીરપ ઝીન્જીબેરીસ. | ... ... | ½ આંસ |
| | એકવા ડેરૂઆઇ... | ... ... | ૪ આંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક ચા'ની નાની ચમચી, ૧ થી ૨ વરસના બચ્ચાને જુનું બંધકોષની સાથે પાન્ડુરોગ હોય ત્યારે.

**Chronic constipation with anaemia.**



| | | | | |
|---|---|---|---|---|
| નં. ૨ | મેગનેસીયાસલ્ફેટ. | ... | ... ૫ | ગ્રેન. |
| | સોડીસલ્ફેટ ... | ... | ... ૨ | ગ્રેન. |
| | સોડીક્લોરાઇડ... | ... | ... ૨ | ગ્રેન. |
| | એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ... | | ... ૧ | મીનીમ. |
| | સીરપ ઝીન્જીબરીસ | ... | ... ૧૫ | મીનીમ |
| | એક્વા કેરૂઆઇ | ... | ... ૧ | ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને જીર્ણ બંધકોષ ઉપર.

Chronic constipation.

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૩ | મેગનેસીઆ સલ્ફેટ | ... | ... ૫ | ગ્રેન. |
| | ટીંક્ચર રીહીઆઇ | ... | ... ૧૦ | મીનીમ |
| | લાઇકર ઝીન્જીબેરીસ. | ... | ... ૫ | મીનીમ |
| | એક્વા કેરૂઆઇ... | ... | ... ૧ | ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસના બચ્ચાને અજીર્ણ અને બંધકોષ ઉપર. Dyspepsia and constipation.

---

## MALTI EXTRACTUM. માલ્ટી એકસ્ટ્રાકટમ.

સાધારણ રીતે તેને માલટાઇન ના નામથી ઓળખવામાં આવે છે.

**વર્ણન**—પીળો ભૂરો સરબતના જેવો પ્રવાહી અને સ્વાદીષ્ટ હોય છે.

**ઉપયોગ**—પૌષ્ટીક ખોરાક તરીકે વપરાય છે.

**નિદાન**—જ્યાં કોડલીવર ઓઇલ વાપરવા ભલામણ કરી હોય ત્યાં આ દવા વાપરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે. પણ ખામી માત્ર એટલીજ છે કે તે જલદીથી પાચન થતું નથી.

**માત્રા**—½ દ્રામ એક વખતની માત્રા ૭ મહીનાના બાળકથી એક વરસની ઉમરના બાળકને; મોહોટી ઉમરનાને વયના પ્રમાણમાં જમ્યા પછી થોડા દુધમાં મેળવી પાતળું કરી પાવું.

---

## MANNA. માના. અં૦ માના ગુ૦ શીરખેસ્ત.

આ દવાનો ગુણ નરમ રેચક છે, સ્વાદ મીઠો હોયછે.

પરંતુ સ્હેજ ઉગ્ર અને કડુ છે. ખાસ કરીને નબળા બાંધાવાળાં બચ્ચાં અને સ્ત્રીઓને તથા વૃદ્ધ માણસને રેચક તરીકે સ્હેલાઇથી આપી શકાય છે, આની અંદર સ્હેજ ચુંક અને આંકડી ઉત્પન્ન કરવાની અસર રહેલી છે; માટે તેની સાથે વાત હર દવા મેળવી આપવાથી સારો ગુણ આપે છે.

**માત્રા**—૧૫ ગ્રેન ૭ મહીનાના બાળકને. ૩૦ ગ્રેન એક વરસના બાળકને: મોહોટી ઉમરનાને વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા**—૧૫ ગ્રેન માના, ૨ ડ્રામ એકવા ફીની કયુલાઇ અથવા કેકઆઇમાં મેળવવાથી સ્વાદીષ્ટ થાયછે.

## ઉપચાર.

નં. ૧ માના ... ... ... ... ૧૭ ગ્રેન.
એકવા ફીનીકયુલાઇ ... ... ૧ ડ્રામ

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૩ થી ૭ માસના બાળકને બંધકોશ ઉપર આપવું.

નં. ૨ માના ... ... ... ... ૨ દ્રામ.
સરબત... ... ... ... ૪ દ્રામ.
એકવા કેરૂઆઇ... ... ... ½ ઔંસ.

મિશ્ર કરી એકથી બે ચાની નાની ચમચી દીવસમાં ત્રણ વખત બંધકોષ ઉપર.

---

**MENTHÆ PIPERITÆ SPIRITUS**. મેન્થી પીપરીટી સ્પીરીટસ. **અં૦** સ્પીરીટઓફ પીપરમીન્ટ.

**વર્ણન**—આની અંદર ૧ ભાગ વોલેટાઇલ તેલ અને ૪૯ ભાગ રેકટીફાઇડ સ્પીરીટ આવે છે. આનો સ્વાદ તથા વાસ મન પસંદ હોય છે.

**ગુણ**—અગ્નિવર્ધક, ચુંક, આંકડી મટાડનાર, ગરમ અને વાતહર છે. અને બીજી દવાઓની સાથે સુવાસીક તરીકે ગોઠવાઇ માટે વપરાય છે.

**માત્રા**—૩ મીનીમ. ૭ મહીનાના બાળકથી એક વરસના બાળક માટે; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

---

**MENTHOL.** મેન્થૉલ. અં૦ મેન્થૉલ.

**વર્ણન**—મેંથાલના ઝાડના પાલામાંથી જે તેલ નીકળે છે, તેમાંથી બને છે.

રંગમાં સફેદ ચળકતા કાચ જેવો, અને તેની વાસ પેપરમીન્ટના જેવી હોય છે; પાણીમાં પીગળતું નથી પણ આલ્કોહાલ, ઈથર, ક્લોરોફોર્મ, ખાસ નક્કી કરેલા તેલો અને જલદી ઉડી જઈ શકે તેવા તેલોમાં ઓગળી જાય છે.

**ઉપયોગ**—**બાહ્યોપચારમાં**, દુર્ગંધનાશક અને મસ્તકની પીડાને મટાડવા સારૂ વપરાય છે.

**અંતરોપચારમાં**, મજ્જાતંતુ ઉપર પૌષ્ટીક અને શાંતિપ્રદ છે.

**નિદાન**—માથાના દરદો ઉપર, આદા શીશી ઉપર, ઉંટાટીઆ ઉપર, સ્વાસ નળીના સોજાની ગાંઠો ઉપર, ડીફ્થેરીઆ, અને બળી ગયેલી ચામડી ઉપર વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—**અંતરોપચારમાં**, ½ ગ્રેન ૭ માસથી એક

વરસના બાળકને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**બાહ્યોપચારમાં**, આ દવાની લાકડી અથવા શંકુ આકારની સોગટીઓ આવે છે, અને દુઃખતા ભાગપર ઘસવાથી પ્રથમ ગરમ અસર થઇ પાછળથી ઠંડી અસર થાય છે.

૧૦ થી ૨૦ પરસેન્ટ ઓઇન્ટમેન્ટ (મલમ) બળેલી ચામડીપર લગાડવામાં આવે છે.

૨૦ પરસેંટ સોલ્યુશન ઓલીવ ઓઇલમાં બનાવી તેનો ઉપયોગ નાકની અંદરના ભાગમાં ડીફથેરીઆના દરદમાં લગાડવાથી ફાયદો થાય છે.

૧૦ પરસેંટ સોલ્યુશન ગળાની અંદરના દરદમાં છાંટવા તરીકે વપરાય છે.

**સ્વાદિષ્ટ કરવા**—૧ ગ્રેન મેંથોલમાં ૨ ગ્રેન સાકર નાંખવાથી સ્વાદીષ્ટ બને છે.

## ઉપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૧ મેન્થોલ | ... | ... | ... | ૧ ગ્રેન. |
| દુધની ખાંડ | ... | ... | ... | ૧૨ ગ્રેન. |

મિશ્ર કરી ૬ પડીકા કરવા એક પડીકુ દર બે કલાકે ઉંટાટીઆમાં વમન થતું હોય ત્યારે. vomiting in Pertussis.



**MORI SYRUPUS.** મોરી સીરપ. અં૦ સીરપ ઓફ મલબેરી. ગુ૦ શેતુરનો સરબત.

**વર્ણન**—આના ફળ નાના અને લાંબા નરમ, પીપરોના જેવા હોય છે અને તેની અંદર ઝીણા ગોળ બી હોય છે. રંગમાં લીલા, અને કેટલાંક જાંબુડા રંગના હોય છે, સ્વાદમાં કાચા હોય ત્યારે ખાટા લાગે છે, અને પાકેલા ગળ્યા લાગે છે, એનું સરબત બને છે, અને તેનો ઉપયોગ બીજી દવાઓને રંગ આપવા તથા સ્વાદીષ્ટ કરવામાં થાય છે.

ગુણ—શીતળ અને ગ્રાહીક છે.

**શરબત બનાવવાની રીત.**

| | | |
|---|---|---|
| શેતુરનો રસ.... | ... | ... ૨૦ ઔંસ. |
| ધોયેલી સાકર... | ... | ... ૨¼ શેર. |
| રેકટીફાઇડસ્પી રીટ. | ... | ... ૨½ ઔંસ. |

માત્રા ૫ થી ૩૦ મીનીમ.

**નિદાન**—શેતુરના પાનનો તાજો, રસ, તણખીઆ. ઉનવા, તાવમાં લાગતી તૃષા તથા દાહ ઉપર અપાય છે.

---

**MORPHINA HYDROCHLORAS.** મોર ફાઇન હાઇડ્રોકલોરાસ અં. હાઇડ્રોકલોરેટ ઓફ મોરફાઇન.

**વર્ણન**—સફેદ ભુકો રેશમના જેવી ચળકાટવાળા હોય છે, ૨૨ ભાગ પાણીમાં એક ભાગ દવા પીગળી શકે છે. સ્વાદ કડવો હોય છે.

**ઉપયોગ**—હાયપોડર્મીકલી ( ત્વચામાં પીચકારી-નારૂપમાં ઉપયોગ કરવામાં આવે છે. ) પીડા શામક, ઘેન

લાવનાર, તથા દુઃખદાયક આંકડી તથા વારંવાર ઉલટી થતી હોય ત્યારે વાપરવાથી સારો ફાયદો થાય છે.

**વિશેષ વર્ણન**—આ દવા અતિશય ઝેરી હોવાથી નાના બચ્ચાંને આપવામાં ખાસ અનુભવી ડાકતર શીવાય આપવી નહી. આ દવાની વધારે માહાતી સારૂ અમારી મેટીરીઆ મેડિકા જોવી. પાનું ૬૩, તેમ છતાં આ વિષય બચ્ચાંનો હોવાથી બચ્ચાને આપવામાં આવતી માત્રાઓ બતાવવામાં આવી છે.

**નિદાન**—આંકડી, તીક્ષ્ણ હોજરીના સોજાને લીધે વારંવાર થતી ઉલટીઓ પર, કંઠ નળીના સોજાથી થએલ દમપર, ઉંટાટીઓ, કુકડીઆ ખાંસા, નજલો વિગેરે દરદોપર ઉપયોગ કરવાથી ઘણોજ સારો અને તાત્કાલીક ફાયદો થાય છે. એક વરસની અંદરના બચ્ચાને આ દવા આપવી નહી. પરંતુ કંઠ નળી અને ફેફસાના દરદથી અતિ ઉદ્વેગ થાય તો ૨ થી ૩ વરસના બચ્ચાને જ્યારે બીજી દવાઓથી ફાયદો ન થયો હોય ત્યારે ન છુટકે અનુભવી પાસ થયેલા ડાકતરે આ દવાનો ઉપયોગ

કરવો, લેભાગુ અને અનુભવ મેળવનારે આ દવા કદી પણ વાપરવી નહીં.

**માત્રા—અંતરોપચારમાં.**

$\frac{1}{200}$ ગ્રેન એક વખતની માત્રા ૧ થી ૨ વરસના બચ્ચાને.

$\frac{1}{60}$ ગ્રેન. „ ૨ થી ૩ „

$\frac{1}{30}$ ગ્રેન. „ ૪ થી ૬ „

$\frac{1}{20}$ ગ્રેન થી $\frac{1}{15}$ ગ્રેન એક વખતની માત્રા ૬ થી ૮ વરસના બચ્ચાને.

$\frac{1}{15}$ થી $\frac{1}{12}$ ગ્રેન. „ ૮ થી ૧૦ „

$\frac{1}{12}$ થી $\frac{1}{8}$ ગ્રેન. „ „ ૧૦ થી ૧૨ „

$\frac{1}{6}$ ગ્રેન. „ „ ૧૨ થી ૧૫ „

**નોટ**—પીચકારી વાટે ત્વચામાં પણ ઉપરની જ માત્રા લેવી.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—ક્ષારો, ક્ષારમય માટી, અમ્લો, અને ધાતુના ક્ષારો, આલીક વનસ્પતિના ઉકાળા.

**સ્વાદીષ્ટ સારૂ**—½ ગ્રેન મોર ફાઇન હાઇડ્રો કલોરાસમાં ૧૫ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

### ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | મોરફાઇન હાઇડ્રોકલોરાસ | ... ⅙ | ગ્રેન. |
| | એસીડ નાઇટ્રીક ડીલ્યુટ. | ... ૧ | મીનીમ. |
| | નારંગીનો સરબત. ... | ... ૧૫ | મીનીમ. |
| | એકવાડીસ્ટીલ. ... | ... ૧ | ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ વરસના બચ્ચાને કંઠ નળીના સોજાથી થયેલા દમ ઉપર.

Bronchial Asthma.

**વિશનાશક દવાઓ**—એટ્રોપીન, પીક્રોટોકસીન, અને પરમાંગનેટ ઓફ પોટીસીયમ.

---

## MORPHINÆ INJECTIO HYPODERMICA.

મોરફીના ઇંજેકટો હાયપોડર્મીકા અં૦ હાયપોડરમીક ઇંજેકશન ઓફ મોરફીના.

**વર્ણન**—સોલ્યુશન ઓફ એસેટટ ઓફ મોરફાઇન

૧ ગ્રેન અને પાણી ૧૦ મીનીમ.

**ઉપયોગ**—પીચકારી વાટે ત્વચામાં દાખલ કરવાથી શાંતી પ્રદ હોવાથી દુઃખને નરમ કરે છે, અને ઉંઘ આવે છે.

**નિદાન**—વારંવાર થતી ઉલટીઓપર જ્યારેં બીજી દવાઓથી ફાયદા થતો નથી ત્યારે, અને આંકડીના દરદમાં ઘણો સારો ફાયદો કરે છે. ત્રણ વરસની ઉમરના બચ્ચાંને આ દવાનો ઉપયોગ કરવો નહી.

**માત્રા**—⅛ થી ¼ મીનીમ એક વખતની માત્રા
૪ થી ૬ વરસના બચ્ચાંને.
¼ ,, ,, ૬ થી ૮
½ ,, ,, ૮ થી ૧૦
૧ ,, ,, ૧૦ થી ૧૨
૧½ ,, માહોટી ઉમરના બચ્ચાંને.

---

**MORRHUÆ OLEUM**. ઓલ્યમ મોરહુ. અં૦ કોડ-લીવર ઓઈલ. ગુ૦ કોડ નામની માંછલીના કાળજાનું તેલ.

**વર્ણન**—લીવરને ગરમી આપવાથી તેલ નીકળે છે:

અને તેની અંદર ગ્લીસરાઈડસ, અને ઘણું કરીને ઓલી-નનો ભાગ હોય છે, ફીકા પીળા રંગનું અને માંછલાની વાસવાળું હોય છે, અને તેની ખરાબ વાસને લીધે પીવું ગમતું નથી.

**ગુણ**—પૌષ્ટીક રકત સુધારનાર અને માંસની વૃદ્ધિ કરનાર છે.

**ઉપયોગ**—ક્ષય, કંઠમાળ, નબળાઈ, ચામડીના દરદ, સંધીવા, માંથાના દુખાવા, ખરજવા, દદ્રુ, કુષ્ટ, ઉધરસ, ફેફસાં, કંઠ નળીના વ્યાધી, છાતીના વ્યાધી, દમના રોગમાં માફક આવે તો ઘણો સારો ફાયદો કરે છે. ગોળ કરમ અને ઝીણા કરમ ઉપર તેની ખાસ ભલામણ કરવામાં આવે છે. ૭ મહીનાના બાળક સુધીની ઉમરનાને આપવું નહી. તેમજ શરીરમાં તાવ હોય, જઠરની અંદરના દરદો હોય ત્યારે, અતિસારમાં અને ગરમીની મોસમમાં કોડલીવર તેલ વાપરવું નહી.

**માત્રા**—૧૦ થી ૨૦ મીનીમ ૬ મહીનાના બાળકને.
૪૦ થી ૬૦ „ ૧ વરસના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેવી વયના પ્રમાણમાં દીવસમાં ત્રણ વખત જમ્યા પછી તરતજ.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**--૧૦ મીનીમ કોડલીવર ઓઇલમાં ૧ મીનીમ બદામનો એસેન્સ, અને લીંબુનો એસેન્સ, અથવા ½ મીનીમ પીપરમીંટનું તેલ નાંખવાથી કેટલેક દરજે સ્વાદ સુધરી જાય છે.

## ઉપચારો.

| | | | |
|---|---|---|---|
| નં ૧ | કોડલીવર તેલ | ... ... | ૩૦ મીનીમ. |
| | પોટાસ કાર્બોનેટ. | ... ... | ½ ગ્રેન. |
| | નારંગી ા સરબત. | ... ... | ૧૫ મીનીમ. |
| | વાઇનમ ફેરી. | ... ... | ૧૫ મીનીમ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી તરત એક વરસના બચ્ચાને આપવું.

---

| | | | |
|---|---|---|---|
| નં ૨ | કોડલીવર તેલ... | ... ... | ૨૦ મીનીમ. |
| | લાઇકર કેલસીસ | ... ... | ૨૦ મીનીમ. |
| | ગ્લીસરાઇન ... | ... ... | ૨૦ મીનીમ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી એક વરસના બચ્ચાને. આપવું

— ———

| | | | |
|---|---|---|---|
| નં. ૩ ટીંકચર ફેલંબા. | ... | ... | ૧૦ મીનીમ. |
| કોડલીવર ઓઇલ. | ... | ... | ૬૦ મીનીમ. |
| પીપરમીંટનું તેલ. | ... | ... | ૩ મીનીમ. |
| લાઇકર ફેલસીસ | ... | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી બે વરસના બચ્ચાને આપવું.

———

**આડાવાટે પીચકારી મારવા સારૂ.**—કોડલીવર તેલ. ½ થી ૧ ઔંસ.

Ascaris, Lumbricoides, Oxyuris vermi cularis.

———

**MOSCHUS.** માસ્કસ. અં૦ મસ્ક, ગુ૦ કસ્તુરી.

**વર્ણન**—મૃગની ડુંટીમાંથી નીકળે છે અને તે હી-

આયલય વિગેરે પાહાડોમાંથી કસ્તુરી મૃગને પકડી તેની ડુંડી કાપી તેમાંથી કાઢે છે, તેનો રંગ ઘેરો કાળો રાતો હોય છે, તેનો વાસ ઘણોજ તીવ્ર હોય છે, અને સ્વાદમાં કડુ હોય છે. પાણીમાં તેમજ આલ્કોહોલમાં પીગળે છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં, ચુંક તથા આંકડીના દરમાં ગરમ અસર કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—શ્વાસ, મોહોટી ઉધરસ, હીસ્ટીરીઆ, અપસ્માર, આંચકી વાયુના વ્યાધી, હૃદય, શ્વાસોશ્વાસ અને મગજના સ્નાયુઓના વ્યાધી, ત્રીદોશની મૂર્છાઓ, ફેફસાના સોજા, સનેપાત, રક્તાશયની મંદગતીના વ્યાધી, કોરીઆ, ઉંટાટીઓ અને દમના રોગમાં વપરાય છે.

**માત્રા**—૧/૬ થી ૧/૪ ગ્રેન એક વખતની માત્રા એક વરસના બચ્ચાને મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં મોહોટા માણસને પાંચથી દશ ગ્રેન સુધી અપાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—પરકલોરાઇડ

ઓફ મરકયુરી, સલફેટ ઓફ આયરન, નાઇટ્રેટ ઓફ સીલ્વર, અને મરકયુરી અને આલ્હીક વનસ્પતિની ચાહ.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન કસ્તુરીમાં નારંગીના ફુલના સરબતના ૧૫ ટીંપાં નાંખવા; અથવા ગુલાબના ફુલનો સરબત તેજ પ્રમાણમાં નાખવો.

---

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | કસ્તુરી ... ... ... | ૧½ ગ્રેન. |
| | સાકર. ... ... ... | ૨ ગ્રેન. |
| | બાવળના ગુંદનો ભુકો... ... | ૨ ગ્રેન. |
| | નારગીના ફુલનો સરબત. ... | ૨૦ મીનીમ. |
| | પાણી. ... ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દર બબે કલાકે. For Laryngismus Stridulus.

---

નં. ૨ કસ્તુરી ... ... ... ½ ગ્રેન.

પલ્સીસ એકેશીઆ. ... ... ૨ ગ્રેન.
ગુલાબના ફુલનો સરબત. ... ૧૦ મીનીમ
પાણી. ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દર બે કલાકે પાવી. ડીફ્થેરીઆની મુર્છામાં. Callapse diphtheria.

---

## MYRISTICÆ OLEUM. મિરીસ્ટીસી ઓલ્યમ

અં૦ ઓઇલ ઓફ નટમેગ. ગુ૦ જાયફળનું તેલ.

ઉપયોગ—જુદી જુદી દવાઓને સુગંધી આપવા સારૂ વપરાય છે.

ગુણ—સુગંધીદાર, ગરમ, વાતહર, ગ્રાહીક અને માદક છે. વધારે પ્રમાણમાં ઘેન લાવે છે, સુસ્તી ઉત્પન્ન કરે છે, છેવટે બે ભાન કરે છે અને કપુરના વિષની માફક વિષારી ચિન્હો ઉત્પન્ન કરે છે. બાહ્યોપચારમાં ચામડીપર લગાડવાથી ગરમ અસર કરે છે, અને તેથી કરી જુના સંધીવાના દુખતા સાંધાપર ચોપડવાના કામમાં વપરાય છે. અંતિસાર, મરડો, ચુંક; અને વાયુના દર-

દમાં વાપરવાથી વાયુ વિનાશક અસર સારી કરે છે.

Recommended for the treatment of alopecia areata, few drops to be rubbed into the bald patch twice daily.

---

## NAPHTHALIN. નેફ્થેલીન.

**વર્ણન**—સફેદ ચળકતાપતરા જેવા કટકા હોય છે, અને તેમાંથી તાર (ડામર) જેવી વાસ આવ્યા કરે છે, અને કોલસામાંથી ગેસ કાઢવાના કારખાનામાં જે હાઇડ્રોકાર્બોન થાય છે તેજ આ દવા છે; પાણીની અંદર પીગળતી નથી; પણ ઇથર અને ગરમ આલકોહલમાં, ચર્બીમાં, બીજા મુકર કરેલા અને ઉડી જાય તેવા તેલોમાં પીગળે છે; સ્વાદ બીલકુલ હોતો નથી.

**ઉપયોગ**—અંતરોપચારમાં અને બાહ્યોપચાર બનેમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે; ગુણ જંતુ નાશક અને દુર્ગંધનાશક છે. આ દવા ઝેરી નથી.

**નિદાન**—ઉલ્ટી, અતિસાર અને ખસ, સગોષમ,

મરડા, ટાઇફાઇડ, તાવ અને ક્ષયના અતિસારમાં જંતુ-
નાશક અને દુર્ગંધ નાશક તરીકે વાપરવાથી સારો ફા-
યદો થાય છે.

**માત્રા--અંતરોપચારમાં** ½ ગ્રેનથી ૧½ ગ્રેન
એક વખતની માત્રા અને આખા દીવસમાં
પાંચ ગ્રેન સુધી ૧ થી ૨ વરસના બચ્ચાને
આપવામાં આવે છે.

૩ ગ્રેન એક વખતની માત્રા આખા દી-
વસમાં એકંદર ૧૫ ગ્રેન સુધી, એથી ત્રણ
વરસના બચ્ચાને આપવામાં આવે છે.

**બાહ્યોપચારમાં** ૧૦ થી ૧૨ પરસેંટ લી-
નીમેન્ટ, લીનસીડ ઓઇલમાં બનાવવું, અ-
થવા ૪ થી ૮ પરસેંટ ઓઇન્ટમેન્ટ ખસ,
ખરજવા, દાદર, વિગેરે ચામડીના દરદો
માટે બનાવી ચોપડવું.

**સ્વાદીષ્ટ કરવા**--૧ ગ્રેન નેફ્થેલીન અને ½ મી-
નીમ બર્ગમોટનું તેલ અને ૨ ડ્રામ એનથી માડીસનો ચાદ
મેળવવો.

## ઉપચાર.

નં. ૧ નેફ્થૅલીન ... ... ... ૫ ગ્રેન.
મ્યુસિલેજ ઍકેશિઆ. ... ... ૧ ઔંસ.
ઓઇલ બર્ગમોટ. ... ... ૩ મીનીમ
ઇનફ્યુઝમ કેમોમાઇલ. ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી એક ચાંની ચમચી ( નાની ) દીવસમાં ત્રણ વખત એક વરસના બાળકને અતિસારના રોગથી તવાઇ ગએલા બાળકને આપવાથી ફાયદો થાય છે. ( Diarrhaea Rickets. )

---

નં. ૨ નેફ્થેલીન. ... ... ... ૧½ ગ્રેન.
ઓઇલ બર્ગમોટ ... ... ½ મીનીમ.
સફેદ ખાંડ.... ... ... ૭ ગ્રેન.

મિશ્ર કરી તેના દસ પડીકા કરવા ૧ પડીકુ ત્રણ ત્રણ કલાકે આપવું. ૨ થી ૩ વરસના બચ્ચાંને ઝાડા અને ઉલ્ટીના દરદમાં. ( વામીટીન્ગ અને ડાઇરીહા.)

નં. ૩ નેફ્થૅલીન ... ... ... ૪૮ ગ્રેન.
ઓઇલ બર્ગમોટ ... ... ૨૪ મીનીમ.
ઓઇલ લીની (અળસીનું તેલ) ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી લીનીમેન્ટ (ચોપડવાનું તેલ) તૈયાર કરવું. ખસ, દાદર, ખરજવા ઉપર લગાડવું. (Scabies)

---

**NITRICUM ACIDUM**. નાઇટ્રીકમ એસિડમ. અં. નાઇટ્રીક એસીડ. ગુ૦ સુરાખારનો તેજાબ.

આ દવા ફક્ત બાહ્યોપચારમાં, ચાંદા, ઝેરી સાપનાં ડંખો, હડકાયા કુત્રાના કરડેલા ભાગપર, મસાની ગાંઠો, ઇદ્રી ઉપર સડેલા ચાંદાપર, ગડગુમડપર ઝટ રૂઝ લાવવા સારૂ કાસ્ટીક તરીકે વપરાય છે, ફક્ત સડેલા ભાગ પરજ લગાડવું, બીજી સારી ચામડીપર લાગે નહી તે યાદ રાખવું.

---

**NITRICUM ADIDUM DILUTUM**. નાઇટ્રીકમ એસીડમ ડીલ્યુટમ અં૦ ડીલ્યુટ નાઇટ્રીક આસીડ ગુ૦ સુરાખારના તેજાબમાં પાણી મેળવી નરમ કરેલો એસીડ.

**વર્ણન**—જલદ નાઇટ્રીક એસીડનું ૨૦ પરસેંટ સોલ્યુશન, સ્વચ્છ રંગ વીનાનું; સ્વાદ ખાટો, વાસ તીવ્ર.

**ઉપયોગ--અંતરોપચાર**માં અમ્લ પૌષ્ટીક, તરીકે અને રક્ત શોધક તરીકે વપરાય છે.

**નિદાન**—જઠરની અંદના નાના આંતરડના જીર્ણ સોજા ઉપર અને તીક્ષ્ણ અતિસારમાં થતી આંકડીના દરદપર વાપરવાથી સારો ફાયદો થાય છે.

**માત્રા**—½ મીનીમથી ૧ મીનીમ સુધી એકજ વખતને માટે ૧ વરસના બચ્ચાને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો, સરકાના તેજાબથી બનેલા ક્ષારો, અને તેના કાર્બોનમય ક્ષારો, માટી, સલ્ફેટ ઓફ આયરન.(લોહના ક્ષારો)ગુંદરનું પાણી.

**સ્વાદીષ્ટ કરવા**—૧ મીનીમ ડીલ્યુટ નાઇટ્રીક એ-સીડમાં પાંચ મીનીમ નારંગીનો સરબત મેળવવાથી સ્વા-દીષ્ટ થાય છે.

## ઉપચાર

| | | | |
|---|---|---|---|
| **નં. ૧** | ડીલ્યુટ નાઇટ્રીક એસીડ... | ... | ૧ મીનીમ. |
| | નારંગીનો સરબત. | ... ... | ૧૦ મીનીમ. |
| | ડીકોકશન ગ્રેનેટી. | ... ... | ૧ ડ્રામ. |

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત, જમ્યા પછી. એક વરસના બચ્ચાને. અતિસારનુ દરદ મટયા પછી શકિત લાવવા સારૂ.

---

| | | | |
|---|---|---|---|
| ન. ૨ | ડીલ્યુટ નાઇટ્રીક એસીડ; | ... | ૧ મીનીમ. |
| | લાઇકર પેપટીક, | ... ... | ૨૦ ,, |
| | નારંગીનો સરબત | ... ... | ૧૦ ,, |
| | નારંગીના ફુલનું પાણી | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૧

વરસના બચ્ચાને. જઠરની અંદરના આંતરડાના જીર્ણ સોજા પર. chronic gastro enteritis.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૩ | ડીલ્યુટ નાઇટ્રીક એસિડ | ... | ૫ મીનીમ. |
| | ટીંકચર સીંકોના કો; | ... | ૧૫ મીનીમ. |
| | નારંગીનું સરબત... | ... | ૨૦ મીનીમ. |
| | ડીસ્ટીલ્ડ વોટર ... | ... | ૨ દ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૫ થી ૭ વરસના બચ્ચાને. જઠરના સોજા ઉપર. ( ક્રોનિક ગૅસ્ટ્રાઇટીસ.

---

**વિષઘ્ન તરીકે**—મેગનેસીઆ હલકો, અને લાઇકર મેગનેસી કાર્બોનેટીસ ચાક, અથવા વાઇટનીન્ગ, કાર્બોનેટ ઓફ સોડીયમ, ઓલીવ અથવા બદામનું તેલ નાઇટ્રીક એસીડ નીઝરી અસર માલમ પડે તો ઉપરની કોઇ પણ એક દવાનો ઉપયોગ કરવો.

---

# NITRO-HYDROCLORICUM ACIDUM DILUTUM.

નાઇટ્રો હાઇડ્રો કલોરીકમ એસીડમ ડીલ્યુટમ. **અં૦** ડીલ્યુટ નાટ્રો હાઇડ્રોકલોરીક એસીડ.

**વર્ણન**—આની અંદર ૪ ભાગ હાઇડ્રોકલોરીક એસીડ, ૩ ભાગ નાઇટ્રીક એસીડ અને ૨૫ ભાગ પાણીના સમાએલા છે; સ્વચ્છ અથવા સ્હેજ પીળાશ પડતું હોય છે, સ્વાદ ખાટો અને વાસ તીવ્ર હોય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં. અમ્લ પૌષ્ટીક, અને કાળજાને ગરમ અસર કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—જુના કાળજાના વધારાના દરદમાં, કમળો, બરોળ, અને કાળજાના બગાડથી આવતા તાવમાં, પથરીના દરદમાં, મુત્રાશયના વ્યાધીમાં, જુની ઉધરસ, ફેફસાના બગાડના વ્યાધી, ટાઇફસ, ટાઇફોઇડ અને સ્કારલેટીના તાવમાં, મધુ પ્રમેહમાં, ઉંટાટીઆ, કોલેરા, સંગ્રહણી, હૃદયના દુખાવા, જુનો સંધિવા, અજીર્ણ, મંદાગ્નિ, અને પ્રાથમીક અને બીજીવાર થયેલી ચાંદીના દરદમાં વાપરવાથી

સારો ફાયદો કરે છે.

**માત્રા**—૧ મીનીમ એક વરસના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—(નાઇટ્રીક એસીડમાં બતાવ્યા મુજબ.

**સ્વાદીષ્ટ કરવા**—૧ મીનીમમાં પાંચ મીનીમ નારંગીનો સરબત નાંખવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | એસીડ નાઇટ્રોહાઇડ્રોક્લોરીક ડીલ્યુટ | ૧½ | મીનીમ. |
| | સ્પીરીટ ક્લોરોફોર્મ ... ... | ૧½ | ,, |
| | નારંગીનો સરબત... ... | ૭ | ,, |
| | ડીસ્ટીલ્ડ વોટર ... ... | ૧ | ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૧ થી ૨ વરસના બચ્ચાને (હીપેટીક ફ્લકટીરસ) પિત્ત કમળીના દરદમાં વાપરવાથી ફાયદો થાય છે.

**NUCIS VOMICÆ TINCTURA.** ન્યુસિસ વોમિસી ટીંકચ્યુરા. અં૦ ટીંકચર નક્સ વોમીકા. ગુ. ઝેર કચોળાનો અર્ક.

**વર્ણન**—રેકટીફાઇડ સ્પીરીટમાં બનાવવામાં આવેછે. આનો ખાસ કોઇ પ્રકારનો વાસ હોતો નથી અને સ્વાદમાં અતિ કડુ હોય છે.

**ઉપયોગ**—હૃદય પૌષ્ટીક, ગરમ, અગ્નિ વર્ધક, પૌષ્ટિક, કામોત્તેજક, કૃમિ વાતહર, અને પેટ સાફ લાવવા તરીકે વપરાય છે.

**નિદાન**—જીર્ણ બંધ કોષ, અજીર્ણ, આમણ બાહાર નીકળી હોય ત્યારે, પક્ષઘાત, ઉરૂસ્તંભ, દષ્ટીમાંદ્ય, કોરીઆ, હીસ્ટીરીઆ, અપસ્માર, નબળાઇ, મગજનું ખાલી પડી જવું, જ્વર, ઝાડા, ઉલ્ટી, નપુંશકપણું અને મૂત્રશ્રાવના દરદોમાં સ્ટ્રીકન્યા અને ઝેર કચોલાની બનાવટો વપરાય છે:

**માત્રા**—૧ મીનીમ દર વરસની ઉમરે, ટીંકચર નક્સ વોમીકા આપવા ભલામણ કરે છે.

સ્વાદીષ્ટ કરવા ફ્રે મીનીમ ટીંકચર નકસવોમીકામાં ૧૦ મીનીમ નારંગીનો સરબત ઉમેરવો.

## ઉપચાર.

નં. ૧ ટીંકચર નકસ વોમીકા ... ... ફ્રે મીનીમ.
સોડીઆયકાર્બોનેટ. ... ... ૨ ગ્રેન.
નારંગીનો સરબત ... ...૧૫ મીનીમ.
ઇનફ્યુઝમ જેનસીઆનીકા; ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. ૧ વરસના બાળકને. અજીર્ણ ઉપર.

---

નં. ૨ ટીંકચર નકસ વોમીકા... ... ૧૨ મીનીમ.
ટીંકચર બેલાડોના ... ... ૨૪ મીનીમ.
ઇનફ્યુઝમ સેના. ... ... ૧ ઔંસ.
ઇનફ્યુઝમ કેલંબા. ... ... ૩ ,,

મિશ્ર કરી એક ચાની નાની ચમચી જ્યારે જરૂર પડે ત્યારે. જુના બંધકોષના દરદમાં, ઘણો ઝાડો કરાવશે

હોય ત્યારે આપવામાં આવે છે.

**વિષનાશક દવાઓ**—ટેનીક એસીડ અને ટેનેટસ; ટીંકચર ઓફ આયોડાઇન; ક્લોરોફોર્મ સુંઘાડવું ક્લોરલ હાઇડ્રેટ, મોરફાઇન, ફીઝો સ્ટીગ માઇન.

Opii Extractum. ઓપાઇ એક્સ્ટ્રાકટમ. જુઓ ઇપીકાકયુના પલ્વી કંપોઝીટમ.

---

**OPII TINCTURA.** ઓપાઇ ટીંકચ્યુરા અં૦ ટીંકચર ઓફ ઓપીયમ, ગુ. અફીણનો અર્ક.

**વર્ણન**—અફીણનો અર્ક પ્રુફ સ્પીરીટમાં બનાવવામાં આવે છે; અફીણ ૧½ ઔંસ, પ્રુફ સ્પીરીટ ૨૦ ઔંસ. વાસ ઘણી તીવ્ર અને વીચીત્ર હોય છે, સ્વાદમાં કડવું હોય છે; તેની અંદર ¾ પરસેંટ મોરફાઈનનો ભાગ સમાયેલો હોય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં, દરદને શાંતી આપે છે, તાણ તથા આંકડીને મટાડવામાં, ગ્રાહીક તરીકે, ફેફસા-

માંથી અને આંતરડામાંથી રક્ત જતું હોય તે બંધ કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—જીર્ણ અતિસારમાં, મોટા આંતરડાના સોજામાં, સંગ્રહણી આંતરડાનો વળ ચડયો હોય તે પર, ( સારણ ગાંઠ ) આંતરડામાં પડેલા ક્ષતોપર, વિદ્રધીનો સોજો. અતિશય ખાંસીની સાથે થયેલા ત્રિદોશમાં, ઉલટી તથા ઝાડાપર, ચુંક અને આંકડી, હોજરીમાંથી તથા ફેફસામાંથી થતા રક્તશ્રાવપર, ઋતુશ્રાવના દરદોમાં, તીક્ષણ સંધીવા, મુત્રાશયના દરદો, પથરી અને મસાના રોગમાં તથા રક્તશ્રાવમાં વાપરવાથી ઘણો જ સારો ફાયદો થાય છે. બાળકો અફીણને સારી પેઠે સહન કરી શકે છે; પરંતુ છ વરસની ઉમર પછી, અફીણ સહન કરવાની શક્તિ ઓછી થતી જાય છે. ત્રણ માસની અંદરના બચ્ચાંને અફીણ કદી પણ આપવું નહી. અતિસારની આખરની વખતે, શરીરની ક્ષીણતા થયેલી હોય ત્યારે, અને ગુરદાના દરદો હોય ત્યારે અફીણ વાપરવું નહીં. વધારે હકીકત સારૂ મેટીરીયા મેડીકા પાને (૫૨)થીજુઓ.

**માત્રા**--શરૂઆતમાં આપવાની માત્રા.

| | | |
|---|---|---|
| ૧/૪ મીનીમ. | એક વખતની માત્રા | ત્રણ માસના બાળકને. |
| ૧/૨ મીનીમ. | ,, | ૭ મહીનાના બાળકથી.<br>એક વરસના બાળકને. |
| ૧ મીનીમ. | ,, | દોઢ વરસના બાળકને. |
| ૨ મીનીમ. | ,, | બે વરસના બચ્ચાને. |
| ૩ મીનીમ. | ,, | ત્રણ વરસના બચ્ચાને. |
| ૪ મીનીમ. | ,, | ચારથી પાંચ વરસનાને. |
| ૬ મીનીમ. | ,, | ૭ વરસના બચ્ચાને. |
| ૮ મીનીમ. | ,, | સાત વરસના બચ્ચાને. |
| ૧૦ મીનીમ. | ,, | આઠથી દસ વરસનાને. |
| ૧૫ મીનીમ | ,, | દસ કરતાં વધારેનાને. |

ઉપરની માત્રાઓ ધીમે ધીમે વધારવી અને એક વરસના બચ્ચાને ૧ મીનીમ સુધી આપી શકાય છે, તેથી વધારે આપવી નહી.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—અફીણની સાથે મેળવવાથી વિરૂધ અસર કરનારી દવાઓ; ક્ષારો, ક્ષારમય

કારબોનેટસ, ચુનાનું પાણી, ત્રાંબા, લોઢા, સીસા અને પારાની બનાવટો, તેના ક્ષારો; સોમલ અને આહીક વનસ્પતિની ચાહ.

**સ્વાદીષ્ટ કરવા**—૧ મીનીમ ટીંકચર ઓપીયમમાં પાંચ મીનીમ સુંઠનો સરબત મેળવવાથી સ્વાદમાં સુધારો થાય છે.

## ઉપચારો.

| | | | |
|---|---|---|---|
| ન. ૧ | ટીંકચર ઓપાઇ. | ... | ... ૫ મીનીમ. |
| | ફેરી સલફેટ ... | ... | ... ૪ ગ્રેન |
| | સીરપ ઝીંજીબેરીસ. | ... | ... ૧ ડ્રામ. |
| | લાઇકર મેગનેસી. કાર્બોનેટીસ | | ... ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ થી ૧૦ વરસના છોકરાને. અશક્તિમાં થએલા જીર્ણ અતિસાર પર. **Chronic Nervous diarrhoea.**

---

**અફીણના વીષનિ વિષનાશક દવાઓ**—ટેનીક એસીડ, એટ્રોપીન, પીક્રોટોકસાઇન, પરમાંગનેટ ઓફ પો-

ટાશીયમ; ચાહ. કાફી, સુંઘાડવા સારૂ ઓકસીઝન.

---

**OPII TINCTURA AMMONIATA.** ઓપાઇ ટીંકચ્યુરા આમોનીએટા. **અં૦** આમોનીએટ ટીંકચર ઓફ ઓપીઅમ. ગુ. અફીણનો આમોનીઆ મિશ્રીત અર્ક.

**વર્ણન**—આ અર્ક રેકટીફાઇડ સ્પીરીટમાં બનાવવામાં આવે છે. ૧ ગ્રેન અફીણ અને ૯૬ મીનીમ સ્પીરીટ, શીવાય, કેસર, બેંઝાઇક એસીડ, એનીસીનુ તેલ અને આમોનીઆનું સ્ટ્રોન્ગ સોલ્યુશન.

**ઉપયોગ**—અંતરોપચારમાં દુ:ખ શમન કરવા અને ગરમ અસર કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—જુના અતિસારના દરદમાં, મોહોટા આંતરડાના સોજાપર અને સ્થાનીક વિદ્રધી ઉપર અને ત્રીદોષની સાથે ખાંસી અતિશય થઇ હોય ત્યારે આપવામાં આવેછે.

ત્રણ વરસના બચ્ચાને ટીકચર ઓપીયમના બદલે આ દવા આપવા ભલામણ કરવામાં આવે છે.

આ દવામાં હૃદયની ગતીને ધીમી પાડવાની શક્તિ ઓછી હોય છે.

**માત્રા**—૩ મીનીમ એક વરસની ઉમરના બાળકને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂધ્ધ અસર કરનાર**—અફીણની બનાવટની સાથે મેળવવાથી વિરૂદ્ધ અસર કરનાર દવાઓ, ટીંક્ચર ઓપીયમમાં આપી છે તેજ સમજવી.

**સ્વાદ સુધારવા**—૩ માનીમ ટીંક્ચર ઓપાઇ આમોનીએયેટાની સાથે ૧ ડ્રામ એનીસીનું પાણી મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

**વિષ નાશક દવાઓ**—આમોનીયેટેડ ટીંક્ચર ઓફ ઓપીઅમના વિષની વિષનાશક દવાઓ, ટાનીક એસીડ, ચાહ, કોફી, એટ્રોપીન, પીક્રોટોકિસન, અને પોટાશીયમ પરમાંગનેટ.

## ઉપચાર.

નં. ૧ ટીંક્ચર ઓપાઇ આમોનીએટા. ... ૩ મીનીમ.

વાઇનમ ઇપીકાક. ... ... ૩ ,,

એનીસીનું પાણી. ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી રાતના તથા સવારના આપવું. જુના અતિસાર ઉપર.

---

**PAPAINUM.** પાપેઇનમ,

**વર્ણન**—સફેદ અનિયમિત આકારનો દાણાદાર ભુકો હોય છે.

**ઉપયોગ**—અંતરોપચારમાં અને બાહ્યોપચારમાં તેનો ઉપયોગ થાય છે. ગુણ પાચક કરવાનો હોય છે.

**નિદાન**—કંઠ રોહીણીની ત્વચાને નરમ કરે છે, અને જુની બદહજમીને મટાડે છે.

**માત્રા**—અંતરોપચારમાં ½ ગ્રેન એક વખતની માત્રામાં ૨ વરસના બચ્ચાને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

**બાહ્યોપચારમાં**—પાંચ પરસેંટ સોલ્યુશન ડીફ્થેરેટીક મેમબ્રેન ઉપર દર ૧૫ મીનીટે ચોપડવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | પાપેઈન... ... ... | ૨½ ગ્રેન. |
| | ડીસ્ટીલ્ડ વોટર ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી દર ૧૫ મીનીટે કંઠ રોહીણી વાળી ચામડી પર લગાડવું.
Diphtheria Faucium.

---

| | | |
|---|---|---|
| નં. ૨ | પાપેઈન ... ... ... | ½ ગ્રેન. |
| | એકવા મેન્થાપીપરેટા.... ... | ૧ દ્રામ |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમતી વખતે જુની અદહજમી ઉપર આપવાથી ફાયદો થાયછે.
Chronic Dyspepsia.

---

**PELLETIERIINI TANNAS.** પેલાટીરાઈની ટેનાસ.

વર્ણન—ભુરા ધોળા રંગનો આકૃતિ વિનાનો ભુકો પાણીમાં પીગળી શકતો નથી.

ઉપયોગ—કૃમિનાશક.

નિદાન—ચપટા કરમના દરદપર ઘણું ઉપયોગીછે.

માત્રા—૩ ગ્રેન. દરેક માત્રામાં આપવામાં આવે છે, પણ બે વરસની અંદરના બચ્ચાને આપવી નહી.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પેલીટીરાઇન ટેનેટ.... | ... | ...૬ ગ્રેન. |
| | સીરપ રીહીઆઇ... | ... | ...૨½ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ટ વોટર ... | ... | ...૨ ઑંસ. |

બે ભાગ કરી અડધા કલાકની અંદર બન્ને ભાગ પી જવા અને પછી તરત એરંડીઆનું તેલ પાવું, Taenia. ચપટા કરમ ઉપર.

---

## PEPSINUM. પેપસીનમ. અં૦ પેપસીન.

વર્ણન—ડુકરની હોજરી ઉપરના ચીકણા પડમાથી બનાવવામાં આવે છે, હલકા પીળા ભુરા રંગના ભુકો હોય છે, સ્વાદમાં સ્હેજ ખારો અને સ્હેલાઇથી લેઇ શકાય તેવો

હોય છે. ( Acts only in acid solution. )

**ઉપયોગ**—બાહ્યોપચારમાં તથા અંતરોપચારમાં પાચન કરવા સારૂ વપરાય છે.

**નિદાન**—કંઠરોહીણીની ત્વચાને નરમ કરવા સારૂ લગાડવામાં તથા બદહજમીમાં પાચન ક્રીયાને સતેજ કરવા સારૂ વપરાય છે.

**માત્રા**—**અંતરોપચારમાં** $\frac{1}{2}$ ગ્રેન એક વખતની માત્રા, ૧થી ૨ વરસના બચ્ચાને, મોહાટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**બાહ્યોપચારમાં** ૩ થી ૫ પરસેંટ સોલ્યુશન ડીફ્થેરીઆવાળી ચામડીપર લગાડવા સારૂ.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ગ્રેન પેપસીનમાં ૫ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

## ઉપચાર.

નં. ૧ પેપસીન. . ... ... ... $\frac{1}{2}$ ગ્રેન.
એસીડ હાઇડ્રોક્લોરીકડીલ્યુટ ... ૧ મીનીમ.

નારંગીનુ સરબત ... ... ૧૦ ,
ડીસ્ટીલ્ડ વોટર... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમતી વખતે અ-ડધું જમ્યા પછી, ૧ વરસના બચ્ચાને બદહજમી ઉપર આપવું. Dyspepsia.

નં. ૨ પેપસીન... ... ... ૩ ગ્રેન.
લાઈકર સ્ટ્રીકનાઈન. ... ½ મીનીમ.
ક્વીનાઈન હાઈડ્રોકલોર ... ½ ગ્રેન.
એસીડનાઈટ્રો હાઈડ્રોકલોરીક ડીલ્યુટ ૩ મીનીમ.
ડીસ્ટીલ્ડવોટર ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી. ચા-રથી ૭ વરસની ઉમરના બચ્ચાને.

---

નં. ૩ પેઈન્ટ. ચોપડવા સારૂ.
પેપસીન ... ... ... ૩૦ ગ્રેન.
એસીડ હાઈડ્રોકલોરીક ડીલ્યુટ ...૧૦મીનીમ.

ડીસ્ટીલ્ડ વોટર. ( વરાળનું પાણી ) ૨ આૈંસ.

મિશ્ર કરી દર ૧૫ મીનીટે લગાડવું. કંઠરોહીણીની ત્વચા ઉપર.

Diphtheritic fauciam. ( જીભની જડમાં એક જાતનું ચેપી ક્ષત થાય છે જેને કંઠરોહીણી કહે છે.

---

કંઠરોહીણીની ત્વચાને નરમ કરે છે પરંતુ કંઠરો-હીણીના દરદ ઉપર કાંઈ ફાયદો થતો નથી.

---

**PHENACETINUM**. ફીનેસીટીનમ; અં૦. ફીનાસીટીન

**વર્ણન**—સફેદ, ચળકતી પાતળી પત્રીઓ જેવું, વાસ તથા સ્વાદ રહીત: સોળ ભાગ આલ્કોહાલમાં એક ભાગ દવા મેળવવાથી પીગળી શકે છે, પાણીમાં કવચીત જ પીગળે છે.

**ઉપયોગ**—જ્વરઘ્ન, પીડા શામક, ઉંઘ લાવનાર, કફઘ્ન અને શાંતી દાયક છે.

**નિદાન**—જ્વરની સ્થીતીમાં, ખાંસી, ઉટાંટીઓ અને ઉંઘ ન આવતી હોય ત્યારે આપવામાં આવે છે. ફેનાસીટીનથી હૃદયની ગતી; એકદમ બંધ થઇ મુર્છા થતી નથી અને તાવની ગરમીને ઓછી કરી શરીરની ગરમીને કમી કરતું નથી.

**માત્રા**—૧/૨ ગ્રેનથી ૧ ગ્રેન. એક વરસની ઉમરના બાળકને.
૧૧/૨ થી ૩ ,, ૨ થી ૫ વરસની ઉમરનાને.
૩ થી ૬ ,, ૫ થી ૮ વરસની ઉમરનાને.
૩ થી ૭૧/૨ ,, ૮ થી ૧૨ ,, ,,
૫ થી ૭૧/૨ ,, ૧૨ થી ૧૫ ,, ,,

કુકડીઆ ખાંસીમાં ૧/૨ થી ૧/[illegible] ગ્રેન એક વરસની ઉમર સુધીના બાળકને,

૫/૬ થી ૧૧/૨ ગ્રેન. ૨ થી ૪ વરસના બચ્ચાને.
૧૧/૨ થી ૫ ગ્રેન. ૪ થી ૧૦ વરસના બચ્ચાંને.
દીવસમાં પાંચ ૭ વખત આપવું.

દીવસમાં પાંચ ૭ વખત આપવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ફીનાસીટીન. | ... ... | ૩ ગ્રેન. |
| | સફેદ ખાંડ. | ... ... | ૫ ,, |

મિશ્ર કરી દશ પડીકાં કરવાં, એક પડીકુ દીવસમાં ત્રણ વખત, સાત વરસના બચ્ચાને તિક્ષણ ખાંસી ઉપર આપવું. Acute Bronchitis.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | ફીના સીટીન., | ... ... | ૩૦ ગ્રેન. |
| | એન્ટી પાઇરીન., | ... ... | ૩૦ ,, |
| | સેલોલ | ... .. ... | ૩૦ ,, |

મિશ્ર કરી જરા જરા કુકડીઆ ખાંસીપર દીવસમાં બે વખત સુંઘવાથી સારો ફાયદો થાય છે. Pertussis.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૩ | ફીનાં સીટીન. | ... ... | ¼ થી ૨ ગ્રેન. |
| | કેફાઇન સાઇટ્રેટ | ... ... | ½ થી ¼ ગ્રેન. |
| | ઇલીઓસેક. એનીસી (Elcaosacch. anisi, | | ૧ થી ૨ ગ્રેન. |

મિશ્ર કરી દર ચાર કલાક, ૭ મહીનાના બાળકથી તે ૩ વરસના બાળક સુધી. ખાંસીમાં જ્વર હોય ત્યારે. જ્વરઘ્ન તરીકે આપવામાં આવે છે.

Antipyretic in Bronchitis. વધારે હકીકત સારૂ અમારી મેટીરીયા મેડિકા પાનું ૪૮૬ જુઓ.

---

**PHENAZONUM.** અં૦ ફીનાઝોનમ ઉપનામ. એન્ટી પાઇરીન.

**વર્ણન**—સફેદ મોતીના જેવી ચળકતી પત્રીઓ જેવો ભુકો; વાસ વિનાનો, અને સ્વાદમાં કડુ; દવાના સરખા વજનમાં પાણી, સ્પીરીટ અથવા કલોરોફોમ માં પીગળી જાય છે.

**ઉપયોગ**—શાંતિદાયક. સ્વેદઘ્ન, કફઘ્ન, પીડા શામક અને દુર્ગંધ નાશક છે.

**નિદાન**—( ઉપચાર ) વધી ગયેલા તાવમાં ત્રિદોષ ઉપર, માથાના દુખાવા, રતવા, ઇનફ્લ્યુએન્ઝા, (ઝેરી તાવ)

ગાંઠીઓ વા, ઉધરસ, તાવ, ઉંટાટીઓ, ફેફસાના અંતરપડના સોજાના વ્યાધી, અપસ્માર, કોરીઆ, દમ, હાફ્ણુ, ચોરીઆના દરદમાં, નાના બાળકને દાંત આવતા હોય ત્યારે અને ક્ષયમાં આવતા સખત તાવના દરદમાં ઘણીવાર વપરાય છે. ( વિશેશ વર્ણન માટે અમારી મેટિરીઆ મેડિકામાં વિદ્વાન ડાકતરોના અભિપ્રાય જુઓ. પાનું ૩૮૪. ) આ દવા વધારે પ્રમાણમાં આપવાથી શરીર પર ઝીણી ઓરી જેવા ફોલ્લીઓ અથવા રતવાના જેવા ચાઠાં થાય છે.

**માત્રા**—૧/૫ ગ્રેન. દરેક મહીનાની ઉમરે;
૧ ૧/૫ ગ્રેન. દર વરસની ઉમરે.

જ્વરઘ્ન તરીકે ૧ ૧/૫ ગ્રેન દરેક વરસની ઉમરે દીવસમાં ત્રણ વખત એક એક કલાકના અંતરે આપવી. માત્રા ધીમે ધીમે વધારવી.

કોરીઆના દરદમાં ૭ ૧/૫ ગ્રેન એક વખની માત્રામાં દીવસમાં બે અથવા ત્રણ વખત.

**બારીનજીસમસ સ્ટ્રીડયુલસ (કંઠનળીના સંકોચનમાં.)**

ના દરદમાં ૧½ થી ૨ ગ્રેન દર કલાકે આપવી.

એન્યુરીસીસ નોક્ટરના દરદમાં. (પેસાબનું વારંવાર અથવા ઉંઘમાં થઇ જવો.) ૧½ ગ્રેન. સાંજના ૭ અને રાતના ૯ વાગતા બે વખત આપવું.

ટોન્સીલાઇટીસના દરદમાં ( ચોળીઆના દરદમાં. )
૫ થી ૭½ ગ્રેન. નાની ઉમરના બચ્ચાને.
૮ થી ૧૦ ગ્રેન. મોટી ઉમરના બચ્ચાને દીવસમાં બે વખત. વધારેમાં વધારે માત્રા દીવસમાં ત્રણ વખત આપવામાં આવે છે.

૨ થી ૩ ગ્રેન. ૭ મહીનાની ઉમરથી તે એક વરસની ઉમરના બાળકને.

૫ થી ૬ ગ્રેન. ૨ થી ૫ વરસના બચ્ચાને.
૭ થી ૯ ગ્રેન. ૬ થી ૮ વરસના બચ્ચાને.
૧૦ ગ્રેન. ૧૦ થી ૧૨ વરસના છોકરાંને.



**વિરૂદ્ધદવાઓ**—સ્પીરીટ ઇથર નાઇટ્રોસી અને બીજા નાઇટ્રાઇટીસ ( સુરાખાર મિશ્રિત ) પદાર્થ જેમાં અમ્લ નો ભાગ છુટથી સમાયેલો હોય તે; ક્ષારમય તત્વો અને સીંકોનાના ગુણવાળા પદાર્થો.

**સ્વદિષ્ટ કરવા**—૧ ગ્રેન એન્ટીપાઇરીનમાં ૫ મીનીમ એલીકસીર સીંપલ, નારંગીનો સરબત અથવા તજનો સરબત; ૧૦ મીનીમ એસેન્ટ. મેન્થી પીપરેટા અને સાદુ સરબત; અથવા ૧ ડ્રામ પીપરમીન્ટનું પાણી મેળવવું.

## ઉપચાર.

નં. ૧ એન્ટીપાઇરીન ... ... ૧ ગ્રેન.
એલીકસીર સીમ્પલ ... ૫ મીનીમ.
વરાળીનું પાણી ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દર બે કલાકે જ્યાં સુધી દરદ નરમ પડે ત્યાં સુધી દાંત આવતાં થતાં દરદ ઉપર એક વરસના બાળક માટે. Dentition.

---

નં. ૨ એન્ટીપાઇરીન .. ... ૩ થી ૪ ગ્રેન.

| | | | |
|---|---|---|---|
| સ્પી. ક્લોરોફોર્મ... | ... | ... | ૪ મીનીમ. |
| એલીકસીર સીંપલ ... | ... | ... | ૧૦ ,, |
| વરાળનું પાણી | ... | ... | ૯ ડ્રામ. |

મિશ્ર કરી દર ૭ કલાકે પાવું ૭ વરસના બચ્ચાને ઇનફ્લ્યુ એન્ઝા નામના તાવપર ( સળેખમ, રસપૂણી સાથેના તાવમાં )

---

## PHOSPHORICUM ACIDUM DILUTUM.

ફોસફોરીકમ આસીડમ ડીલ્યુટમ. અં૦ ડીલ્યુટેડ ફોસફોરીક આસીડ.

**વર્ણન**—૪ ભાગ ફોસફોરી એસીડ અને ૨૦ ભાગ પાણી. સ્વચ્છ રંગ રહીત પ્રવાહી સ્વાદમાં અમ્લ.

**ગુણ**—પૌષ્ટીક, તરસ છીપાવનાર, કામોત્તેજક, આહીક, અને મગજને પુષ્ટી આપનાર છે.

**નિદાન**—તીક્ષણ જ્વર ઉત્પન્ન કરનાર દરદો; જ્વર નાશક નરમ પ્રકારની દવા છે.

**માત્રા**—૧ થી ૨ મીનીમ ૧ વરસના બાળકને;

મોહોટાને તેની ઉમરના પ્રમાણમાં.

વિરૂદ્ધ દવા—ચુનાનું પાણી. ચુનાનો ક્ષાર અને ક્ષારમય કાર્બોનેટસ.

સ્વાદિષ્ટ કરવા—૧ મીનીમ ડીલ્યુટ ફોસફોરીક એસીડમાં ૫ મીનીમ સારપ રૂબી આઈડીઆઇ. ( Rubi idaei. )

**ઉપચાર.**

નં. ૧ એસીડ ફોસફોરીક ડીલ્યુટ ... ૨૪ મીનીમ.
સીરપ રૂબી આઇ ડી આઇ ૨ ડ્રામ.
ડીસ્ટીલ્ડ વોટર ( વરાળનું પાણી. ૩ ઔંસ.
( એન્ટીપાઇરેટીક )

મિશ્ર કરી એક નાની ચમચી દર ૧ એક અથવા બે કલાકે, એક વરસના બાળકને જ્વરમાં સારૂ.

---

**PHOSPHORUS.** ફોસ ફરસ, અ૦ ફોસફરસ.

વર્ણન—નરમ, વળી શકે તેવું, મીણના જેવા

કટકા; જ્યારે તાજુ હોય ત્યારે રંગ વિનાનું હોય છે; ઝાંખુ, સફેદ અથવા તેના ઉપરના ભાગમાં ગણુા વખતે અજવાંશથી રાતો રંગ થઈ જાય છે. જ્યારે હવામાં ખુલ્લુ મુકવામાં આવે ત્યારે તેમાં સફેદ ભડકા થાય છે; પાણીમાં ઓગળતુ નથી. ઇથર, તેલોની અંદર ઓગળેછે. કવચીત ગરમ રેકટી ફાઇઉસ્પીરીટમાં મિશ્ર થાય છે.

**ગુણ**—પૌષ્ટીક, કામોત્તેજક અને ગરમ છે.

**ઉપયોગ**—અપસ્માર, મગજની નબળાઇ, નપુંશકપણું, ક્ષયરોગ, ચામડીના દરદો, કોલેરા, નીરંતર આવતા તાવ. ખરજવા અને માથાના દુખાવામાં વપરાય છે. લાંબો વખત આ દવા વાપરવાથી ઘણું નુકશાન થાય છે.

**માત્રા**—૧/૬૦૦ ગ્રેન એક વખતની માત્રા; ૧/૨૦૦ ગ્રેન. એક આખા દીવસમાં, ૧ થી ૫ પાંચ વરસના બચ્ચાને.

૧/૩૦૦ ગ્રેન. એક વખની માત્રા; ૧/૧૨૦ ગ્રેન આખા દીવસમાં ૫ થી ૧૦ વરસનાને.

૧/૨૨૦ ગ્રેન. એક વખતની માત્રા. આખા

દીવસમાં ૧/૬ ગ્રેન. ૧૦ થી ૧૫ વરસના છોકરાને; કાડલીવર તેલમાં અથવા લીપે-નીનમાં ઓગળી શકે છે માટે તેમાં મેળવી આપી શકાય છે.

**સ્વાદિષ્ટ કરવા**—તેની સાથે લીમોનીસ તેલ મેળ-વવાથી વધારે સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ફોસ ફરસ. | ... ... | ૧ ૧/૬ ગ્રેન. |
| | ઓઇલ લીમોનીસ, | ... | ૨ મીનીમ. |
| | લીપેનાઇન | ... ... | ૩ ઓંસ. |

મિશ્ર કરી ૧/૨ ચાહની નાની અડધી ચમચી જમ્યા પછી દીવસમાં બે વખત; બે વરસના બચ્ચાને. કંઠ નળીના સંકોચન ઉપર.

Laryngismus stridulus.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—સલ્ફેટ ઓફ કાપર, પરમાંગનેટ ઓફ પોટાશીયમ, ટરપેનટાઇનનું તેલ. (કોઇ પણ જાતનું તેલ અને દુધ તેનાપર આપવું નહીં.)

વધારે હકીકત માટે અમારી મેટિરીયા મેડિકા પાનુ ૩૪૩ થી જુઓ.

---

**PHYSOSTIGMATIS EXTRACTUM.** ફીઝો સ્ટીગમેટીસ એકસ્ટ્રાકટમ **અં૦** એકસ્ટ્રાકટ ઓફ કયાલા બારબીન.

**વર્ણન**—ઘેરા બુરા રંગનું નરમ, ચીકણું, માદક સત્વ જે કાલાબારબીનમાંથી પેદા કરવામાં આવે છે તે.

**ગુણ**—અંતરોપચારમાં અને હાયપોડર્મીકલી ( પીચકારી વાટે ત્વચામાં દાખલ કરવા) કરોડ રજ્જુપર શાંતીદાયક અસર કરે છે અને આંખની કીકીને સંકુચીત કરેછે.

**ઉપયોગ**—દાંતખીલીના દરદપર નાના બચ્ચાને ધનુર્વા ઉપર, કોરીઆ અને મંદ પડી ગએલા આંતરડાને સતેજ કરવા સારૂ વપરાય છે.

**માત્રા**—અંતરોપચારમાં ૧/૨૦ ગ્રેનથી ૧/૬ ગ્રેન સુધી એક વખતની માત્રામાં અશક્ત પડી ગયેલા પેટના આંતરડા ઉપર. પીચકારી વાટે ત્વચામાં ૧/૨ ગ્રેન એક

વખતની માત્રામાં, અને થોડા વખતના અંતરે ફરીવાર ઉપયોગ કરવો. આખા દીવસમાં થઇ ½ ગ્રેનથી વધારે વાપરવું નહી. દાંતખીલી અને ધનુર્વા પર.

ઉપચાર.

નં. ૧ ઇનજેકટો, ફીઝો સ્ટીગમેટીસ, હાયપોડરમીક ૨ ડ્રામ, તેમાંથી. ૨ મીનીમ થોડા થોડા અંતરે ત્વચામાં પીચકારી રૂપે દાખલ કરવું. તરત જન્મેલા બાળકને માટે ટ્રીસમસ અને ટીટેનસ નીઓનેટોરમ (દાંત ખીલી, અને નાના બચ્ચાના ધનુર્વા ઉપર. )

વિરૂદ્ધ દવા—એટ્રોપીન અને સ્ટ્રીકનાઇન.

---

## PICROTOXINUM. પીક્રોટોકસીનમ.

**વર્ણન**—સ્વચ્છ રંગ વીનાનું, કાચ જેવા ચળકતા કટકા; વાસ રહીત, સ્વાદમાં કડુ; કવચીત ( ૧:૪૦૦ ) પાણીમાં પીગળી શકે છે, આલ્કોહલમાં પીગળી જાયછે.

**ગુણ**—મગજપર ગરમ અસર કરનાર. અને એન્ટાઇહૈડ્રોટીક ( પાણીને સોસી લેનાર ) છે.

**ઉપયોગ**—ક્ષય રોગમાં થતા રાત્રીના પરસેવા ઉપર વપરાય છે, પરંતુ વાપરવામાં ઘણીજ કાળજી રાખવી જોઇએ. વધારે માત્રા આપવાથી, રોગી બેશુધ થઇ જાય છે, સનેપાત થાય છે, અને તાણુ તથા આંચકીઓ આવી દર્દી મરણુ પામે છે.

**માત્રા**—૧/૬૦ ગ્રેન. એક વખતની માત્રામાં, ૮ થી ૧૦ વરસના છોકરાને ૧/૬૦ ગ્રેન. મોહોટી ઉમરનાને.

**સ્વાદીષ્ટ કરવા**—૧/૬૦ ગ્રેનમાં ૩ ડ્રામ નારગીનુ સરબત મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પીક્રોટોક્સીન. | ... ... | ૧/૬૦ ગ્રેન. |
| | નારંગીનો સરબત | ... ... | ૩ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ડ વોટર | ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી એક ટેબલ સ્પુન ફુલ રાત્રીના સુતી વખતે. દશ વરસની ઉમરના છોકરાને. ક્ષયમાં રાત્રીના પરસેવો થતો હોય ત્યારે.

વિષ નાશક ઉપચારમાં—હાઇડ્રેટના વિષમાં વિષ નાશક તરીકે પીક્રોટોકસીન ઘણીજ ઉત્તમ દવા છે.

---

**PILOCARPIÆ NITRAS** પીલોકારપીની નાઇટ્રસ અં૦ નાઇટ્રેટ ઓફ્ પીલોકારપાઈન.

વર્ણન—જેબોરેન્ડીના સત્વમાંથી પીલોકારપાઈન નામનો ક્ષાર કાઢવામાં આવે છે. રંગમાં સફેદ ચતકનો ભુકો અથવા સોયના જેવી અણીદાર ભુકી હોય છે; સ્વાદ સ્હેજ કડુ અને આહીક છે, આઠ ભાગ પાણીમાં મિશ્ર થઈ શકે છે,

ગુણ—પીચકારી વાટે ત્વચામાં વાપરવાથી, સ્વેદઘ્ન તથા મૂત્રલ અસર ઘણાજ જોરમાં કરે છે;

અંતરોપચારમાં—કફઘ્ન અસર કરે છે અને મોઢામાં થુંક પેદા કરે છે.

ઉપયોગ—મૂત્ર પિંડના દરદો, રક્તની અંદર યૂરીઆનો જથો રક્તની સાથે અતિશય પ્રમાણમાં વધી ગયો હોય ત્યારે, પેટના જળંદરમાં, ડીફ્થેરીઆ, અને

કુકડીઆ ખાંસીપર વાપરવાથી ઘણોજ સરસ ફાયદો થાય છે, પરંતુ આ દવા વાપરવામાં દાક્તરોએ કાળજી રાખવી જોઇએ કારણ, આ દવાથી મૂર્છા આવે છે.

**માત્રા—હાયપોડરમીકલી** ત્વચામાં પીચકારીવાટે.

૧/૬૦ ગ્રેન. ૭ મહીનાના બાળકથી એક વરસના બાળકને.
૧/૩૦ ગ્રેન. ૨ થી ૩ વરસના બચ્ચાને.
૧/૨૦ ગ્રેન ૩ થી ૬ ,, ,,
૧/૧૫ થી ૧/૧૨ ગ્રેન. ૬ થી દશ વરસનાને
૧/૧૨ થી ૧/૬ ગ્રેન. મોહોટી ઉમરનાને

**અંતરોપચારમાં**—હાયપોડરમીકની માત્રા કરતાં બમણી માત્રા લેવી.

**સ્વાદીષ્ટ કરવા**—૧/૬ ગ્રેનમાં ૧૦ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

**વિષનાશક તરીકે**—એટ્રોપીન અને મોરફીયાના ઝેર ઉપર નાઇટ્રેટ ઓફ પીલોકારપાઇન ઘણીજ અસર કારક દવા છે.

## ઉપચાર.

નં. ૧ પીલોકારપાઈન ... ... ૧ ગ્રેન.

સ્પીરીટ વાઈનમ ગેલીસી. (બ્રાંડી) } ... ૧ ડ્રામ.

નારંગીનો સરબત. ... ... ૧ ડ્રામ.

વરાળનું પાણી ... ... ૩ ઔંસ.

મિશ્ર કરી એક ચાની નાની ચમચી જ્યારે કુકડીઆ ખાંસીનો ઉથલો આવે ત્યારે પાવી. ૩ થી ૬ વરસના બચ્ચાને. કુકડીઆ ખાંસીપર ( પરટયુસીસ )

---

## PINI SYLVESTRIS OLEUM પીની સીલ્વે.

સ્ટ્રીસ ઓલ્યમ. અં૦ ફરવુડ ઓઇલ.

**વર્ણન**—પાઇનસ સીલવેસ્ટ્રીસના તાજા પાંદડાને ડીસ્ટીલરીમાં ( દારૂ ખેંચવાની ભઠી ) પાણી સાથે નાંખી તેમાંથી જે તેલ કાઢવામાં આવે છે તેને ફરવુડ ઓઇલ કહે છે. લગભગ સ્વચ્છ હોય છે, અને તેની વાસ ઘણીજ સુગંધીદાર હોય છે, અને લવેંડરની વાસને મળતી

આવે છે; સ્વાદમાં તીખી, પણ મન પસંદ હોય છે. પરંતુ તે બાહ્યોપચારમાંજ વપરાય છે.

ગુણ—બાહ્યોપચારમાં. દુર્ગંધ નાશક તરીકે, અને નાસ લેવામાં વપરાય છે.

**ઉપયોગ**—ફેફસાના ક્ષત, વાસ મારતા કંઠ નળીના સોજા ઉપર, અને કંઠ નળીના બીજા વ્યાધી ઉપર નાસ લેવાથી સારો ફાયદો થાય છે.

**માત્રા**— ૫ થી ૧૦ મીનીમ નાસ લેવા સારૂ.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | ઓઈલ પીની સીલવેસ્ટ્રીસ... | ... ૫ મીનીમ. |
| | ઓઇલ જુનીપર ... | ... ૫ ,, |
| | રેક્ટીફાઈડ ટરપેન્ટાઈનનું તેલ | ... ૫ ,, |

મિશ્ર કરી આ મીશ્રણનો દીવસમાં બે વખત નાસ લેવો.

---

**PIX LIQUIDA.** પીક્સ લીક્વીડા. અં૦ ટાર, ગુ. તાર અથવા ડાંબ.

**વર્ણન**--રાળ જેવો પ્રવાહી ફરવુડમાંથી નીકળે છે. ઘેરા ભુરા અથવા કાળા રંગનો અર્ધ કઠણ હોય છે, તેનો વાસ સુગંધીદાર હોય છે અને ત્વચા ઉપર લગાડવાથી ગરમ અસર કરે છે, અને તેનું મલમ ખરજવા, ચાંદી, વીસ્ફોટક. વિચર્ચિકા, અને ત્વચાના રોગ પર લગાડવામાં આવે છે.

**માત્રા**—મલમ બનાવવા સારૂ ૧૦ થી ૩૦ પરસેંટ લેવામાં આવે છે.

મલમ બનાવવાની રીત.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પીકસીસ લીકવીડ | ... | ... ૧ ડ્રામ. |
| | ઓલીવ ઓઇલ,... | ... | ... ૧ ,, |
| | લેનોલીની... ... | ... | ... ૧ ઔંસ. |

મિશ્ર કરી મલમ તૈયાર કરી એક એક દીવસને આંતરે psoriasis. વિચર્ચીકા, કરોળ આના દરદપર લગાડવું.

**નોટ**:--દરદીના પેશાબનો રંગ કાળો થયેલો માલમ પડે અથવા દરદીને બેચેની અથવા ઉલટી જેવું લાગે કે તરત આ દવા લગાડવી બંધ કરવી.

**PLUMBI ACETAS.** પ્લંબી એસીટાસ. અં૦ એસેટેટ ઓફ લેડ. ઉપનામ. સ્યુગર ઓફ લેડ.

**વર્ણન**—સફેદ ચળકતા ગાંગડા, માલમ પડી શકે તેવા ખાટી વાસવાળા અને મીઠા ગ્રાહીક સ્વાદવાળા હોયછે: ૨૩ ભાગ પાણીમાં પીગળી શકે છે. પ્રતિક્રિયા અમ્લ હોય છે: સોલ્યુશન સ્વચ્છ પાણી જેવું બને છે.

**ગુણ—બાહ્યોપચારમાં**—ચામડી ઉપર ગ્રાહીક અસર કરનાર, અને સોજાને મટાડનાર છે.

**અંતરોપચારમાં**—લોહી બંધ કરનાર, ગ્રાહીક, તથા રક્તાશયપર શાંતીદાયક અસર કરનાર છે.

**ઉપયોગ—બાહ્યોપચારમાં**—ખરજવા, લુખસ, ચાંદા, સોજાપર તેના સોલ્યુશનના પોતા મુકવામાં આવેછે પ્રમેહ, પ્રદર, અતિ આર્તવ ઉપર તેના પાણીની પીચકારી મારવામાં આવે છે. આંખના દરદમાં આંખની અંદરના ખીલ ઉપર તેનાં પોતા, લોશન અને ટીપાં પાડવામાં આવે છે. તેમજ મરડો, અતિસાર. સંગ્રહણી, કોલેરા, હોજરીના ક્ષત, ફેફસા મળાશય, મુત્રાશય, હોજરી, નાક

અને ગર્ભાશયમાંથી થતા રક્તસ્રાવના દરદોપર વાપરવાથી ઘણો સારો ગુણ આપે છે.

**માત્રા—અંતરોપચારમાં**—૧/૧૦ ગ્રેન એક વખતની માત્રા, ૧ થી ૨ વરસના બચ્ચાને.

૧/૨ ગ્રેન. એક વખતની માત્રા ૩ થી ૪ વરસના બચ્ચાને.

૧/૬ ગ્રેન. ૫ થી ૬ વરસના બચ્ચાંને.

૧/૪ ગ્રેન. મોહોટી ઉમરના બચ્ચાને થોડા અફીણની સાથે મેળવીને દીવસમાં ત્રણ વખત આપવું.

બાહ્યોપચારમાં ૧/૨ થી ૧ પરસેન્ટનું મલમ અથવા ૧/૨ પરસેંટ લોશન બનાવવું.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—સલફ્યુરીક એસીડ અને ક્ષારો.

**સ્વાદિષ્ટ કરવા**—૧/૨ ગ્રેનમાં ૩ ગ્રેન સફેદ ખાંડ મેળવી આપવાથી સ્વાદીષ્ટ થાય છે.

વિશનાશક—પ્લંબી એસેટેટના વિષનાશક તરીકે સલ્ફેટ ઓફ સોડીયમ, અથવા મેગનેસીયમનો ઉપયોગ કરવામાં આવે છે.

## બાહ્યોપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૧ | પ્લંબી એસેટેટ | ... | ... | ૨ ગ્રેન. |
| | એસીડ એસેટીક, ડીલ્યુટ | | ... | ૨ મીનીમ |
| | અફીણ ... | ... | ... | ૪ ગ્રેન. |
| | વરાળનું પાણી | ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી, લોશન તૈયાર કરવું અને તીક્ષ્ણ ખર-જવાના દરદ પર ઉપયોગ કરવો.

---

## અંતરોપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૨ | પ્લંબી એસેટેટ. | ... | ... | ૧/૪ ગ્રેન |
| | પ્લ્વીસ ઈપીકાકયુના. કો; | | ... | ૧/૩ ગ્રેન |
| | સફેદ ખાંડ. ... | ... | ... | ૪ ગ્રેન |

મિશ્ર કરી દશ પડીકા તૈયાર કરવા અને એક પડીકુ દર બે કલાકે, ફેફસામાંથી રક્તશ્રાવ થતો હોય ત્યારે આપવામાં આવે છે.

## Haemoptysis.

---

નં. ૩ પ્લંબી એસીટેટ. ... ... ૨ ગ્રેન.
એસીડ એસેટીક. ... ... ૨ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ઔંસ.
મિશ્ર કરી લોશન બનાવવું અને બાહ્યોપચારમાં ઉપયોગ કરવો.

---

**PLUMBI CARBONAS.** પ્લંબીકાર્બોનાસ. અ૦ કાર્બોનેટ ઓફ લેડ. ગુ૦ સફેતો.

**વર્ણન**—સફેદ ભુકો, વજનમાં ભારે અને નરમ હોય છે; પાણીની અંદર મિશ્ર થતો નથી પણ એસેટીક એસીડમાં મિશ્ર થાય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં ગ્રાહીક અને પીડા શામક છે.

**ઉપયોગ**—તિક્ષ્ણ ખરજવા પર મલમ રૂપે લગાડવાથી ફાયદો થાય છે.

માત્રા—૨૫ પરસેંટ ઓઇંટમેન્ટ ( મલમ )

**બનાવટ.**

| | | | |
|---|---|---|---|
| પ્લંબી કાર્બોનેટ | ... | ... | ૨ ડ્રામ. |
| વેસલીન. ... | ... | ... | ૩ ડ્રામ. |
| લેનોલીન ... | ... | ... | ૩ ડ્રામ. |

મિશ્ર કરવાથી મલમ તૈયાર થાય છે તેને અંગ્રેજીમાં અંગ્વેંટમ પ્લંબી કારબોનાસ કહે છે.

---

**PLUMBI OXIDUM.** પ્લબી ઓકસીડમ. અં૦ ઓકસાઇડ ઓફ લેડ. લીથાર્જ. ગુ૦ બોદારસીંગ.

**વર્ણન**—ભારે. રંગમાં પાકેલી ફીકી ઇંટના જેવો; પાણીમાં મિશ્ર થતો નથી, પણ નાઇટ્રીક અને એસેટીક એસીડમાં થાય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં આલીક, પીડાશામક અને રક્ત શોધક હોવાથી સ્થાનીક દરદોપર પ્લાસ્ટર તરીકે વપરાય છે.

**ઉપયોગ**—જુના ખરજવાના તથા વિચર્ચિકા ઉપર ( Psoriasis ) વાપરવાથી ફાયદો થાય છે.

**માત્રા**—૩૦ થી ૪૦ પરસેંટ ઓઈંટમેન્ટ બનાવી ઉપયોગમાં લેવું.

**બનાવટ**—પ્લંબી ઓકસાઇડ. ... ૩ દ્રામ.
ઓલીવનું તેલ. ... ... ૪ દ્રામ.
પેરેફીન મોલીસ... ... ૧ દ્રામ.

મિશ્ર કરી મલમ તૈયાર કરવું. અને ખરજવાપર લગાડવું.

## PLUMBI SUBACETATIS GLYCERINUM.

સબ એસીટેટીસ ગ્લીસરીનમ.

**વર્ણન**—આની અંદર એસેટેટ ઓફલેડ, ઓકસાઇડ ઓફલેડ, ગ્લીસરાઇન અને ડીસ્ટીલ્ડ વોટરની મેળવણી હોય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં ગ્રાહીક અને પીડાશામક હોવાથી સ્થાનીક ત્વચાના દરદોપર મલમના રૂપમાં વપરાયછે.

**ઉપયોગ**—જુના ખરજવાના દરદપર લગાડવાથી ફાયદો થાય છે.

**માત્રા**—૧૦ થી ૧૨ પરસેંટ સોલ્યુશન ગ્લીસરાઇનમાં બનાવવું;

( Strength gradually increased )

**બનાવટ**--ગ્લીસરાઈન પ્લંબી સબએસીટીસ ૧ ડ્રામ.

ગ્લીસરાઇન ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી તૈયાર કરવું. ઉપયોગ જુના ખરજવાપર લગાડવામાં આવે છે.

---

## PODOPHYLLI RESINA. પોડોફીલીરેઝીના.

**વર્ણન**—પોડોફીલી અથવા પોડોફીલીરેઝીના પોડોફીલમ પેલ્ટેટમમાંથી નીકળે છે, અને તેને અમેરીકાનું મેહ મહીનાનું ફળ અથવા મેન્ડ્રેક ( Mandrake ) કહે છે. ફીકા પીળા રંગથી તે ભુરા લીલા રંગનો ભુકો આકાર વીનાનો હોય છે; વાસ વનસ્પતિના જેવો અને સ્વાદ ઉગ્ર હોય છે; એમોન્યા અને રેકટીફાઇડ આલ્કોહોલમાં મિશ્ર થઈ શકે છે; તેની જોસદાર બનાવટો, પીક્રોપોડોફીલીન અને પીક્રોપોડોફીલીક એસીડ બને છે.

**ગુણ**—અતિશય રેચક, પીતશામક, કાળજાને ગરમ અસર કરનાર, અને થોડા પ્રમાણુમાં રક્ત શોધક છે.

**ઉપયોગ**—જુના બંધકોશ ઉપર, કાળજાના જુના દરદોપર, ખાસ કરીને કાળજાના ભરાવામાં તથા લોહીની ગાંઠોના દરદ વિગેરે ઉપર વાપરવાથી સારો ફાયદો થાયછે.

**માત્રા**--૧/૧૬ ગ્રેન. ૧ થી ૨ વરસના બચ્ચાને.
૧/૧૨ ગ્રેન. ૩ ,, ,,
૧/૮ ગ્રેન. ૪ થી ૫ ,, ,,
૧/૬ ગ્રેન. ૬ થી ૭ ,, ,,
૧/૪ ગ્રેન. ૮ થી ૯ ,, ,,
૧/૩ થી ૧/૨ ગ્રેન મોહોટી ઉમરના બચ્ચાને.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—ક્ષારો. ( Alkalies)

**સ્વાદીષ્ટ કરવા**...૧/૬ ગ્રેનમાં ૧/૨ ડ્રામ સીરપ ઝીંજી આઇડીઆઇ મેળવવું.

**ઉપચાર.**

નં. ૧ પોડોફીલી રેઝીન ... ... ૪ ગ્રેન
સ્પીરીટ વાઇન રેકટીફાઇડ. ...૨૦ મીનીમ

સીરપ રૂબી આઇડીઆઈ. ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચા દીવસમાં એક અથવા બે વખત ૬ થી ૮ વરસના છોકરાને બંધ કોષ ઉપર ( કોન્સ્ટીપેશન ) આપવી.

---

નં. ૨ પોડોફીલીન ... ... ¼ ગ્રેન.
એકસ્ટ્રાક્ટ બેલાડોના ... ¼ ગ્રેન.
એકસ્ટ્રાક્ટ પલ્વીસ ગીસરાઇઝા. જોઇતા પ્રમાણમાં

મિશ્ર કરી ગોળી બનાવવી અને રાત્રીના સુતી વખતે લેવી. બંધકોષ પર. ( કોન્સ્ટીપેશન. )

---

**PODOPHYLLOTOXINUM**. પોડોફીલોટોકસીનમ.

**વર્ણન**—આ દવા પણ રાઇઝોમ પોડોફીલમ પેલ્ટેટમમાંથી નીકળે છે. આ દવાની સફેદ ભુકો હોય છે અને સ્વાદમાં અતિ કડવી; આલ્કોહોલ અને ગરમ પાણીમાં પીગળે છે, અને આલ્કાલીસની અંદર પીગળતી નથી.

ગુણ—અતિશય રેચક હોય છે,

**ઉપયોગ**—જુના બંધકોષના દરદપર આપવાથી ફાયદો થાય છે; આ દવાથી પેટમાં અમળાટ અને ચુંક પોડોફીલમરેઝીના કરતાં પણ ઘણોજ થોડો થાય છે.

**માત્રા**—$\frac{૧}{૧૨૦}$ ગ્રેન. એક વખતની માત્રા ૧થી૨ વરસના બચ્ચાને.

| | | |
|---|---|---|
| $\frac{૧}{૬૦}$ ગ્રેન. | ,, | ૨ થી ૩ વરસનાને. |
| $\frac{૧}{૪૦}$ ગ્રેન. | ,, | ૪ થી ૫ ,, |
| $\frac{૧}{૩૦}$ ગ્રેન. | ,, | ૫ થી ૭ ,, |
| $\frac{૧}{૨૦}$ ગ્રેન. | ,, | ૭ થી ૧૦ ,, |
| $\frac{૧}{૧૨}$ ગ્રેન. | ,, | મોહોટી ઉમરનાને. |

---

**વિરૂદ્ધ અસર કરનાર**—ક્ષારો. ( આલ્કેલીસ. )

**સ્વાદીષ્ટ કરવા**—$\frac{૧}{૨૦}$ ગ્રેન પોડો ફીલોટોકસીનમમાં $\frac{૧}{૨}$ ડ્રામ સાદ્રપ રૂમી આરોમેટીકઆજ મેળવવાથી સ્વાદમાં સુધારો થાય છે.

## ઉપચારો.

નં. ૧. પોડો ફીલોટોકસીની. ... ...$\frac{૧}{૨}$ ગ્રેન.

સ્પીરીટ વાઇની રેકટીફાઇડ.          ૨૦ મીનીમ.

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી દીવસમાં એક અથવા બે વખત ત્રણથી ચાર વરસના બચ્ચાને જુના બંધકોષ ઉપર આપવી.

---

**POTASSÆ LIQUOR.** પોટાસીલાઇકર. અં૦ સોલ્યુશન ઓફ પોટાસ.

**વર્ણન**—સફેદ સ્વચ્છ પાણી જેવી પ્રવાહી; સ્પેસીફીક ગ્રેવીટી ૧. ૫૮; પ્રતિક્રિયા અતિક્ષારમય હોય છે: સ્વાદમાં અતિ તીવ્ર અને ત્વચાને બાળી નાંખનાર છે.

**ગુણ--બાહ્યોપચારમાં**—હલકા પ્રકારનુ ચામડીને દાહક અસર કરનાર અને શોધક છે.

**અંતરોપચાર**માં ખટાસ દુર કરનાર મૂત્રલ અને રક્ત શોધક છે.

**ઉપયોગ**—કંઠ નળીના દરદોપર, ગળાની અંદર થયેલા ક્ષતપર તેનું નરમ કરેલું પ્રવાહી ચોપડવામાં આવે

છે; તથા કોગળા કરવાના ઉપયોગમાં લેવાય છે; તે સીવ ત્રુ ખસ, ખરજવા, ચાંદા અને બીજા ચેપી ચામડીના દરદો પર પાણી સાથે મીશ્ર કરી ચોપડવામાં આવે છે.

અંતરોપચારમાં પ્રમેહ, સંધીવા, મેદ વૃદ્ધી, અજીર્ણ ઉનવા, અમ્લપીત, પથરીના વ્યાધી, જલંદર, અને મુત્રાશયના સોજાના વ્યાધીમાં વપરાય છે.

**માત્રા**—ચાર પરસેંટ સોલ્યુશનના કોગળા ગળાની અંદર થયેલા ડીફ્થેરીઆના દરદમાં કરવાથી ફાયદો થાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—આસીડો (તેજાબ) આસીડમય ક્ષારો, આમોનીઆની બનાવટો, ધાતુના ક્ષારો, બેલાડોનાની બનાવટો, હાયો સ્યામસ, અને સ્ટ્રેમોનીઅમ.

## ઉપચાર

| | | | |
|---|---|---|---|
| ન. ૧. | લાયકર પોટાસી | ... | ... ૧ ડ્રામ. |
| | ગ્લીસરાઇન.... | ... | ... ૨ ડ્રામ. |
| | વરાળનું પાણી. | ... | ... ૩ ઔંસ. |

મિશ્ર કરી તેના બબ્બે કલાકે કોગળા કરવાથી કંઠનળીપર થયેલા ડીફ્થેરીઆના દરદને મટાડે છે.

pharyngeal diphtheria.

---

**POTASSÆ ARSENITIS LIQUOR** પોટાસી આર્સેનાઇટીસ લીકર. **અં૦** લાઇકર આર્સેનીકેલીસ.

ગુ૦ સોમલનું પ્રવાહી.

**વર્ણન**—રંગ લાલ હોય છે, અને તેજ મોહો અને પાછળથી ખારો લાગે છે; વાસ લવેંડરના જેવી; અને તેમાં ૧ ભાગ આર્સેનીઅસ એસીડ અને ૧૦૦ સો ભાગ પાણી મેળવી બનાવવામાં આવે છે.

**ગુણ**—ત્વચામાં પીચકારીવાટે અને અંતરોપચારમાં પૌષ્ટિક, લોહી સુધારનાર, તાવને રોકનાર અને દાહક છે.

**ઉપયોગ**—કોરીઆ, અપસ્માર, લોહીની ક્ષીણતામાં જુના ચામડીના દરદોમાં, મલેરીઆ, અને તમામ જાતના તાવમાં, પેસાબમા સાકર જતી હોય અને વારંવાર પેસાબ થતો હોય, જુના બંધ કોષમાં, માથાના દરદો, કફના દરદો, જુની ઉધરસ, ક્ષય, આધાશીશી, ઉંટાટીઓ, દમ,

સાંફણ, કોઢ, સંધીવા, ચાંદી, વિસફોટક, શુળ, ગર્ભસ્થાનની ગાંઠોના દરદમાં,

બરોળના વધારામાં રૂતુશ્રાવના દરદોમાં, સર્પદંશ, જુના રક્તેખમમાં અને નબળાઇના દરદમાં વારંવાર વપરાય છે.

નોટઃ—સોમલની બનાવટો જમ્યા પછી આપવી, સોમલ આપતાં આંખ લાલ થાય, પાંપણની કોરો સુજી હોજરીમાં દુઃખાવો થાય, જીભ પર સફેદ છારી વળે, અગર મોળ આવે, ઉબકા અને ઉલટીઓ થાય, તો સોમલની દવા આપવી તરત બંધ કરવી, વધારે પ્રમાણમાં આ દવાઓ અતિ ઝેરી છે, સોજાવાળા ચામડીના દરદમાં સોમલની દવા વાપરવી નહી, અને સોમલ લીધાથી ચામડી પર સોજાની અસર થાય ત્યારે સોમલની દવા બંધ કરવી પણ તે પેહેલા એક જુલાબ આપવો.

વિશેષ હકીકત સારૂ અમારી મેટિરીયા મેડિકા પાનુ ૪૦૩ જુઓ.

**માત્રા—અંતરોપચારમાં,**

½ થી ૧ મીનીમ, એક વખતની માત્રા. ૧ થી ૩ વરસનાને.
૧ થી ૨ ,, ,, ૩ થી ૪ ,,
૩ ,, ,, ૫ ,,
૪ થી ૫ ,, ,, ૬ થી ૮ ,,

મોહોટી ઉમરનાને વયના પ્રમાણુમાં;

**હાયપોડરમીકલી**—( ત્વચામાં પીચકારીથી દાખલ કરવા. ) ½ મીનીમ એક વખતની માત્રા, અને તેની માત્રા ½ મીનીમના પ્રમાણુમાં ધીમે ધીમે વધારી ૪ મીનીમ સુધી લઇ જવી, અને પછી તેવીજ રીતે માત્રા ઓછી કરતા જવી.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—હાયડ્રેટ ઓફ આયરન. અને મેગનેસીઆ, ટેનીન, એસેટેટ ઓફ લેડ; વનસ્પતિની આલીક ચાહ.

**સ્વાદીષ્ટ કરવા**--૧ મીનીમ લાઇકર પોટાસ આર્સેનીકલીસમાં પાંચ મીનીમ સીરપટોલુટેનસ અથવા ૧ ડ્રામ તજનું પાણી મેળવવું.

## ઉપચાર.

નં. ૧. લાઇકર પોટાસ આર્સેનીકેલીસ ... ૫ મીનીમ.
લીથી કાર્બિનેટીસ.... ... ૫ ગ્રેન,
તજનું પાણી ... ... ૪ દ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત દશ વરસના બચ્ચાને. મધુ પ્રમેહ. ડાયાબીટીસ મેલીટસ, પેસાબમાંથી સાકર બંધ થયા પછી આપવામાં આવે છે.

---

નં. ૨. લાઇકર પોટાસ આર્સેનીકયાલીસ, ૩૦ મીનીમ.
વાઇનમ ફેરી. ... ... ૪ દ્રામ.
તજનું પાણી. ( એકવાસેનેમોમી. ) ૨ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી દીવસમાં ત્રણ વખત. ત્રણ વરસના બચ્ચાને પૌષ્ટીક તરીકે મગજપૌષ્ટીક ( નરવાઇન ટોનીક. ) સારૂ આપવામાં આવે છે.

---

નં. ૩. લાઇકર પોટાસ આર્સેનીકયાંલીસ ૧ દ્રામ.
વરાળનું પાણી. ( એકવાડીસ્ટીલેટ ) ૧ દ્રામ

ત્વચામાં પીચકારી મારવાનું પ્રવાહી શરૂઆતમાં ૧ મીનીમ વાપરવું. કોરીઆના દરદપર.

---

**વિષઘ્ન દવા**--લાઇકર આર્સેનીકાલીસ પોટાસના વિષમાં વિષઘ્ન દવાઓ, હાઇડ્રેટ ઓફ આયરન અને મેગનેસીઆ વારંવાર મોટી માત્રામાં આપવું.

**POTASSII ACETAS.** પોટાસી એસીટાસ **અં૦**

એસેટેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—પાંદડી જેવી આકૃતીનું; અને પાણી તથા સ્પીરીટની સાથે જલદી પીગળી જાય છે; સ્વાદમાં ખારૂં હોય છે.

**ગુણ**--મૂત્રલ અને રેચક છે.

**ઉપયોગ**—મૂત્રાશયના સોજાના વ્યાધીમાં, અને જ-ળોદરમાં વારંવાર વપરાય છે.

**માત્રા**- ૩ ગ્રેન. એક વખતની માત્રા, ૧ વરસના બાળકને; મોહાટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂધ્ધ અસર કરનાર દવાઓ**—ખનીજ તેજાબો, અને અમ્લમય ક્ષારો.

**સ્વાદીષ્ટ કરવા સારૂ**—૩ ગ્રેન એસેટેટ ઓફ પોટાસમાં ૧૫ મીનીમ સીરપ રૂબી આઇડીઆઇ મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પોટાસ એસેટેટ | ... ... | ૧૦ ગ્રેન |
| | સકસ સ્કોપેરીઆઇ. | ... ... | ½ ડ્રામ. |
| | ટીંકચર ડીજીટેલીસ | ... ... | ૧૫ મીનીમ. |
| | સ્પીરીટ કલોરોફાર્મ | ... ... | ૫ ,, |
| | ઇનફ્યુઝમ સીનેગી | ... ... | ½ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૮ થી ૧૨ વરસના બચ્ચાને રક્તાશયના જળંદર સારૂ. (કાર્ડીએક ડ્રોપસી.)

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | પોટાસ એસેટેટ | ... ... | ૩ ગ્રેન. |
| | સ્પીરીટ ઇથરનાઇટ્રોસી... | ... | ૪ મીનીમ. |
| | લાઇકર આમોનીઆ એસેટેટીસ... | | ૧૫ ,, |

એસેટમ સીલા. ... ... ૩ ,,
ડીકોકશન સ્કોપેરીઆઇ. ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વાર, ૧ વરસના બાળકને મૂત્રલ અસર કરવા સારૂ, ખુલાસેથી પેસાબ કરાવવા.

મીસ્ચ્યુરા ડાઇયરેટીકા.

---

નં. ૩ પોટાસ એસીટેટ ... ... ૬ ગ્રેન.
સીરપ રૂબી આઇડીઆઈ. ...૩૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વાટર ... ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ અથવા ચાર વખત, બે વરસના બાળકને, ગુરદા ( મૂત્રાશય ) ના દરદપર. ( નીફ્રાઇટીસ. )

---

**POTASSII BICARBONAS.** પોટાસી બાય કાર્બોનાસ અં० બાય કાર્બોનેટ ઓફ પોટાસીયમ ગુ. જવખાર.

**વર્ણન**—સફેદ પારદર્શક કટકા હોય છે, સ્વાદમાં ખારો, ગરમ અને ઠંડા પાણીમાં ઓગળે છે.

**ગુણ**—ખટાશ દુર કરનાર, મૂત્રલ, અને કફઘ્ન છે, તેમજ અગ્નિ વર્ધક અને રક્ત શોધક છે.

**ઉપયોગ**—તીક્ષ્ણ ફેફસાના સોજા, ખાંસી, સળેખમ, કંઠનળીના સોજામાં ચીકણો કફ નીકળતો હોય ત્યારે, અને જુના હોજરીના સોજામાં પરૂ નીકળતું હોય ત્યારે, વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા**--૨ ગ્રેન. ૧ વરસની ઉમરના બાળકને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવામાં આવે છે.

**વિરૂધ દવા**—એસીડો, એસીડમય ક્ષારો. ટારટર ઇમેટીક, પરકલોરાઇડ ઓફ મરક્યુરી, કેલોમલ, સલ્ફેટ ઓફ કવીનાઇન.

**સ્વાદિષ્ટ કરવા**—૧ ગ્રેન બાયકાર્બોનેટ પોટાસમાં પાંચ મીનીમ નારંગીનો સરબત મેળવવો.



## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ન. ૧. | પોટાસ બાયકાર્બોનાસ | ... | ૧૦ ગ્રેન. |
| | ટીંકચર સીલા ... | ... | ૧૦ મીની. |
| | સ્પીરીટ કલેરો ફોર્મ. | ... | ૫ મીનીમ. |
| | સીરપ ઓરેંશી ... | ... | ૧ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ડ વાટર ... | ... | ½ આંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું. ૫ થી ૬ વરસના છોકરાને. રક્તાશયાવરણ. Pericarditis.

---

| | | | |
|---|---|---|---|
| ન. ૨. | પોટાસ બાયકાર્બોનાસ. ... | ... | ૧૦ ગ્રેન. |
| | ફેરી ટાર્ટરેટ.,... | ... | ... ૫ ગ્રેન. |
| | સ્પીરીટ વાઇનમ રેકટીફીકેટ | | ...૧૦ મીનીમ. |
| | સીરપ ઓરેંશી | ... | ...૩૦ મીનીમ. |
| | એક્વા ડીસ્ટીલ | ... | ... ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી પાંચથી ૭ વરસના છોકરાને. આંતરડાના જીર્ણ સોજા ઉપર પૌષ્ટીક અસર થવા સારૂ.

( ટોનિક; ક્રોનીક એન્ટીરાઇટીસ. )

---

નં. ૩. પોટાસ બાયકાર્બોનાસ. ... ૧ ગ્રેન.
પોટાસ આયોડાઇડ ... ... $\frac{1}{2}$ ગ્રેન.
એક્સ્ટ્રાક્ટ સીંકોના લીક્વીડ ... ૨ મીનીમ.
સીરપ સીલ્ગા ... ... ... ૧૦ મીનીમ.
એકવાડીસ્ટીલ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ વરસના બાળકને ☞સ્વાસ નળીના સોજાપર. બ્રોંકા, ન્યુમોનીઆ.

---

**POTASSII BROMIDUM.** પોટાસી બ્રોમીડમ. અં૦ બ્રોમાઇડ ઓફ પોટાસીયમ.

વર્ણન—પાર દર્શક અથવા સફેદ કટકા હોય છે, પાણીમાં એકદમ પીગળી જાય છે, વાસ રહીત, અને મનને પસંદ નહી પડે તેવું અને સ્વાદમાં ખારો લાગે છે.

ગુણ—પીડા શામક, નિંદ્રા લાવનાર, કફઘ્ન અને મગજના રોગને શાંત કરનાર છે.

**ઉપયોગ**—આંચકી, અપસ્માર, ઉનમાદ, હીસ્ટીરીઆ, મસ્તકસુળ, બરોળના વ્યાધી, અને બચ્ચાંને દાંત આવતી વખત નિંદ્રામાં, ફોરીઆ, અને અશક્તીને લીધે થતા હૃદયના થડકા, દાંતખીલી, રાત્રીના ઉંઘમાં વારંવાર પેશાબ થવા, ધનુરવા અને તાણુ ઉપર તથા કુકડીઆ ખાંસી ઉપર વારંવાર વપરાય છે.

પોટાસીયમ બ્રોમાઇડ મોટા માણુસ કરતાં બચ્ચાંને વધારે સારી પેઠે માફક આવે છે, અને બ્રોમીઝમ ક્વચિત જ થાય છે પણ લાંબો વખત લેવાથી મોટી ઉમરના દરદીઓને બ્રોમીઝમ થાય છે.

**માત્રા**—૧ થી ૩ ગ્રેન. એક વખતની માત્રા ૭ મહીનાના બાળકથી ૧ વરસના બાળકને.

| | |
|---|---|
| ૩ થી ૫ ગ્રેન | ,, ૧ થી ૨ વરસનાને. |
| ૩ થી ૮ ગ્રેન | ,, ૩ થી ૫ ,, |
| ૮ થી૧૫ ગ્રેન | ,, ૬ થી ૧૦ ,, |
| ૧૫થી૩૦ ગ્રેન | ,, મોટી ઉમરના બચ્ચાંને. |

જેમ જેમ માફક આવે તેમ તેમ માત્રા વધારવી.

**વિરૂધ અસર કરનાર દવા**—એસીડો ( તેજાબો અને ક્ષારો, તેમાં ઘણા ખારા ધાતુના ક્ષારો અને માટીના ક્ષારો.

**સ્વાદીષ્ટ કરવા**—૩ ગ્રેન પોટાસ બ્રોમાઈડ અને ૧૫ મીનીમ નારંગીનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ બનેછે.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | પોટાસ બ્રોમાઇડ ... | ... ૮ ગ્રેન. |
| | ટીંકચર બેલાડોના ... | ...૧૨ મીનીમ. |
| | સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | ...૧૨ મીનીમ. |
| | સીરપ ઓરેંશી ... | ... ૧ ડ્રામ. |
| | એકવા. ( પાણી ) ... | ... ½ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ થી આઠ વરસના છોકરાને વાઇ ફેફરૂ ઉપર. Epilepsy.



નં. ૨. પોટાસ બ્રોમાઇડ. ... ... ૪ ગ્રેન.
સોડીબ્રોમાઇડ... ... ... ૪ ગ્રેન.
લાઇકર આર્સેનીક ... ... ૨ મીનીમ.
સીરપ ઓરેંશી ... ... ૧ દ્રામ.
નારંગીના ફુલનું પાણી. ... ½ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૨ થી ૩ વરસના બચ્ચાને. વાઇ. ફેફર. ( Epilepsy )

---

નં. ૩ પોટાસ બ્રોમાઇડ. ... ... ૫ ગ્રેન
લાઇકર મોરફી મર ... ૧ મીનીમ.
Liquor. morph mur.
સીરપ સીલા... ... ... ૨૦ મીનીમ.
નારંગીના ફુલનું પાણી. ... ૨ દ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ થી આઠ વરસના બચ્ચાને. કુકડીઆ ખાંસી. ( ઉંટાટીઓ ) ઉપર ( Pertussis. )

---

## નાસ લેવા સારૂ.

નં. ૪ પોટાસ બ્રોમાઇડ. ... ...૧૫ ગ્રેન
એકવા ડીસ્ટીલેટ. ... ... ૧ ઔંસ.
મિશ્ર કરી કુકડીઆ ખાંસી ઉપર તેનો નાસ લેવો.

---

**POTASSII CARBONAS.** પોટાસીકાર્બોનોસ અં૦
કાર્બોનેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—સફેદ અને ચળકતો ભુકો પણ ઘણુંખરો ઝાંખો હોય છે. પ્રતિક્રિયા આલ્કલાઇન અને સ્વાદમાં ખારો પાણીમાં જલદી ઓગળી જાય છે, અને બાહારની હવા લાગવાથી પોતાની મેળે ઓગળી જઇ પાણી થઇ જાય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં. શોધક અને આલકેલાઇઝર છે, અંતરોપચારમાં ખટાશ દુર કરનાર મુત્રલ, ને કફઘ્નછે.

**ઉપયોગ**—ધુલીઓ, સ્વાસ નળીના આવરણનો સોજો, અને ડીફથેરીઆ ઉપર વાપરવામાં આવે છે.

**માત્રા**—અંતરોપચારમાં ૧ ગ્રેન. ૧ વરસના બાળ-

ને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

બાહ્યોપચારમાં. ૦. ૧ થી ૦. ૫ પરસેંટ સોલ્યુશન છાંટવા તરીકે. ( for Sprays )

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—એસીડો, એસીડમય ક્ષારો, ટારટર ઇમેટીક, પરક્લોરાઇડ ઓફ મરક્યુરી, કેલોમેલ, સલ્ફેટ ઓફ ક્વીનાઇન.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન કાર્બોનેટ ઓફ પોટાસમાં પાંચ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પોટાસ કાર્બોનેટ | ... ... | ૧૬ ગ્રેન. |
| | નારંગીનું સરબત | ... ... | ૮૦ મીનીમ. |
| | પાણી | ... ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી એક ચા'ની નાની ચમચી દર કલાકે ૧ વરસના બાળકને ડીફ્થેરીઆ ઉપર આપવું.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | પોટાસ કારબોનેટ | ... ... | ૫ ગ્રેન. |

પાણી ... ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી ઝાંટવું દર બએ કલાકે કંઠ નળીના દરદ પર મેમ્બ્રેનસ લારીન જાઇટીસ.



**POTASSII CHLORAS.** પોટાસી કલોરાસ. અં૦ કલોરેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—સફેદ પારદર્શક કટકાઓ હોય છે અથવા ભુકી હોય છે. સ્વાદમાં ખારો અને ઠંડો હોય છે, ૧૬ ભાગ પાણીમાં ઓગળે છે.

**ગુણ**—બાહ્યોપચારમાં દુર્ગંધનાશક, મોઢાના દરદમાં કોગળા કરવા સારૂ; અંતરોપચારમાં દુર્ગંધનાશક, શિતળ, મૂત્રલ, રક્તશોધક, તરસ છીપાવનાર, અને કફઘ્ન છે.

**ઉપયોગ**—થુલીઓ, ઉરૂસ્તંભ, જુની ઉધરસ, ક્ષય, કોલેરા, અતિસાર, કમળો, ટાઇફાઇડ અને ટાઇફ્સ ફીવર, પારાની દવાથી આવેલા મોંઢાના દરદમાં, ગળાના ચાંદા, કંઠમાળ, ફેફસાના સોજા, ખરજવા, સ્કર્વી ચોળીઆ,

તથા ત્વચા રોગમાં વપરાય છે. વિશેષ હકીકત માટે. મે. મે. પાનું ૪૬૧ જુઓ. ડીફ્થેરીઆ (કંઠ ગેલ્હીણી.) ના દરદમાં ચાલતા સુધી પોટાસ કલોરાસ અંતરોપચારમાં આપવું નહી. અને ખાસ કરીને પેસાબમાં આલ્બ્યુમીન જતું હોય ત્યારે તો બીલકુલ આપવું નહી, ફક્ત બાહ્યોપચાર માંજ ઉપયોગ કરવો.

**માત્રા—અંતરોપચારમાં.**

૩ ગ્રેન. એક વખતની માત્રા અને આખાદીવસમાં થઇને ૧૨ ગ્રેન એક વરસની અંદરના બાળકને.

૫ ગ્રેન. એક વખતની માત્રા. આખા દીવશમાં ૩૦ ગ્રેન બેથી ત્રણ વરસના બચ્ચાને.

૫ ગ્રેન. એક વખતની માત્રા. આખા દીવસમાં ૪૦ ગ્રેન ૩ થી ૫ વરસના બચ્ચાને.

૮ ગ્રેન. એક વખતની માત્રા. આખા દીવસમાં ૫૦ ગ્રેન. ૬ થી ૧૦ વરસના બચ્ચાને.

૧૦ ગ્રેન. એક વખતની માત્રા, આખા દીવસમાં ૬૦ ગ્રેન મોહોટી ઉમરના બચ્ચાને.

**બાહ્યોપચારમાં** ૧ થી ૩ પરસેંટ શોલ્યુશન ગળાના દરદ ઉપર ચોપડવા અથવા કોગળા કરવા સારૂ તૈયાર કરવામાં આવે છે.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન કલોરેટ ઓફ પોટાસીયમમાં ચાર મીનીમ સીરપ મોરી મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પોટાસ કલોરેટ | ... ... | ૧ ડ્રામ. |
| | ટીંકચર સીંકોના | ... ... | ૧ ડ્રામ. |
| | એસીડ હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ ... | | ૧ ડ્રામ. |
| | સીરપ મોરી | ... ... | ૧½ આંસ. |
| | પાણી | ... ... ... | ૬ આંસ. |

મિશ્ર કરી ૧ અથવા ૨ ચાની નાની ચમચી દર ત્રણ કલાકે ૧ થી બે વરસના બચ્ચાને મોંઢાની અંદરના દરદોપર. ( સ્ટોમેટાઇટીસ. )

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | પોટાસ કલોરેટ | ... ... | ૧½ ગ્રેન. |
| | સરબત | ... ... ... | ૨૦ મીનીમ |

| | | | |
|---|---|---|---|
| એકવા કેરૂઆઇ | ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ મહીનાના બાળકને મોઢાના દરદમાં.

---

## બાહ્યોપચારમાં

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૩ | પોટાસ કલોરેટ | ... | ... | ૫ ગ્રેન. |
| | ઓરેસીસ. ... | ... | ... | ૬ ગ્રેન. |
| | પાણી ... | ... | ... | ૧ ઔંસ. |

લોશન લગાડવા સારૂ. તૈયાર કરવું.

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૪ | પોટાસ કલોરેટ | ... | ... | $1\frac{1}{2}$ ડ્રામ. |
| | ગ્લીસરાઈન... | ... | ... | ૨ ડ્રામ. |
| | ટીંક્ચર ફેરી પર કલોરાઇડ | | ... | $\frac{1}{2}$ ઔંસ. |
| | પાણી ... | ... | ... | ૮ ઔંસ. |

જર્મન ઓરીમાં મોંઢામાં ગળાની અંદર સોજો આવે છે તે પર, કોગળા કરવા સારૂ ઉપયોગ કરવામાં આવેછે.

**POTASSII CITRAS.** પોટાસી સાઈટ્રસ. અં૦ સાઈટ્રેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—ચળકતી ભુકી; માલુમ નહી પડે તેવાં અમ્લ અને ખારી હોય છે; પાણીમાં તરત ઓગળી જાય છે, અને હવા લાગવાથી પોતાની મેળે ઓગળી જઇ પાણી થઇ જાય છે.

**ગુણ—અંતરોપચારમાં**—પેશાબ અને લોહીની ખટાશને દુર કરે છે. શીતળ અને તરસ મટાડનાર, મૂત્રલ સ્વેદલ, અને રક્તશોધક છે.

**ઉપયોગ**—તીક્ષ્ણ સંધીવાના દરદમાં, કંઠનળીના સોજાપર, મૂત્રાશયના વ્યાધીપર, લુખસ, ત્વચારોગ, ગાંઠીઓ વા, જળંદર, સોજાના દરદમાં અને પ્રમેહમાં, પથરીના દરદમાં અને સખત તાવમાં વારંવાર વપરાય છે.

**માત્રા**--૨ થી ૩ ગ્રેન. ૧ વરસના બચ્ચાને, મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન સાઈટ્રેટ ઓફ પોટાસમાં પાંચ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

## ઉપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૧ | પોટાસ સાઇટ્રેટ | ... | ... | ૫ ગ્રેન. |
| | સીરપ ઓરેંશી | ... | ... | ૫ મીનીમ. |
| | એકવાડીસ્ટીલેટ | ... | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવી. ૨ થી ૩ વરસના બચ્ચાને. સંધીવાના દરદમાં ( રૂમેટીઝમ )

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૨ | પોટાસ સાઇટ્રેટ. | ... | ... | ૧૦ ગ્રેન. |
| | સોડી બ્રોમાઇડ. | ... | ... | ૫ ,, |
| | સ્પીરીટ કલોરોફોર્મ. | ... | ... | ૧૦ મીનીમ. |
| | નારંગીનો સરબત | ... | ... | ૫૦ ,, |
| | પાણી | ... | ... | $\frac{1}{2}$ ઔંસ. |

મિશ્ર કરી દર ચાર ચાર કલાકે રૂમેટીઝમમાં અતિશય બેચેની માલમ પડેત્યારે. આપવું.

Rheumatism with much nervous excitement.

**POTASSII IODIDUM.** પોટાસી આયોડીડમ. અં૦ આયોડાઈડ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—સફેદ ચળકતા કટકા હોય છે, સ્વાદમાં ખારા, અને પાણીમાં જલદીથી ઓગળી જાય છે.

**ગુણ—બાહ્યોપચારમાં**—સ્થાનીક ત્વચાના ક્ષત ઉપર રક્ત શોધક અસર કરે છે.

**અંતરોપચારમાં**—કફ્ન, મૂત્રલ, રક્તશોધક, અને પેટની અંદર લેડ (સીસા)ની દવાની અતફળા થયેલી હોય તો તેને બાહાર કાડી નાંખે છે.

**ઉપયોગ—અંતરોપચારમાં**—પારાથી મોંઢાની અંદર સોજા આવ્યા હોય અથવા મોઢું આવ્યું હોય ત્યારે, ડીફ્થેરીઆ (કંઠગોહીણી.)માં, બદ, કંઠમાળ, કાળજા અને બરોળના વ્યાધીમાં, વિસ્ફોટક, ચાંદી, પ્રમેહ, ત્વચા રોગ, ક્ષય, ઉધરસ, ફેફસાના દરદો, પ્રદર, જળંદર, ગર્ભાશયના વ્યાધી, અનિયમીત ઋતુશ્રાવના વ્યાધી. અંડવૃદ્ધિની ગાંઠોના વ્યાધી, લુખસ અને પેઢુની ગાંઠોના દરદમાં વારંવાર વપરાય છે.

**બાહ્યોપચારમાં**—લીનીમેન્ટ, લાઇકર, ટીંકચર, મલમ, અને નાસ લેવાની બનાવટો થાય છે, અને તે ચોપડવાના કામમાં આવે છે. મરકીની ગાંઠો, કંઠમાળની ગાંઠો, બદ, ગડ, ગુમડ, દાદર, ખરજવા, સોજા, સાંધાના દુખાવા, શુળ, ચસકા, લચક વિગેરે ભાગપર ચોપડવાથી ફાયદો થાય છે. ક્ષય, ઉધરસ, અને કંઠ નળીના સોજા ઉપર તેનો નાસ લેવાથી ગરમ, કફઘ્ન અસર સારી કરે છે.

**માત્રા—અંતરોપચારમાં.**

½ ગ્રેન. એક વખતની માત્રામાં. ૧½ ગ્રેન આખા દીવસમાં દઇને. એક વરસની અંદરના બાળકને.

૧ ગ્રેન. એક વખતની માત્રા, આખા દીવસમાં ૩ ગ્રેન, ૧ થી ૨ વરસના બચ્ચાને.

૨½ ગ્રેન. એક વખતની માત્રા, આખા દીવસમાં ૬ ગ્રેન, ૩ થી ૪ વરસના બચ્ચાને.

૪ ગ્રેન એક વખતની માત્રા. આખા દીવસમા ૧૨ ગ્રેન, ૫ થી ૮ વરસના બચ્ચા.

૫ ગ્રેન. એક વખતની માત્રા, આખા દીવસમાં ૧૫ ગ્રેન,
૮ થી ૧૦ વરસના બચ્ચાને.
૧૦ ગ્રેન. એક વખતની માત્રા, આખા દીવસમાં ૩૦ ગ્રેન,
મોટી ઉમરના છોકરાંને.

---

**બાહ્યોપચારમાં**—૦. ૫ પરસેંટ સોલ્યુશન;(પ્રવાહી)
૧૦ પરસેંટ ઓઇન્ટમેન્ટ. ( મલમ. )

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ.** અર્સીડો, સ્પીરીટ ઓફ નાઈટર, જે વનસ્પતીમાં સ્ટાર્ચ ( ચીકણો ) સમાયેલા હોય તેની ચા', તથા ઉકાળા.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ગ્રેન આયોડાઇડ પોટાસમાં પાંચ મીનીમ નારંગીનું સરબત અથવા ½ ડ્રામ પીપરમીન્ટનું પાણી મેળવવું.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પોટાસ આયોડાઇડ. | ... ... | ૨ ગ્રેન. |
| | ટીંક્ચર સીલા... | ... ... | ૧૦ મીનીમ. |

ટીંકચર સ્ટ્રોફેંથી ... ... ૫ ,,
સ્પીરીટ કલોરોફોર્મ. ... .. ૫ મીનીમ.
ઇનફ્યુઝમ સેનેજી ... ... ½ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૮ થી ૧૨ વરસના છોકરાને રક્તાશયના વધારા ઉપર ( કાર્ડીએક ડ્રોપસી )

---

નં. ૨. પોટાસ આયોડાઇડ ... ...૧૨ ગ્રેન.
પેપરમીંટનું પાણી ... ... ૩ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની નાની ચમચી દીવસમાં ત્રણ ચાર વખત, ૭ માસના બાળકને, વારસામાં ઉતરેલ ઉપદંશના દરદમાં આપવું.

---

નં. ૩. પોટાસ આયોડાઇડ. ... ૨½ ગ્રેન.
એક્સ્ટ્રાક્ટ સ્ટ્રેમોની. ... ૧½ ગ્રેન.
સ્પીરીટ કલોરોફોર્મ. ... ૫ મીનીમ.
સ્પીરીટ આમોનીઆ એરોમેટીક. ૫ મીનીમ,
પાણી... ... ... ½ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧૦ વરસની ઉમરના છોકરાને. સ્વાસ નળીની પીડાથી થયેલા દમ ઉપર બ્રોંકીયલ આસ્થમા. )

---

| | | | |
|---|---|---|---|
| નં. ૪. | પોટાસ આયોડાઇડ. | ... | ૫ ગ્રેન. |
| | એકસ્ટ્રાકટ સીંકોના લીકવીડ. | | ૫ મીનીમ. |
| | નારંગીનો સરબત | ... | ૩૦ મીનીમ. |
| | સીંકોનાનો ચાહ. | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૭ થી ૮ વરસના છોકરાને સુજીને મોટી થયેલી ગ્રંથી ઉપર. ( એનલાર્જડ ગ્લાંડસ )

---

**POTASSII NITRAS**: પોટાસીનાઇટ્રસ. અં૦ નાઇટ્રેટ ઓફ પોટાસ. ગુ૦ સુરોખાર.

**વર્ણન**—સફેદ, ચળકતા લાંબાકટકા અથવા મોટા ડેપા હોય છે. સ્વાદમાં ખાટો અને ઠંડો હોય છે, ૧ ભાગ સુરોખાર અને ચાર ભાગ પાણી મેળવવાથી ઓગળી જાય છે.

**ગુણ**—મૂત્રલ. સ્વેદલ, શિતળ, અને તરસ છીપાવનાર છે; તેમજ સ્વાસ નળીપર ઠંડી અસર કરનાર છે.

**ઉપયોગ**—ચોળીઆનાં સુક્ષમ ગ્રંથી ઉપર, તિક્ષણ તાવથી થયેલા ત્રિદોષપર, અને સ્વાસ નળીના સોજાથી થયેલા દમ ઉપર, જળંદર, સર્વ પ્રકારના તાવ, સળેખમ, ઉનવા અને સંધીવા અને સોગનના દરદપર વારંવાર વપરાય છે. માથાના દુઃખાવા ઉપર સુરાખારના પાણીના પોતા મુકવાથી શાંતીદાયક અસર કરે છે.

**માત્રા**—૧ થી ૨ ગ્રેન. એક વરસના બાળકને; મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ અસર કરનાર દવા**—સલ્ફ્યુરીક આસીડ, સલ્ફેટસ, ફટકડી, બીરેટા, અને ધાતુના ક્ષારો.

**સ્વાદ સુધારવા**--૧ ગ્રેન નાઇટ્રેટ ઓફ પોટાસીયમમાં પાંચ મીનીમ સીરપ લીમોનીસ અથવા રૂબીઆ. ઈડીઆઇ મેળવવાથી સ્વાદ સુધરે છે.

## ઉપચાર.

નં. ૧. પોટાસ નાઇટ્રેટ... ... ૧૦ ગ્રેન.

| | | |
|---|---|---|
| સીરપ રૂબીઆઈ... | ... | ૬૦ મીનીમ: |
| પાણી... ... | ... | ૧/૨ ઔંસ. |

મિશ્ર કરી દર બબે કલાકે પાંચ વરસના બચ્ચાને ( ન્યુમોનીઆ ) ત્રિદોષપર.

---

| | | |
|---|---|---|
| નં. ૨. પોટાસ નાઇટ્રેટ ... | ... | ૧ ગ્રેન. |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી | ... | ૨૧/૨ મીનીમ. |
| લાઇકર આમોનીઆ એસીટેટીસ. | | ૧૫ ,, |
| પાણી ( વરાળનું પાણી ) ... | | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત પાવી

---

**POTASSII NITRATIS FUMUS** પોટાસીનાઇટ્રેટીસ ફ્યુમસ. ચાર્ટાનાઇટ્રેટા. અં૦ નાઇટર પેપર.

**વર્ણન**—નાઇટર પેપરના ત્રણ નંબર બનાવવામાં છે. તેમા નં. ૧ અને નં. ૨ નાના બચ્ચાને ખાંસી સાથે દમના રોગમાં તેને બાળી તેની ધુણીનો નાસ લેવાથી દમ તથા ખાંસી બેસી જાય છે; અને તેને બનાવવા સારૂ

૮૦ થી ૪૫ ગ્રેન એક ઔંસ સફેદ બ્લાટીન્ગ પેપર સારૂ બસ થશે.

---

**POTASSII PERMANGANAS.** પોટાસીપરમાંગનાસ. અં૦ પરમાંગનેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—ઘેરા જાંબુડા રંગની ચળકતી ભુકી હોય છે, વાસ રહીત અને સ્વાદમાં મીઠી અને આલ્કીક હોયછે; ૧ ભાગ પોટાસ પરમાંગનેસ ૧૬ ભાગ પાણીમાં ઓગળેછે.

**ગુણ**—વિષઘ્ન, રક્ત શોધક, રતુશ્રાવક, અને દુર્ગંધ નાશક છે.

**ઉપયોગ**—બાહ્યોપચાર તથા સ્થાનિક ઉપચારમાં, વપરાય છે. બાહ્યોપચાર તરીકે, મોંના અને ગળાના ચાંદામાં કોગળા કરવા સારૂ, તથા સડી ગયેલા ચાંદા, ક્ષત, ગડગુમડ અને ત્વચારોગપર દુર્ગંધ નાશક તરીકે તેનું લોશન વપરાય છે, ઘરની મોરી વિગેરેની ગંદકી સારૂં તેનું પાણી કરી નાંખવાથી અંદરના ઝીણા જર્મંસ વિગેરે મરી જાય છે. અને દુર્ગંધનો નાશ થાય છે;

**માત્રા**—૦. ૧ થી ૦. ૨ પરસેંટ સોલ્યુશન કોગળા કરવા સારૂ. ૦.૫ પરસેંટ સોલ્યુશન યુલીઆ ઉપર ચોપડવા સારૂ. ૧.૦ પરસેંટ સોલ્યુશન ગળાની અંદર થયેલા ડીફથેરીઆ (કંઠરોહીણી.) ઉપર ચોપડવા સારૂ વપરાયછે.

**વિષઘ્ન તરીકે**—પોટાસ પરમાંગનેસ, ફાસફરસ, સ્ટ્રીકનાઈન, મસકેરીન, કોલચીકમ, અને ઓકઝેલીક એસીડના, ઝેરઉપર આપવાથી ઝેરી અસર ઓછી થઇ જાય છે; તેમજ પોટાસ સાઇનાઈડના ઝેર ઉપર તરત આપવામાં આવે તો ઝેર ઉતરી જાય છે.

## POTASSII TARTRAS. પોટાસીટારટ્રસ. અં૦ ટારટરેટ ઓફ પોટાસીયમ.

**વર્ણન**—સ્વચ્છ ચાર અથવા છ કોણી કટકા હોય છે. સ્વાદ સ્હેજ ખારો અને કડુ; સહેલાઇથી પાણીમાં ઓગળી શકે છે. આલકોહોલમાં ઓગળતું નથી.

**ગુણ**—શિતવિર્ય, મૂત્રલ, રેચક અને તરસ મટાડેછે.

**ઉપયોગ**—મૂત્રાશયના સોજા ઉપર, ઘણી સારી અસર કરે છે.

**માત્રા**—૨ થી ૪ ગ્રેન. ૧ વરસના અચ્ચાને, મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂધ્ધ અસર કરનાર દવાઓ**—તમામ જાતના એસીડો, એસીડમય ક્ષારો, સાઇમપાટરે, કલોરાઇડ ઓફ કેલસીયમ, મેગનેસીઆ, એસેટેટ ઓફ લેડ, અને નાઇટ્રેટ ઓફ સીલ્વર.

**સ્વાદ સુધારવા**—૨ ગ્રેન. ટારટ્રેટ ઓફ પોટા-સ્યમમાં ૬ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | પોટાસ ટારટરેટ ... ... | ૨૦ ગ્રેન. |
| | નારંગીનો સરબત ... ... | ૧ ડ્રામ. |
| | પાણી ... ... ... | ½ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ૫ થી ૬ વરસના અચ્ચાને; મૂત્રાશયના સોજાના વ્યાધી ઉપર. (નીફ્રાઇટીસ.)

---

**QUASSIÆ INFUSUM.** ક્વૉશિઆ ઇનફ્યુઝમ. અ૦ ઇનફ્યુઝમ ઓફ ક્વાસીઆ, ગુ૦ ક્વાસીઆનો ઉકાળો.

**વર્ણન**—કવોસીઆના લાકડાના ઝીણા કટકાનો ઉકાળો બને છે, અને ઉકાળામાં ૫૫ ગ્રેન કવોસીઆનું લાકડું અને ૧૦ ઔંસ પાણી.

**ગુણ**—બાહ્યોપચારમાં જંતુ નાશક છે.

**ઉપયોગ**—ઝીણા કરમના રોગમા ઝાડાવાટે પીચકારી આપવાથી ફાયદો થાય છે.

**માત્રા**—૪ થી ૬ ઔંસ પીચકારીથી ઝાડા વાટે દાખલ કરવાથી તમામ કૃમિ નીકળી જાય છે. (Enema)

## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧. | ફેરીસલફેટ ... ... ... | ૧ ડ્રામ. |
| | ઇનફ્યુઝમ કવોસીઆ .. ... | ૨૦ ઔંસ. |

½ ભાગ દર દરરોજ સવારના એનીમા આપવી. (ઝીણા કરમ ઉપર.)

---

**QUININÆ HYDROCHLORAS.** ક્વીનાઇન હાયડ્રોક્લોરાસ. અં૦ હાયડ્રોક્લોરેટ ઓફ ક્વીનાઇન.

**વર્ણન**—સિંકોનાની છાલમાંથી પેદા થાય છે. સફેદ ભુકો હોય છે, અને ૩૪ ભાગ પાણીમાં અને ૪ ભાગ આલ કોહલમાં એક ભાગ કવીનાઇન નાંખવાથી ઓગળી શકે છે; ચોખ્ખુ કવીનાઇન અતિશય કડવું હોય છે.

**ગુણ**—કટુ પૌષ્ટીક, તાવ રોકનાર, ગ્રાહીક, અને દુર્ગંધનાશક હોય છે.

**ઉપયોગ**—મલેરીઆ, ટાઇફોઇડ તાવ, કુકડીઆ ખાંસી, ડીફથેરીયા, (કંઠરોહીણી.) ઉપદંશ વિનાની બરોળની ગાંઠ ઉપર તથા ઝીણા કરમ ઉપર વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે. ( વધારે માહીતિ સારૂ મે. મે. જુઓ પાનું ૧૭૫ થી. )

**અંતરોપચારમાં.**

**માત્રા**—૫ થી ૧૫ ગ્રેન. મલેરીઆ તાવમાં તાવ ચડવા પેહલા ત્રણ ચાર કલાક અગાઉથી લેવું; જ્વરઘ્ન તરીકે અને કુકડીઆ ખાંસીના દરદમાં ½ ગ્રેન એક વખતની માત્રામાં અને ¾ ગ્રેન આખા દીવસમાં ૭ માસના બાળકને આપવામાં આવે છે.

½ ગ્રેન. એક વખતની માત્રામાં, ૧½ ગ્રેન આખા દીવસમાં
 ૧ વરસના બચ્ચાને.

૧ ગ્રેન. એક વખતની માત્રામાં ૩ ગ્રેન આખા દીવસમાં
 ૨ થી ૩ વરસના બચ્ચાને.

૨½ ગ્રેન. એક વખતની માત્રામાં ૭½ ગ્રેન આખા દીવસમાં
 ૩ થી ૪ વરસના બચ્ચાને.

૪ ગ્રેન. એક વખતની માત્રામાં ૮ ગ્રેન આખા દીવસમાં
 ૫ થી ૮ વરસના બચ્ચાને.

૫ ગ્રેન. એક વખતની માત્રામાં ૧૦ ગ્રેન આખા દીવસમાં
 ૮ થી ૧૦ વરસના બચ્ચાને.

૭½ ગ્રેન. એક વખતની માત્રામાં ૧૫ ગ્રેન આખા દીવસમાં
 મોહોટી ઉમરના બચ્ચાને.

---

**બાહ્યોપચારમાં.**

ચોખું, નાકમા છીંકણીની માફક સુંઘવા સારૂ. કુકડીઆ ખાંસીના દરદમાં વપરાય છે.

½ થી ૨ પરસેંટ સોલ્યુશન નાસ લેવા, કુકડીઆ ખાંસીમાં. ૧ પરસેંટ સોલ્યુશન ઝાડાને રસ્તે ઝીણા કરમના દરદમાં પીચકારી મારવા સારૂ.

---

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો, કાર્બોનેટ મય ક્ષારો, આર્લીક વનસ્પતિના ઉકાળા,

**સ્વાદિષ્ટ કરવા**—½ ગ્રેન હાયાડ્રોકલોરેટ ઓફ ક્વીનાઇનમાં ૨૦ મીનીમ નારંગીનું સરબત મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ક્વીનાઇન હાયડ્રોકલોરેટ | ... | ૧૫ ગ્રેન. |
| | એસીડ હાઇડ્રોકલોરીકડીલ્યુટ | ... | ૩ મીનીમ. |
| | નારંગીનો સરબત ... | ... | ૧૦ ડ્રામ. |
| | પાણી ... ... | ... | ૪ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં દર બબે કલાકે એક ચાની નાની ચમચી ૧ થી ૨ વરસના બચ્ચાને કુકડીઆ ખાંસી ઉપર ( પરટ્યુસિસ )

---

નં. ૨. કવીનાઇન હાયડ્રોક્લોરેટ ... ૧૫ ગ્રેન.
પોટાસ બ્રોમાઇડ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી ઝીણો ભુકો કરી સવાર સાંજ બે વખત ચપટી સુંઘવાથી કુકડીઆ ખાંસી બંધ પડે છે.
( Pertussis )

---

નં. ૩. કવીનાઇન હાઇડ્રોક્લોરેટ ... ૧૫ ગ્રેન
પાણી ... ... ... ૪ ઔંસ.

ઝીણા કરમ ઉપર ઝાડાવાટે પીચકારી મારવા સારૂ ( થરેડ વર્મ્સ ).

---

**QUINIÆ SULPHAS.** કવીનાઇન સલફાસ અથવા સલ્ફેટ ઓફ કવીનાઇન.

**વર્ણન**—સફેદ (સ્નોવાહીટ,) પાહાડ ઉપર પડતા બરફ જેવા રંગનું, ૭૪૦ ભાગ પાણીમાં અને ૪૦ ભાગ આલકોહલમાં એક ભાગ કવીનાઇન ઓગળે છે; સ્વાદમાં અતિશય કડવું હોય છે.

ગુણ તથા ઉપયોગ કવીનાઈન હાઈડ્રોક્લોરેટમાં લખ્યા મુજબ છે. તેમજ વિરૂધ્ધ અસર કરનાર દવાઓ પણ ઉપર મુજબ છે. સ્વાદ સુધારવામાં ½ ગ્રેન કવીનાઈનમાં ૨૦ મીનીમ નારંગીનો સરબત મેળવવામાં આવે છે.

## અંતરોપચારમાં

**માત્રા**—૫ થી ૭ અને ૧૫ ગ્રેન સુધી ૩ થી ૪ કલાક અગાઉ મલેરીઆ તાવમાં ટાઢ આવતાં પહેલાં લેવું.

જ્વરઘ્ન અને કફઘ્ન તરીકે ½ ગ્રેન એક વખતની માત્રા, આખા દીવસમાં ૧½ ગ્રેન. એક વરસના બચ્ચાને.

૧ ગ્રેન. એક વખતની માત્રા આખા દીવસમાં ૩ ગ્રેન ૨ વરસના બચ્ચાને.

| | | | |
|---|---|---|---|
| ૨ | „ | „ | ૭½ ગ્રેન ૩ થી ૪ „ |
| ૪ | „ | „ | ૮ „ ૫ થી ૮ „ |
| ૫ | „ | „ | ૧૦ „ ૮ થી ૧૦ „ |
| ૭½ | „ | „ | ૧૫ „ મોહોટી ઉમ્મરના બચ્ચાને. |

**બાહ્યોપચારમાં.** કુકડીઆ ખાંસી ઉપર છીંકણી તરીકે સુંઘવામાં આવે છે.

**નોટ.** ક્વીનાઇન વધારે આપવાથી ક્વીનીઝમ થાય છે, તેના ઉપર ડીલ્યુટ હાઇડ્રોબ્રોમીક એસીડ આપવાથી ક્વીનીઝમની અસરને ઓછી કરે છે.

**બાહ્યોપચાર** **ઉપચાર.**

નં. ૧. ક્વીનાઇન સલ્ફાસ. ... ૧૦ ગ્રેન.
એસીડ હાઇડ્રોકલોરીક, જરૂરતા પ્રમાણમાં
ગ્લીસરાઇન, ... ... ½ ઔંસ.
પાણી ... ... ... ½ ,,
મિશ્ર કરી ડીફ્થેરીઆ ઉપર ચોપડવું. દર ½ કલાકે.

To be Painted on membranes every half hour. ( Faucial Diphtheria. )

---

નં. ૧ ક્વીનાઇન સલ્ફેટ. ... ... ૧૫ ગ્રેન
પોટાસ બ્રોમાઇડ ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી ઝીણુ ભુકો કરી તેમાંથી સવાર સાંજ એ વખત સુંઘવાથી કુકડીઆ ખાંસીને સ રે ફાયદો થાયછે.

---

**અંતરોપચારમાં.**

| | | | |
|---|---|---|---|
| નં. ૩ | ક્વીનાઇન સલ્ફાસ. | ... | ... ½ ગ્રેન |
| | ફેરી કાર્બ સેક... | ... | ... ½ ગ્રેન |
| | સફેદ ખાંડ | ... ... | ... ૪ ,, |

મિશ્ર કરી દીવસમાં ત્રણ અથવા ચાર વખત બરો-ગના જુની ગાંઠ ઉપર. (ક્રોનીક ટયુમર ઓફ ધી સ્પ્લીન) આપવાથી ફાયદો થાય છે.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૪ | ક્વીનાઇન સલ્ફેટ... | ... | ૧૫ ગ્રેન. |
| | એસીડસલ્ફયુરીક ડીલ્યુટ | ... | ૨½ મીનીમ. |
| | સીરપ ઓરેંશી .. | ... | ૧૦ ડ્રામ. |
| | પાણી... | ... ... | ૪ ઔંસ. |

મિશ્ર કરી દીવસમાં હર બબે કલાકે કુકડીઆ ખાંસી ઉપર એક ચાની નાની ચમચી પાવી, ૧ થી ૨ વરસના બચ્ચાને.

---

**QUNINIÆ TANNAS ( P. A. ).** ક્વિનિની ટેનેસ. અં૦ કિવનાઇન ઓફ ટેનેટ.

**વર્ણન**—આની અંદર બે ભાગ ટેનિનનો અને એક ભાગ કિવનાઇનનો સમાયેલો હોય છે. આકાર રહીત સફેદ ભુકો, અને પાણીની અંદર બીલકુલ ઓગળતો નથી, અને લગભગ સ્વાદ રહીત હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં હોજરીપર પૌષ્ટીક, પ્રાહીક અસર કરે છે.

**ઉપયોગ**—સંગ્રહણી, ટાઇફોઇડ જાતના તાવ પર અને કુકડીઆ ખાંસીના દરદોમાં ઘણી સારી અસર કરેછે.

**માત્રા**—૧½ ગ્રેન. દર એક વરસના બચ્ચાને એક વખતની માત્રા. કુકડીઆ ખાંસીપર ત્રણ વખત અડધા અડધા કલાકે, ખાંશીની શરૂઆતમાં આપવી.

**ઉપચાર.**

| | | |
|---|---|---|
| નં. ૧. | કિવનાઇન ટેનેટ... ... ... | ૩ ગ્રેન. |
| | પલ્વીસ એપિકાક કો; ... ... | ૧ ,, |
| | સફેદ સાકરનો ભુકો. ... ... | ૭ ,, |

મિશ્ર કરી ૨ થી ૩ વરસની ઉમરના બચ્ચાને નાના આંતરડાના સુક્ષ્મ ગ્રંથી ઉપર આપવાથી ફાયદો થાય છે.
( ફોલિક્યુલર એન્ટીરાઇટિસ )

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. ક્વિનાઈન ટેનેટ.... | ... | ... | ૧½ ગ્રેન. |
| ગ્લિસરાઈન | ... | ... | ૧½ દ્રામ. |
| પાણી... | ... | ... | ૧½ દ્રામ. |

મિશ્ર કરી ત્રણ ભાગ કરવા અને દર અડધા કલાક ના અંતરે એક એક ભાગ આપવો. ૧ વરસના બાળકને કુકડીઆ ખાંસી ઉપર.

---

**RESORCINUM**. રીસોર્સિનમ. અ. મેટા-ડિઓક્સિ બેંઝોલ.

**વર્ણન**—સફેદ ચળકતી બારીક પતરીઓ જેવી હોય છે. અને બેંઝોઇક એસિડને મળતી હોય છે; પાણી તથા આલ્કોહોલમાં સારી પેઠે મળી જાય છે; સ્વાદ તીવ્ર અને મનને પસંદ ન પડે તેવો મીઠો હોય છે.

**ગુણ**—એન્ટી માઇક્રોટીક (ગાંઠ અથવા સોજાને બેસી નાંખનાર.) (સડો અટકાવનાર.) અને એન્ટી સેપ્ટિક. જ્વરનાશક તરીકે તેનો બીલકુલ ઉપયોગ થતો નથી.

**ઉપયોગ**—પેટની અંદરના મોટાં આંતરડાના વરમમાં; પેટના નાના આંતરડાની અંદરના વ્યાધી ઉપર, કુકડીઆ ખાંસી, ડીફ્થેરીઆ, ધુલીઓ અને ચોળીયાના વરમ ઉપર વારંવાર વાપરવામાં આવે છે.

**માત્રા—અંતરોપચારમાં,**

$\frac{1}{6}$ ગ્રેન એક વખતની માત્રા ૧ ગ્રેન આખા દીવસમાં મળીને; ૩ થી ૬ માસના બાળકને.

$\frac{1}{3}$ ગ્રેન એક વખતથી માત્રા. આખા દીવસમાં ૨ ગ્રેન. ૬ માસના બાળકથી ૧ વરસની ઉમર સુધીનાને.

$\frac{1}{2}$ ગ્રેન. એક વખતની માત્રા. આખા દીવસમાં ૩ ગ્રેન. ૧ થી બે વરસના બચ્ચાને.

૧ ગ્રેન. એક વખતની માત્રા. ૬ ગ્રેન આખા દીવસમાં. ૩ થી ૪ વરસના બચ્ચાને.

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં

---

**બાહ્યોપચારમાં.**

½ થી ૧ પરસેંટ સોલ્યુશન નાકની અંદર ઇરીગેટ કરવા સારૂ. અને ૧૦ પરસેંટ સોલ્યુશન ગળાની અંદર ડીફથેરીઆના દરદમાં ચોપડવા સારૂ.

૧ થી ૨ પરસેંટ. સોલ્યુશન કુકડીઆ ખાંસીને માટે ગળામાં લગાડવા સારૂ વપરાય છે.

૦.૧ થી ૦·૫ પરસેંટ સોલ્યુશન મોટા આંતરડામા ધોવા સારૂ. આંતરડાના જીર્ણ વરમ ઉપર.

૫ થી ૧૦ પરસેંટ. ઓઇન્ટમેન્ટ ચામડીના દરદ પર ચોપડવા સારૂ.

**સ્વાદિષ્ટ કરવા**–½ ગ્રેન. રીસોર્સિનમમાં પાંચ મીનીમ નારંગીનું સરબત અને ૧ ડ્રામ. એન્થેમિડિસનો ચા' મેળવવો.

ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ રીસોર્સિનિ... | ... | ... | ½ ગ્રેન. |
| સીરપ ઓરેંશી | ... | ... | ૫ મિનિમ |
| ઇનફ્યુઝમ એન્થિમિડિસ | | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દરેક ત્રણ કલાકે ૪ થી ૬ મહીનાની ઉમરના બાળકને કોલેરાના દરદમાં આપવું.

---

બાહ્યોપચારમાં.

નં. ૨ રીસોર્સિંની... ... ... ૧½ ગ્રેન
કોકેન હાઇડ્રો કલોર... ... ૩ „
પાણી ... ... ... ૩ ડ્રામ.

મિશ્ર કરી ૪ થી ૫ ટીપાં કાનમાંથી પરૂ નીકળતુ હોય ત્યારે દીવસમાં ત્રણ વખત નાંખવા. ( એકયુટ, કેટાર ઓફ એકસ્ટરનલ મીટસ. )

---

બાહ્યોપચારમાં.

નં. ૪. રીસોર્સિંનિ... ... ... ૨૪ ગ્રેન.
લેનોલિનિ ... ... ... ½ ઔંસ,
વેસેલિન. ... ... ... ½ „

મિશ્ર કરી તેનું મલમ તૈયાર કરવું. અને ગળાની અંદર ચોપડવું. ( હરપીસ ટોન્સ્યુરંસ )

---

**નોટ**—રીસાર્સિન જો મોટા પ્રમાણમાં અંતરોપચારમાં આપવામાં આવે તો અતિશય પસેવો થઈ મૂર્છા આવી મરણ નીપજે છે.

## RHAMNI FRNGULÆ EXTRACTUM LIQUIDUM રેહમનિ ફ્રેન્ગ્યુલી એકસ્ટ્રાકટમ લિકિવડમ.

**અં૦** એકસ્ટ્રાકટ લિકિવડ ઓફ રેહમનસ ફ્રેંગ્યુલા.

**વર્ણન**—પાણીની અંદર ઉકાળી તેનો પ્રવાહી સત્વ કાઢવામાં આવે છે અને ઠંડુ પડયા પછી તેની અંદર રેકિટફાઇડ સ્પિરીટ ઉમેરવામાં આવે છે. દેખાવ ભુરા પીળા રંગનો હોય છે; અને તેનો કોઇ પ્રકારનો ખાસ વાસ હોતો નથી; મનને આનંદ આવે તેવો, મીઠો અને સહેજ કડુસ્વાદ હોય છે. તેમાંથી નીકળતા તત્વને ફ્રેંગ્યુલિન કહે છે.

**ગુણ**—હલકા પ્રકારનો રેચક ગુણ છે.

**ઉપયોગ**—જુના બંધકોશના દરદમાં રેચક તરીકે વપરાય છે. આ દવાનો તાજો ભુકો ઝેર રૂપે અસર કરે છે અને સખત ઝાડા અને ઉલટીઓ કરે છે, પરંતુ સુકાવાથી તેની ઝેરી અસર ઓછી થઈ જાય છે.

**માત્રા**—½ ડ્રામ દીવસમાં બે અથવા ત્રણ વખત ૨ થી ૩ વરસના બાળકને આપવામાં આવે છે. અને મોટી ઉમરના ને તેની વયના પ્રમાણમાં આપવી.

**સ્વાદ સુધારવા**—½ ડ્રામ લિકિવડ એકસ્ટ્રાકટ ઓફ રેહ્મનસ ફ્રેંગ્યુલામાં પાંચ મીનીમ સુંઠનો સરબત અને એકસ્ટ્રાકટ. લિકરીશીઆ લિકિવડમ મેળવવું. ( લિકિવડ એક-સ્ટ્રાકટઓફ ગ્લિસ રાઈઝા. )

## ઉપચાર અંતરોપચારમાં

### જીર્ણ બંધકોશ ઉપર.

નં. ૧. એકસ્ટ્રાકટ રેહ્મનિ ફ્રેંગ્યુલી લિકિવડ, ½ ડ્રામ.
નારંગીનો સરબત ... ... ...૧ ,,
નારંગીના ફુલનું પાણી ... ...૧ ,,

મિશ્ર કરી દીવસમાં બે વખત પાવું. ૨ વરસની ઉમરના બચ્ચાને,

---

### જીર્ણ બંધ કોશ ઉપર.

નં. ૨. એકસ્ટ્રાકટ રેહેમનિફ્રેંગ્યુલિ, લિકિવડ. ½ ડ્રામ.
સિરપઝિન્ઝિબેરીસ ... ... ૫ મિનિમ.
પાણી ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં બે વખત, બે વરસની ઉમરના બચ્ચાને. જીર્ણ બંધકોશ ઉપર.

---

**RHEI RADICIS PULVIS.** રીહ્યાઇ રેડિસિસ પલ્વિસ. શુઠ રુબાર્બના મુળનો ભુકો.

**વર્ણન**—લાલ ભુરા રંગનો અથવા લોહકાટના રંગ જેવો ભુકાનો દેખાવ હોય છે. વાસ તરેહવાર સુગંધીત હોય છે; સ્વાદ કડુ અને ગ્રાહીક અસર કરનાર છે.

**ગુણ**—પ્રાથમીક અસર ઠંડી ગુણકારી અને રેચક હોય છે અને દ્વીતીય અસર ગ્રાહીક છે; નાના પ્રમાણમાં દીપન. પાચન, અને પૌષ્ટિક અને અગ્નિ વર્ધક છે.

**ઉપયોગ**—બચ્ચાઓના બંધકોષમાં. પાંડુરોગ વાળી સ્ત્રીઓના દરદમાં, હોજરીમાં કાચા અનાજથી તથા પાચન નહીં થયેલા ખોરાકના બીગાડથી થયેલા અતિસાર અને મરડાના દરદમાં. અને અજીર્ણને લીધે નાના બચ્ચાંઓ ચીસ પાડીને અને બ્હીને જાગી ઉઠે છે તેવા દરમાં વારંવાર વપરાય છે.

**માત્રા**—જઠર પૌષ્ટિક તરીકે ૧ ગ્રેન એક વખતની માત્રામાં એક વરસની ઉમરના બચ્ચાને અપાય છે.

દસ્ત લાવવા સારૂ, ૨ થી ૩ ગ્રેન. ૧ વરસના બચ્ચાને આપવામાં આવે છે; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવું.

**સ્વાદીષ્ટ કરવા**—૧ ગ્રેન પલ્વીસ રેડીસીસમાં ½ ગ્રેન સુંઠનો ભુકો અથવા તજનો ભુકો મેળવવો.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | પલ્વીસ રીહાઇ. | ... ... | ૩ ગ્રેન. |
| | સોડા કાર્બોનેટ. | ... ... | ૫ ગ્રેન. |
| | મેગનેસીઆ સલ્ફેટ | ... ... | ૫ ગ્રેન. |
| | સીરપ ઝીંઝીબેરી | ... ... | ૨૦ મીનીમ. |
| | એકવા મેન્થા પીપરેટા. | ... | ૩ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ૫ થી ૬ વરસના બચ્ચાને, રાત્રીમાં ઝબકી ઉઠવાના દરદમાં (નાઇટ ટેરર્સ)

નં. ૨. પલ્સા રેડીકસ રીહાઇ. ... ૩ ગ્રેન.
સોડા કાર્બોનેટ ... ... ૧½ ,,
પલ્વીસ ઝીંઝીબેરીસ.. ... ૧ ,,
મિશ્ર કરી રાત્રીના સુતી વખત આપવું. અંધકોજમાં માટી જેવા રંગનો ઝાડો થતો હોય ત્યારે

---

નં. ૩. પલ્વીસ રેડીકસ રીહાઇ. ... ૩ ગ્રેન.
પલ્વીસ હાઈડ્રારજી. કમ ક્રીટા. ... ૧ ,,
પલ્વીસ સીનામોમી. ... ... ૧ ,,

મિશ્ર કરી, અંધકોશમાં માટીના રંગના ઝાડાના દરદમાંઆપવાથી સારો ફાયદો થાય છે.

---

**RHEI TINCTURA**. રીહાઇ ટિંક્ચુરા અં૦ ટિંક્ચર રીહાઇ; અથવા રુબાર્બ ટિંક્ચર.

**વર્ણન**—તેની બનાવટમાં, રૂબાર્બનો ભુકો, એલચીનો ભુકો, ધાણાનો ભુકો, કેસર, અને પ્રુફ સ્પીરીટ આવે છે.

ગુણ—જઠર પૌષ્ટિક.

**ઉપયોગ**—બંધકોશ તથા પલ્લીસ રીહાઇમાં બતાવેલા દરદોપર વારંવાર વપરાય છે.

**માત્રા**—૧૦ મીનીમ. એક વખતની માત્રા, એક વરસની ઉમરના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદીષ્ટ કરવા**—૧૦ મીનીમ ટીંકચર રીહાઇમાં પાંચ મીનીમ સુંઠનો સરબત નાંખવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | ટિંકચર રીહાઇ. ... | ... | ૨૦ મીનીમ. |
| | મેગનેસીઆ સલ્ફેટ ... | ... | ૧૦ ગ્રેન. |
| | સીરપ ઝીંઝીબેરીસ ... | ... | ૧૦ મીનીમ. |
| | એકવા કેરૂઇ... ... | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત બંધકોશના અજીર્ણમાં આપવું.



નં. ૨. ટિંકચર રીહાઈ.... ... ૧૦ મીનીમ.
સ્પીરીટ આમોનીઆ એરોમેટીક. ૧½ મીનીમ,
સ્પીરીટ ક્લોરો ફોર્મ ... ૧½ મીનીમ.
સીરપ ઝીંઝીબેરીસ. ... ૫ મીનીમ.
એકવા કેરૂઈ ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમા ત્રણ વખત અજીર્ણથી. કમજો થયો હોય ત્યારે આપવાથી ફાયદો થાય છે (ઈનડાઈજે-શન, ડોકટરસ)

---

નં. ૩. સીરપ રીહાઈ... ... ... ૧ ડ્રામ.
મેગનેસીઆ સલ્ફ ... ... ½ આંસ.
ટીંકચર સીનામમ. ... ... ½ ડ્રામ.
લાઈકર મેગનેસીઆ કાર્બ. ...૧½ આંસ.

મિશ્ર કરી એક અથવા બે ચા'ની નાની ચમચી જરૂર પડે ત્યારે. ૪ થી ૬ મહીનાના બાળકને બંધકોષ આંકડી સાથે હોય ત્યારે (ડીઝીઝ ઓફ ચીલ્ડ્રન)

---

**RHEI VINUM.** રીહાઇ વાઈનમ. **અં૦** વાઈન ઓફ રુબાબ. **ગુ૦** રુબાર્બનો આસવ.

**વર્ણન**—વાઇનમની બનાવટમાં ૧ ભાગ રુબાર્બ અને ૧૬ ભાગ શેરી વાઇન આવે છે; અને તેને સુગંધીત કરવા સારૂ કેનેલાની છાલ નાંખવામાં આવે છે.

**ગુણ**—જઠર પૌષ્ટિક.

**ઉપયોગ**—અજીર્ણના રોગ પર વારંવાર વપરાયછે.

**માત્રા**—૫ થી ૧૦ મીનીમ. એક વખતની માત્રા, એક વરસના બચ્ચાને: મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદ સુધારવા**—૧૦ મીનીમ વાઈનમ રીહાઈમાં ૫ મીનીમ નારંગીનો સરબત નાંખવાથી સ્વાદીષ્ટ થાય છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં ૧ | વાઇનમ રીહાઇ | ... ... | ૧ ઔંસ. |
| | નારંગીનો સરબત | ... ... | ૪ ડ્રામ. |

મિશ્ર કરી ૧૫ ટીંપા દીવસમાં ત્રણ વખત ૧થી

૨ વરસના બચ્ચાને. અજીર્ણના દરદમાં આપવાથી ફાયદો થાય છે.

( ઇનડીજેશન )

---

**RHOIS AROMATICÆ EXTRACTUM LIQI-DUM**. રોહિસ એરો મેટીસી, એકસ્ટ્રાકટમ. લિકિવડમ અં૦ લિકિવડ એકસ્ટ્રાકટ ઓફ રોહીસ.

**વર્ણન**—આ દવાનો સ્વાદ ગળ્યો અને ગ્રાહીક છે. અને સ્હેજ તેનો વાસ અણગમો આપે તેવો હોય છે, તેનો દેખાવ ફ્રેંચ પોલીશ જેવો હોય છે.

**ગુણ**—મૂત્રલ, ગરમ, અને પૌષ્ટિક છે.

**ઉપયોગ**—દીવસના તથા રાત્રીના વખતમાં પોતાની મેળે પેસાબ થઇ જતો હોય ત્યારે અને ( એટોનિક ટાલીરીએ ) ઝાડાના દરદમાં ક્ષીણતા આવી જાય તેમાં, આ દવા ઓછામાં ઓછી બે ત્રણ મહીના સુધી ચાલુ રાખવી જોઇએ.

**માત્રા**—૫ મીનીમ. દીવસમાં ત્રણ વખત, ત્રણથી

પાંચ વરસના બચ્ચાને.

૧૦ મીનીમ. દીવસમાં ત્રણ વખત, ૫ થી ૧૦ વરસનાને.

૧૫ મીનીમ. મોહોટી ઉમરના છોકરાંઓને, દીવસમાં ત્રણ વખત.

**સ્વાદ સુધારવા**—૫ મીનીમ દવામાં ૫ મીનીમ સાદો એલીકસીર મેળવવો.

## ઉપચાર.

નં. ૧. એકસ્ટ્રાકટ રોહીસ એરોમેટિક લિકિવડ ૧૦ મીનીમ.

| | | |
|---|---|---|
| એલીકસીર સીંમ્પલ | ... ... | ૧૦ મીનીમ. |
| પાણી | ... ... ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૬ વરસના છોકરાને રાત્રીના પથારીમાં ઉંઘમાં પેસાબ થઇ જતો હોય ત્યારે.

**નોટઃ**—રોહીસ એરોમેટીકથી સેંકડે ૬૦ ટકા દરદીઓને આ દવા શરૂ કર્યા બાદ એક અથવા બે અઠવાડીયામાં પેશાબ ઘણો થાય છે ( દરદનો ઉથલો મારે છે) પણ બે દીવસ બાદ બંધ થઇ જઇ દરદી સુધરતો જાય છે અને દરદ તદન નાબુદ થઇ જાય છે.

**RICINI OLEUM.** રીસીની ઓલ્યમ. **અં૦** કેસ્ટર ઓઈલ.
ગુ૦ એરંડીયું.

**વર્ણન**--એરંડાને પાણીમાં પીલી તેનું તેલ કાઢવામાં આવે છે. અને ગ્લીસરાઈન જેવા રંગનું સ્વચ્છ અને ઘાટું હોય છે, અથવા સ્હેજ પીળાશ પડતા રંગનું હોય છે. તેનો સ્વાદ મનપસંદ હોતો નથી; રેકટીફાઈડ સ્પીરીટમાં એક જીવ થઈ જાય છે.

**ગુણ**--ઠંડા રેચક હોય છે, અને શરીર પર ચોપડવાથી ચામડી સુંવાળી થાય છે.

**ઉપયોગ**—નબળા બાંધાવાળા સ્ત્રી તથા પુરૂષોને તથા નાજુક પ્રકૃતિના માણસોને માટે નીર્દોષ અને ઠંડો જુલાબ છે. અજીર્ણ, ચુંક, મળાવરોધ, ગુલ્મ, મરડો, અતિસાર, ગર્ભસ્થાનના રોગ અને ત્વચાના રોગ પર વારંવાર વપરાય છે.

**માત્રા**—નાના બચ્ચા માટે, અંતરોપચારમાં ૧ ડ્રામ એક વરસના બાળકને બંધ કોષના દરદ ઉપર ૫ મીનીમ. દરરોજદીવસમાં ત્રણ અથવા ચાર વખત ૧ વરસના બાળકને,

અતિસારના દરદમાં; મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં

બાહ્યોપચારમાં ૧૦ મીનીમ, એક ઔંસ કોલોડીયનમાં નાંખી ઉપયોગ કરવામાં આવે છે.

**સ્વાદ સુધારવા**—૫ મીનીમ એરંડીઆમાં ૩ મીનીમ સુંઠનો સરબત, અને એકડ્રામ એકવા મેન્થા પીપરીટા મેળવવું; અથવા ચોકલેટની રેવડીમાં કે જેમાં વેનીલા હોય તેમાં આપવું.

## ઉપચાર.

નં. ૧ ઓલયમ રીસીની ... ... ૫ મીનીમ.
મ્યુસીલેજ એકેશીયા ... ...૧૫ મીનીમ.
સીરપ ઝીંઝી બેરીસ. ... ... ૩ મીનીમ.
એકવા મેન્થા પીપરેટી... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી એક વરસના બાળકને અતિસાર ઉપર.
( ડાર્હારીઆ )

---

નં. ૨ ક્રીયોસોટ ... ... ... ½ મીનીમ.
ઓલ્યમ રીસીની. ... ... ૫ મીનીમ.

| | | |
|---|---|---|
| મ્યુસીલેજ એકેશિઆ. ... | ... | ૧૫ મીનીમ. |
| સીરપ ઝીંઝી બેરીસ..... | ... | ૫ મીનીમ. |
| એકવા મેન્થા પીપરીટા.. | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. ૧ વરસના બાળકને. નાના બાળકના કોલેરાના દરદમાં ( કોલેરા ઇનફન્ટમ)



નં. ૩ લાઇકર હાઇડ્રાર જરી પરકલોરાઇડ ૧ મીનીમ.

| | | |
|---|---|---|
| ઓલ્યમ રીસીની | ... | ... ૫ મીનીમ. |
| મ્યુસીલેજ એકેશિસા..... | | ...૧૫ મીનીમ. |
| સીરપ ઝીંઝી બેરીસ...... | | ... ૫ મીનીમ. |
| એકવા મેન્થા પીપરીટા... | | ... ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ વરસના બાળકને પેટમાંનો ખોરાક ફદ ફદી જઇ અતિસાર થયો હોય તેના ઉપર. ( ઝીમોટીક ફરમેનટેશન )



નં. ૪ ઓલ્યમ રીસીની ... ... ૧૦ મીનીમ.
પેસ્ટીથીયોઓમેટીસ. જોઇતા પ્રમાણમાં.

મિશ્ર કરી તેની રેવડી બનાવવી. અને એક પેસ્ટીલ ( રેવડી ) દર ૭ કલાકે બે વરસના બચ્ચાને અતિસાર ઉપર આપવી. ( ડાઇરીયા. )

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૫ | ઓલ્યમ રીસીની | ... | ... | ½ ઔંસ. |
| | મેગનેસી કાર્બ. | ... | ... | ૨ ડ્રામ. |
| | સાકરનો ભુકો | ... | ... | ૩ ડ્રામ. |
| | ઓલ્યમ એનીસી | ... | ... | ૨ મીનીમ. |

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી બંધ કોષના દરદ ઉપર તથા ( ઇરીટેબલ ડાઇરીઆ ઉપર. ) છથી બાર મહીનાના બાળકને. ( ડીઝીજ ઓફ ચીલ્ડ્રન. )

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૬ | ઓલ્યમ રીસીની. | ... | ... | ½ ઔંસ. |
| | ટિંક્ચર ઓપાઇ. | ... | ... | ૬ મીનીમ. |
| | મ્યુસીલેજ ... | ... | ... | ૨ ડ્રામ. |
| | સીરપ ઝીંઝી બેરીસ. | ... | ... | ૩ ડ્રામ. |
| | એકવા એનીથી. | ... | ... | ૧½ ઔંસ. |

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી, પ્રસંગોપાત અતિસારના દરદમાં જરૂર પડે તેમ આપવી. છથી બાર મહીનાના બાળકને ( ડીઝીજ ઓફ ચીલ્ડ્રન. )

---

**નોટઃ**—½ ડ્રામ અથવા એક ડ્રામ એરંડીયુ વારંવાર આપવાથી નાના બાળકોને બંધકોષ થવાનો સંભવ રહેછે.

---

**SAL CAROLINUM FACTITIUM**. સાલ કેરોલિનમ. ફેક્ટિટિઅમ.

**વર્ણન**—એની અંદર સુકુ સલ્ફેટ ઓફ સોડિયમ ( ૪૮ ), સલ્ફેટ ઓફ પોટાસિયમ ( ૨ ), ક્લોરાઈડ ઓફ સોડિયમ (૧૮), બાયકાર્બોનેટ ઓફ સોડિયમ (૩૮). ૫૩ ગ્રેન. એક પાઇન્ટ પાણીમાં નાંખવાથી કાર્લ્સબાડ વોટરની બરોબર થાય છે. ( Carlsbad water. )

**ગુણ**—અંતરોપચારમાં. દસ્ત સાફ લાવે છે, લીવરને સતેજ કરે છે, અને પેટમાં ખટાશને તોડે છે.

**ઉપયોગ**—જઠરના સોજાને લીધે નીકળતા શ્લેશ્મ

ઉપર, બંધકોષ ઉપર, અને હોજરીના સોજા ઉપર તથા મધુ પ્રમેહ ઉપર તેનો વારંવાર ઉપયોગ થાય છે.

**માત્રા**—૧ ડ્રામ એક ટંબ્લર ભરીને પાણી લેઇ તેમાં નાખવું અને હલાવી તેના બે ભાગ કરી બે વખત પીવું. માત્રા ધીમે ધીમે વધારવી.

## ઉપચાર.

સાલ્ફ કેરોલીન ફ્રેકટીટ., ૨ આંસ. લેઇ તેમાંથી એક ચા'ની ચમચી ભરી એક ટંબલર પાણીમાં નાંખી હલાવી તેના બે ભાગ કરી બે વખત પીવું. મધુ પ્રમેહ ઉપર.

( Diabetes. )

---

## SALICINUM. સેલિસિનમ. અં૦ સેલિસિન.

**વર્ણન**—ચળકતો રંગ વિનાનો સ્વચ્છ ભુકો હોય છે; સ્વાદ અતિ કડુ; અને એક ભાગ દવા ૨૮ ભાગ પાણીમાં અથવા સ્પીરીટમાં ઓગળી શકે છે.

**ગુણ**—અંતરોપચારમાં, જ્વરઘ્ન, અને સાંધીવાના દરદને મટાડનાર છે.

**ઉપયોગ**—તિક્ષણુ સાંધવાના દરદમાં; આ દવાથી જેમ સેલીસાલીક એસીડથી નાડી દબાઇ જાય છે તેમ દબાતી નથી.

**માત્રા**—૨ વરસના બચ્ચાને ૩ ગ્રેન, અને મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવું,

**સ્વાદ સુધારવા સારૂ**—૧ ગ્રેન સેલિસિનમાં ૧૦ મીનીમ નારંગીનું સરબત ઉમેરવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| સૅલિસિનિ | ... | ... | ૫ ગ્રેન. |
| નારંગીનું સરબત | | ... | ૫૦ મીનીમ. |
| પાણી ... | .. | ... | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ચારથી પાંચ વરસના બચ્ચાને તિક્ષણુ સંધીવાના દરદ માટે આપવામાં આવે છે.

---

## **SALICYLICUM ACIDUM.** સલિસિલિકમ આસિડમ. અં૦ સેલિસિલિક આસિડ.

**વર્ણન**—સફેદ આકાર વિનાના ચળટતા કટકા: વાસ રહિત; સ્વાદ પ્રથમ ગળ્યો પરંતુ પાછળથી ખાટો લાગે છે; એક ભાગ દવા ૫૦૦ થી ૭૦૦ ભાગ ઠંડા પાણીમાં પીગળે છે; પરંતુ ગરમ પાણી, આલકોહલ, ઈથર, અને સાઇટ્રેટ, અથવા એસેટેટ ઓફ આમોનિઆના સોલ્યુશનમાં તરત પીગળી જાઇ એક રસ થઇ જાય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં, દુર્ગંધનાશક તથા કૃમિઘ્ન નાશક છે. અંતરોપચારમાં જ્વરઘ્ન, સ્વેદલ, મૂત્રલ, ખટાશ દૂર કરનાર છે.

**ઉપયોગ**—ડીફ્થેરીઆ, કુકડીઆ ખાંસી, સંગ્રહણી ખરજવું, વિગેરે ચામડીના દરદો ઉપર વારંવાર વપરાયછે.

**માત્રા**—૧ થી ૧½ પરસેંટ સોલ્યુશન નાકની વાટે ઇરીગેટ કરવા સારૂ, ડીફ્થેરીઆ અને કુકડીઆ ખાંસી ઉપર વપરાય છે.

૧ થી ૧½ પરસેંટ સોલ્યુશન ડીફ્થેરીઆના દરદપર ઇનહેલેશન સારૂ વપરાય છે. ૧ : ૮ ભાગ આલ્કોહોલ, (ટીના ટોન્સ્યુરંસ,) ઉંદરીના દરદ પર વપરાય છે. ૨½ થી ૫ અને ૧૨ પરસેંટ સુધી ઓઇન્ટમેન્ટ ખરજવા ઉપર. ૨ થી ૧૦ પરસેંટ. ભભરાવવાનો ભુકો, ( ઇન્ટર ટ્રાઇગો, હાઇપેરી ડ્રોસિસ.) અતિશય પરસેવા થતો હોય ત્યારે. તથા ચામડી છોલાઇ હોય ત્યારે તેનાપર ભભરાવવામાં આવે છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| ( ૧ ) | એસિડ સેલિસિલિક. ... | ૨ | ભાગ. |
| | ઝીંસી ઓકસાઇડ ... | ૨૫ | ભાગ. |
| | એમિલો ... ... | ૨૫ | ભાગ. |
| | વેસીલીન ... ... | ૫૦ | ભાગ. |

મિશ્ર કરી તેમાંથી કપડા ઉપર ચોપડી દરદવાળા ભાગપર લગાડી દેવું. દરરોજ એક વખત લગાડવું.

---

| | | |
|---|---|---|
| ( ૨ ) | એસિડ સેલીસિલીક ... | ૧ ડ્રામ. |
| | આલ્કોહોલ ૧૦ પરસેંટ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી તેમાંથી કપડાવતી દરદ વાળા ભાગપર ચોળવું. ( ટીનાટોનસ્યુરંસ. ) ઉંદરી ઉપર.

---

| | | | |
|---|---|---|---|
| ( ૩ ) | એસિડ સેલીસિલ | ... | ૧૦ ગ્રેન. |
| | બીસ્મથ સબનાઇટ્રેટ. | ... | ૩ ડ્રામ. |
| | એમિલ ( Amyli ) | ... | ૩ ડ્રામ. |
| | વેસલીન ચોખ્ખું. | ... | ૨ ઔંસ. |

મિશ્ર કરી મલમ તૈયાર કરવું, તેમાંથી થોડુ લેઇ ચોપડવું. ( ઇનટર ટ્રાઇગો ) ચામડી છોલાઇ હોય તેના ઉપર ચોપડવું.

---

| | | | |
|---|---|---|---|
| ( ૪ ) | એસિડ સેલિસીલ | ... | ૩૦ ગ્રેન. |
| | સલ્ફ પ્રીસીપીટ. | ... | ૨½ ડ્રામ. |
| | ઝીંસી ઓકસાઈડ | ... | ૫ ,, |
| | એમિલ ( Amyli ).. | | ૫ ,, |
| | વેસલીન ચોખ્ખું. | ... | ૨ ઔંસ. |

શરીરપર થતા કરોળીઆના દરદ ઉપર,
( Psoriasis )

---

( ૫ ) એસિડ સેલિસીલ ... ૧ ડ્રામ.
વેસલિન ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી દરરોજ ઉપર ચોપડવું. To be applied to patch of ringworm after application of spirit. (lotion of salicylic acid.)

---

( ૬ ) એસિડ સેલિસિલ... ... ૨ ડ્રામ.
ઝીંકી ઓકસાઇડ... ... ૨ ,,
પલ્વીસ અમિલી.... ... ૬ ,,
પલ્વીસ ટાલસી ... ... ૬ ,,

મિશ્ર કરી ભભરાવવાનો ભુકો તૈયાર કરવો અને ( હાઇપેરીડ્રોસીસ ) શરીરપર થતા અતિશય પરસેવા ઉપર ભભરાવવો.

( ૭ ) એસિડ સેલિસિલ... ... ૨ ડ્રામ.

કાલોડીયન, ફ્લેક્સીલ ... ૧ ઔંસ.

મિશ્ર કરી ઝીણા અણીદાર શ્લાવતિ, મસા તથા આંટણ ઉપર લગાડવું. ( warts, corns. )

---

**SALIPYRINUM**. સેલિપાઇરિનમ. **અં૦** સેલિસિ ટ ઓફ એન્ટી પાઇરીન.

**વર્ણન**—સફેદ ચળકતો ભુકો; સ્વાદમાં ગળ્યો હોય છે; કવચીતજ પાણીમાં પીગળે છે, પરંતુ આલકોહલમાં તરતજ પીગળી જાય છે.

**ગુણ**—અંતરાપચારમાં જ્વરઘ્ન, અને સંધિવા નાશક છે.

**ઉપયોગ**—તિક્ષણ અને જુના સંધીવાના દરદ ઉપર વાપરવામાં આવે છે.

**માત્રા**—૧ વરસના બચ્ચાને ૧ ગ્રેન. મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**વિરૂદ્ધ દવા**—અમ્લો તથા ક્ષારો.

## ઉપચારો.

| | | |
|---|---|---|
| સાલિપાઈરિનમ | ... | ૫ ગ્રેન. |
| સાકર | ... ... | ૫ ગ્રેન. |

મિશ્ર કરી દર ૩ અથવા ૪ કલાકે ચારથી પાંચ વરસના બચ્ચાને તિક્ષણ સંધીવાના દરદમાં આપવું.

---

**SALOL**. સેલોલ. **અં૦** ફીનાઇલ ઇથર ઓફ સેલી-સિલિક એસિડ.

**વર્ણન**--ઝીણા સફેદ ચળકતા કટકા, સ્હેજ સુગંધીત વિન્ટર ગ્રીનના સુવાસને મળતું; તદન સ્વાદ વિનાનું પાણીમાં પીગળતું નથી, પણ દશ ભાગ આલ્કોહલમાં એક ભાગ દવા નાંખવાથી પીગળે છે, અને ઇથરમાં તરતજ પીગળી જાય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં કોહોવાણ અટકાવનાર. અંતરોપચારમાં ખાધેલું અનાજ પેટમાં ફદ ફદી જતું હોય તેના ઉપર તથા જ્વરઘ્ન તરીકે વપરાય છે.

**ઉપયોગ—**બળેલી ચામડીપર લગાડવામાં, મોંઢાની અંદરના ક્ષતના દરદમાં, અતિસાર. કોલેરા, મરડા અને સંગ્રહણીના દરદમાં જંતુનાશક અને દુર્ગંધ નાશક અસર કરવા સારૂ વારંવાર વપરાય છે. તિક્ષ્ણ અને જુના મૂત્ર પીંડના દરદમાં આ દવા વાપરવી નહી.

contraindicated in acute & chronic nephritis.

**માત્રા**—૧ ગ્રેન. એક વખતની માત્રા. ૩ ગ્રેન. આખા દીવસની માત્રા એક વરસના બચ્ચાને સારૂ. મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં

**બાહ્યોપચારમાં**—

૧ થી ૧૦ પરસેંટ લીનીમેન્ટ. દાઝેલા ભાગપર ચોપડવા સારૂ. ૫ પરસેંટ સ્પીરીચ્યુઅસ સોલ્યુશન મુખ પ્રક્ષાલન સારૂ, મોંડાની અંદરના વ્યાધી સારૂ. અનેતેનો ભુકો છીંકણી તરીકે સુંઘવા સારૂ નાકની અંદરના દરદ ઉપર વાપરવામાં આવે છે.

**વાદીષ્ટ કરવા સારૂ**—૧ ગ્રેન સેલોલમાં પાંચ

મીનીમ સાદું સાકરનું પાણી (એલીકસીર સીંપલ.) મેળવવું.

---

## ઉપચાર.

( ૧ ) સેલોલ. ... ... ૧ ગ્રેન,
પલાસ ટ્રેગેકેંથ કો: જોઈતા પ્રમાણમાં.
એલીકસીર સીંપલ ... ૫ મીનીમ.
એકવા મેન્થા પીપરેટા ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ ચાર વખત પાવી. ૧ થી ૨ વરસના બચ્ચાને. (ક્રોમેટીક ડાર્હીરીઆ ઉપર પેટની અંદરનો ખોરાક પચ્યા શીવાય ઝાડા થતા હોય તેનાપર),

---

( ૨ ) સેલોલ ... ... ... ૧ ડ્રામ.
સ્પીરીટ વાઇનમ રેકટીફાઇડ ... ૩ ઔંસ.

મિશ્ર કરી એક ચમચો એક ટંબલર ગરમ પાણીમાં નાંખી કોગળા કરવા.(સ્ટોમેટાઇટીસ.) મોંડાના સળા ઉપર.

---

( ૩ ) સેલોલ ... ... ૧ ડ્રામ.
એસીડ બોરીક ... ½ ,,
એસીડ સેલિ સીલીક. ... ૭ ગ્રેન.
થાઇમોલ ... ... ૨ ,,
ટાલસી ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી છીંકણી તૈયાર કરી સવાર સાંજ બે વખત નાકની અંદરના દરદ સારૂ સુંઘવાથી ફાયદો થાય છે. [ ફટીડ રીહીનાઇટીસ. ]

---

( ૪ ) સેલોલ ... ... ૧ ડ્રામ.
ઓઇલ લીની ... ... ૧ ઔંસ.
લાઇકર કેલસીસ ... ૧ ઔંસ.

મિશ્ર કરી બળેલા ભાગ ઉર લગાડવું, જેથી તે ભાગ જલદી રૂઝાઇ જાય છે.

---

**SASOL CUM CAMPHORA.** સેલોલ-કમ કેમ્ફોરા
અં૦ સેલોલ કેમ્ફર.

**વર્ણન**—ત્રણ ભાગ સેલોલ અને બે ભાગ કપુરને મેળવી ગરમ કરવું; જેથી સ્નિગ્ધ પ્રવાહી તૈયાર થાય છે. અને તેની અંદર અત્યંત દુર્ગંધનાશક ગુણ રહેલા હોયછે.

**ગુણ**—બાહ્યોપચારમાં દુર્ગંધ નાશક, અથવા કોહો-વાણુ અટકાવનાર છે.

**ઉપયોગ**—જીર્ણ કાનના વરમમાં અતિશય પરૂ નીકળતુ હોય ત્યારે તેનો ઉપયોગ કરવાથી આરામ થાયછે.

**માત્રા**—થોડાં ટીપાં રૂમાં નાંખવા. અને તેના પુમડાં કાનમાં મુકવાથી કાનમાંથી નીકળતું પરૂં બંધ થઇ આરામ થાય છે.

---

## SANTONINI TROCHISCI. સેંટોનિનિ ટ્રોકિસ્કાઇ.

**વર્ણન**--દરેક રેવડીમાં એક ગ્રેન સેન્ટોનાઇન સમાયેલું હોય છે; રાત્રીના સુતી વખતે એક રેવડી લેવ-રાવવી અને સવારના જુલાબ આપવો જેથી બચ્ચાના પેટમાંના કરમ નીકળી જશે.

## SANTONINUM. સેંટોનિનમ અં૦ સેંટોનાઇન.

**વર્ણન**—ચળકતી સફેદ ભુકી હોય છે; અને અજવાળામાં રાખવાથી તેનો રંગ પીળો થઇ જાય છે; સ્વાદમાં મ્હેજ કડુ હોય છે; થંડા પાણીમાં પીગળતી નથી; કવચિત ગરમ પાણીમાં પીગળે છે.

**ગુણ**—અંતરોપચારમાં કૃમિઘ્ન છે.

**ઉપયોગ**—ના'ના બચ્ચાના પેટમાંના ગોળ કરમનો નાશ કરવા સારૂ વારંવાર વપરાય છે.

**માત્રા**- $\frac{1}{2}$ ગ્રેન, એક વરસની ઉમરના બચ્ચાને.
૧ ગ્રેન. બે વરસની ઉમરના બચ્ચાને.
મ્હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સેન્ટોનાઇની ભુકી. | ... | ૨$\frac{1}{2}$ ગ્રેન. |
| | સ્કેમોની, કો; ની ભુકી. | ... | ૨ ,, |
| | કેલોમેલની ભુકી ... | ... | $\frac{1}{2}$ ,, |

મિશ્ર કરી ચારથી પાંચ વરસના બચ્ચાને રાત્રીના સુતી વખતે ત્રણ અથવા ચાર દીવસ સુધી આપવી. ગોળ કરમ ઉપર.

## SCAMMONI PULVIS COMPOSITUS

સ્કેમોનિ પલ્વિસ કંપોઝિટસ.

વર્ણન--ચાર ભાગ સ્કેમોનીરેઝીન, ત્રણ ભાગ જેલપ, અને એક ભાગ સુંઠનો ભુકો, ત્રણેને ખલ્લબતામાં ઘુંટી તૈયાર કરવામાં આવે છે.

ગુણ--કૃમિઘ્ન અને સખત દસ્તાવર છે.

ઉપયોગ—સાધારણ ગોળ કરમ ઉપર આપવાથી કરમનો નાશ થાય છે.

માત્રા--૧ ગ્રેન, ૧ વરસના બાળકને. અને મ્હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

### ઉપચાર.

| | | |
|---|---|---|
| પલ્વીસ સ્કેમોનિ. કો, | ... | ૨ ગ્રેન. |
| કેલોમેલ. | ... ... | ૧/૨ ,, |
| સાકરના ભુકો ... | ... | ૫ ,, |

મિશ્ર કરી ૨ થી ૩ વરસના બચ્ચાને રાતના સુતી વખતે મોઢામાં નાંખી ઉપર પાણી પીવરાવવું. ગોળ કરમ ઉપર.

**SCILLÆ OXYMEL.** સિલી ઓકિસમેલ. **અં૦** ઓ-
કસીમેલ ઓફ સિલા.

**વર્ણન**—જંગલી કાંદાનો ભુકો, સરકો અને મધની મેળવણીથી તૈયાર થાય છે; અને સ્વાદમાં ખટમિઠું હોયછે.

ગુણ—અંતરોપચારમાં તેનો ગુણ મુત્રલ અને ગરમ કફઘ્ન હોય છે.

**ઉપયોગ**—ખાંસીના દર્દમાં જયારે કફ છુટો પડેલો હોય ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે; પરંતુ પેસા-બમાં જે દરદીને આલબ્યુમીન જતું હોય તેવા દરદીને આ-પવામાં આવે તો તેની અસર તદન વિરૂદ્ધ થાય છે, માટે તેવા દરદીને આપવું નહી.

**માત્રા**—૫ થી ૧૦ મીનીમ ૧ થી ૨ વરસના બ-ચ્ચાને અને મ્હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં વધારે ઓછું આપવામાં આવે છે.

**ઉપચાર.**

ઓકિસમેલ સિલા. ... ... ૫ મીનીમ.

ટીંકચર કેમ્ફર... ... ... ૨૬ ,,
સ્પીરીટ ઇથરીસ નાઇટ્રોસિ. ... ૨૬ ,,
ડીસ્ટીલ્ડ વોટર ... ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, અથવા જ્યારે જ્યારે કફ અતિશય ત્રાસ દાયક માલમ પડે ત્યારે; એક વરસની ઉમરના બાળકને આપવું.

**SENECÆ INFUSUM.** સેનેગી ઇનફ્યુંઝમ. **અં૦** ઇન-ફ્યુઝમ ઓફ સેનેગા. **ગુ૦** સેનેગાનો ઉકાળો તથા ચાહ.

**વર્ણન**—૧ ભાગ સેનેગાના મુળ અને ૨૦ ભાગ ઉકળતા પાણીમાં નાંખી ચાહની માફક કરી લેવું; તેનો વાસ તરેહવાર ખોરો ઉતરી ગયેલા જેવો હોય છે, સ્વાદમાં પ્રથમ ગળ્યું લાગે છે પરંતુ પાછળથી ઉગ્ર લાગે છે.

**ગુણ**—ગરમ, કફઘ્ન, મૂત્રલ છે, વધારે પ્રમાણમાં રેચક અને વમન કારક છે.

**ઉપયોગ**—ફેફસાના જુના અને તિક્ષણ સોજાના દરદમાં, જુજ કારણથી હૃદય અશક્ત પડી ગયું હોય તેવા હૃદયના અનિયમિત ગતીના દરદમાં તેમજ દમના, કુક-

ડીઆ ખાંસીના. ઘણી જુની ખાંસીના દરદમાં આ દવા વાપરવાથી સારો ફાયદો થાય છે.

**માત્રા**--½ થી ૧ ડ્રામ. ૧ વરસના બચ્ચાને અને મ્હોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં અપાય છે.

**સ્વાદીષ્ટ કરવા**--½ ડ્રામ સેનેગાની ચાહમાં બે મીનીમ સ્પીરીટ ક્લોરોફોર્મ, અને ૧૫ મીનીમ નારંગીનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

**ઉપચાર.**

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | આમોનિ. કાર્બોનેટ. ... | ... | ½ ગ્રેન. |
| | સ્પિરિટ ક્લોરો ફોર્મ... | ... | ૨ મીનીમ. |
| | સિરપ ઓરેંશી ... | ... | ૧૫ ,, |
| | સેનેગાનો ચાહ ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી એક વરસના બાળકને દીવસમાં ત્રણથી ચાર વાર પાવી. તિક્ષ્ણ ખાંસી બીજા દરજ્જે પોહોચી હોય ત્યારે.

( Acute bronchitis, in 2nd Stage. )



નં. ૨ લાઇકર. આમોનીઆ. એનિસેટસ. ૨ મીનીમ.
સ્પિરીટ કલોરો ફોર્મ... ... ૨ ,,
નારંગીનો સરબત. ... ... ૧૫ ,,
સેનેગાનો ચાહ ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી એક વરસના બાળકને બીજા દરજાની તિક્ષણ ખાંસીના વરમ ઉપર દીવસમાં ત્રણ ચાર વખત પાવી. ( Acute bronchitis in 2nd stage )

**નોટઃ**--આ દવાના ગુણ દોષની વધારે માહિતી હમારી મેટિરીયા મેડિકાના ૮૨ થી ૮૫ પાનામાં જોવાથી માલમ પડશે.

---

**SENNÆ SYRUPUS**: સની સિરપ્સ અં૦ સિરપ ઓફ સેના. ગુ૦ સોના મુખીનો સરબત.

**વર્ણન**—આ સરબતમાં સોના મુખી ( હિંદિ આવળ ) રેકટીફાઇડ સ્પીરીટ, ધાણાનું તેલ, ધોયેલી સાકરની મેળવણી હોય છે.

**ગુણ**--સાદો રેચક છે. માટે નાના બાળકથી મો-

મ્હોટી ઉમરનાને આપવાથી કોઈ પણ જાતની ધાસ્તી રહેતી નથી.

**ઉપયોગ**—અજીર્ણ, બંધકોશ,

**માત્રા**—૧૦ મીનીમ. ૧ વરસના બચ્ચાને, મ્હોટી ઉમરનાને તેમની વયના પ્રમાણમાં આપવી.

**સ્વાદ સુધારવા**—૧૦ મીનીમમાં ૧½ મીનીમ ટીંક્ચર ઝીંજીબેરીસ. ( સુંઠના અર્કના. ) નાંખવા,

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | મિંઢી આવળનો સરબત | ... | ૧૦ મીનીમ |
| | જાલપનું સત્વ. ... | ... | ½ ગ્રેન. |
| | સ્પિરીટ કલોરોફોર્મ | ... | ૨ મીનીમ |
| | સાદુ સરબત ... | ... | ૧૦ ,, |
| | એકવા કેરવાઇ ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી ૧ થી ૨ વરસની ઉમરના બચ્ચાને બંધકોશના દરદમાં બબે અથવા ત્રણ ત્રણ કલાકે જ્યાં સુધી ઝાડો થાય ત્યાં સુધી આપવું.

---

સોના મુખીનો સરબત બનાવવાની રીત નીચે પ્રમાણે છે. સોનામુખી ૧૬ ઔંસ, ધાણાનું તેલ, ૮ ટીંપા, ધોયેલી સાકર ૨૪ ઔંસ, ચોખું પાણી ૫ ઔંસ, રેકટીફાઇડ સ્પીરીટ ૩ ઔંસ.

---

**SINAPIS**. સિના પિસ. અં૦ મસ્ટર્ડ. ગુ૦ રાઇ.

રાઇ બે જાતની હોય છે, સફેદ અને કાળી. સફેદને સિનાપિસ આલબી સેમિના, અને કાળીને સિનાપિસનાઇ ગ્રાસેમિના કહે છે.

રાઇ ઘણું કરી પોટીસ લગાડવાના કામમાં વપરાય છે, તેમજ ઉલટી કરાવવામાં પણ વપરાય છે; થોડા પ્રમાણમાં ખાવાના કામમાં આવે છે. બાહ્યોપચારમાં ઉધરસના, ફેફસાના સોજાના, ફેફસાના અંતરપડના સોજાના દરદોમાં લગાડવામાં આવે છે. નાનાં બચ્ચાઓને વરાધ તથા ઉધરસના દરદમાં રાઇનું તેલ છાતીપર ચોળવાથી કફ નરમ પડે છે, કફના જાળાને ગાળી નાંખી મોંઢા વાટે અથવા ઝાડા વાટે બાહાર કાઢે છે, અને છાતીમાં થએલા

સોજાને કમી કરે છે. રાઇની પોટીસમાં અળશીનો ભુકો મેળવીને પણ લગાડવામાં આવે છે. નાના બચ્ચાઓને ઘણી તાણ તથા આંચકીના દરદમાં, અતિશય વધી ગયેલા તાવના દરદમાં, સખત મસ્તક સુળમાં તથા સળેખમના દરદમાં રાઇનો ભૂકો ઉકળતા પાણીમાં નાંખી દરદીના પગ તેમાં મુકવાથી દરદો દબાઇ જાય છે.

રાઇનું તેલ, ઉપર દરસાવેલ દરદોમાં ચોળવાના કામમાં આવે છે તેની સાથે તેનું લીનીમેન્ટ નીચે પ્રમાણે બનાવી ચોળવાથી ઘણો સારો ફાયદો થાય છે.

રાઇનું તેલ ૧૦ ટીંપા, કપુરનું તેલ ૧ ઔંસ; મેળવી (બ્રોંકાઇટીસ, અને બ્રોંકોન્યુમોનીઆ) ખાંસી અને સ્વાસ નળીના સોજાના દરદમાં ચોળવાથી સારો ફાયદો થાય છે.

---

## SODÆH TARTARATÆ PULVISHEFFERVES CENS. સોડી ટાર્ટરેટી. પલ્વિસ એફરવીસેન્સ. આં૦ સીડલીજ પાઉડર. ટાર્ટરેટેડ સોડા.

**વર્ણન**—આ પાઉડરમાં ૧૨૦ ગ્રેન ટાર્ટરેટેડ સોડા

અને ૪૦ ગ્રેન બાય કાર્બોનેટ ઓફ સોડાની મેળવણી કરી આસમાની રંગના કાગળના પડીકાં કરવામાં આવેછે અને સફેદ કાગળમાં ૩૮ ગ્રેન ટારટેરિક એસિડના પડીકા જુદા કરવામાં આવે છે; પ્રથમ આસમાની રંગના કાગળના પડીકાનો પાઉડર એક ટંબલર પાણીનાંખીમાં હલાવી પછી સફેદ રંગના કાગળના પડીકાનો પાઉડર તેમાંનાંખી દેવો અને ઉભરો આવે એટલે તરત પી જવું.

**ગુણ**—સ્હેજ દસ્તાવર છે.

ઉપયોગ—બદહજમીના દરદમાં દસ વરસ ઉપરની ઉમરનાને પાવામાં આવે છે.

**માત્રા**—½ થી એક પડીકુ સીડલીજ પાઉડરનું ૧૦ થી ૧૫ વરસના છોકરાઓને આપવું.

## ઉપચાર.

½ પડીકું સવારના ભુખે પેટ થોડી સાકર નાંખી હલાવીને ૧૦ વરસના બચ્ચાને બદહજમી ઉપર પાઈ દેવું.

**SODII ARSENIATIS LIQUOR.** સોડિઆર્સે-

નિગ્રેટીસ થાઈકર. અં૦ સોલ્યુશન ઓફ આર્સેનીએટ ઓફ સોડિઅમ.

**વર્ણન**—૧ પરસેંટ સોલ્યુશન આર્સેનિએટ ઓફ સોડીઅમ ડીસ્ટીલ્ડ વોટરમાં બનાવવામાં આવે છે.

**ગુણ**--રક્તશોધક અને પૌષ્ટિક છે.

**ઉપયોગ**—જુના સંધીવા, ગાંઠીઓવા, પાંડુરોગ, ટાઢીઆ અને મલેરીઆ તાવ, અપસ્માર, બરોળના વધારા ઉપર, મધુ પ્રમેહ અને જુના ચામડીના દરદો ઉપર વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે. તેમજ ઉંટાટીઆ, દમ. હાંફણ, ચાંદી, વિસ્ફોટક, જુના સળેખમ, જુની ઉધરસ, ક્ષય, કોરીઆ, અને તમામ જાતના તાવ ઉપર આપવાથી સારો ફાયદો થાય છે.

**નોટ**:—વિશેષ માહિતિ સારૂ મેટિરીયા મેડિકા પાનું ૪૦૨ થી જોવું.

**માત્રા**—½ થી ૧ મીનીમ ૧ વરસના બાળકને; મોટી ઉમરનાને તેમની વયના પ્રમાણમાં આપવું.

**વિરૂધ અસર કરનાર દવાઓ**—હાઇડ્રેટ ઓફ

આયરન અને મેગનેશીઆ, ટેનીક એસીડ, એસેટેટ ઓફ લેડ, અને આલ્કોહોલિક વનસ્પતિની ચાહ તથા ઉકાળા સોડીઆર્સેનીએટની સાથે મેળવવાં નહી.

**સ્વાદિષ્ટ કરવા**—૧ મીનીમ લાઇકર સોડી આર્સેનિએટમાં ૫ મીનીમ સીરપ ટોલુ અથવા ૨ મીનીમ ગ્લીસરાઇન અથવા ૧ ડ્રામ તજનું પાણી મેળવવું.

## ઉપચાર.

નં. ૧ લાઇકર સોડીઆર્સેનિએટ. ... ૩ મીનીમ.

સિરપ ફેરી કવીનાઇન એટ સ્ટ્રીકનીઆ ફોસફેટસ. ( ઇસ્ટનસ સિરપ. ) } ½ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી પાંચથી ૭ વરસના બચ્ચાને ( લેનટ્રીક ડાહિરીઆ અને સ્પેલેનિક લ્યુકેમીઆ. ) બદહજમીથી થતા ઝાડા જેમાં ખાધેલું અનાજ જેવું ને તેવુંજ પાછું નીકળે તેના તથા બરોળના વધવા ઉપર આપવાથી ઘણો સારો ફાયદો થાય છે.

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | લાઇકર સોડી આર્સેનિએટ... | ૧ | મીનીમ. |
| | ટીંકચર નકસ વોમિકા ... | ૨ | ,, |
| | સિરપ ટોલુ ... ... | ૧૫ | ,, |
| | ડીસ્ટીલ્ડ વોટર ... ... | ૧ | ડ્રામ. |

મિશ્ર કરી જમ્યા પછી દીવસમાં ત્રણ વખત બે વરસની ઉમરના બચ્ચાને, જુના ખરજવાના દરદમાં રક્તશોધક તરીકે આપવાથી ઘણો સારો ફાયદો થાય છે.

---

વિષઘ્ન તરીકે--આર્સેનીકની વિષનાશક દવા તરીકે હાઇડ્રેટ ઓફ આયરન અને મેગનેશીઆ વખતો વખત આપવાથી આર્સેનીકનું વિષ ચડતું નથી.

---

**SODII BENZOAS.** સોડિ બેંઝોઆસ. અં૦ સોડિઅમ બેંઝોએટ.

વર્ણન—સફેદ ઝીણી ચળકતી ભુકી હોય છે; વાસ બીલકુલ હોતો નથી અને કદાચ હોય છે તો સ્હેજ બેંઝોઇકનો હોય છે; સ્વાદમાં ખારો તથા મીઠો એવો મિશ્ર

સ્વાદ હોય છે; પાણીમાં જલદીથી પીગળે છે.

**ગુણ**—ગરમ કફઘ્ન, દુર્ગંધનાશક અને સડો અટકાવનાર, સંધીવા, તથા પેટની અંદરનો ખોરાક ફદફદી જતો હોય તેનો અટકાવ કરે છે.

**ઉપયોગ**—ડીફ્થેરિઆ, થુલીઓ, આંતરડામાં થતી ફોલીઓ, હોજરીના સોજે, ગાંઠીઓ વા, અને નાના બચ્ચાને રાત્રીના પેશાબ થઈ જતો હાય તેના પર વારંવાર વાપરવામાં આવે છે.

**માત્રા**—અંતરોપચારમાં—૨ થી ૪ ગ્રેન એક વખતની માત્રા ૭ મહીનાના બાળકને.

૬ ગ્રેન ૧ વરસના બાળકને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**બાહ્યોપચારમાં.** ૫ થી ૧૦ પરસેંટ સોલ્યુશન, નાસ લેવા તરીકે તથા ડીફ્થેરીઆ અને થુલીઆના દરદમાં કોગળા કરવા સારૂ વપરાય છે; ½ થી ૧ પરસેંટ સોલ્યુશન હોજરીના સોજાના દરદમાં ઝાડા વાટે પીચકારીના રૂપમાં વપરાય છે, અને તેનો ભુકો છીંકણીના રૂપમાં ડીફ્થેરીઆ

અને નાકની અંદરના સોજાના દરદમાં સુંઘવામાં વપરાયછે.

**સ્વાદ સુધારવા સારૂ**—૪ ગ્રેન સોડીએંક્રોએટની સાથે ૧૦ મીનીમ સીરપ ટોલુ મેળવવામાં આવે છે.

**ઉપચાર.**

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સોડીએંક્રોએટ. | ... | ... ૪ ગ્રેન. |
| | સીરપ ટોલુ. | ... | ...૧૦ મીનીમ. |
| | ડીસ્ટીલ્ડ વોટર. | ... | ... ૧ ડ્રામ. |

મિશ્ર કરી ઋતુમાં થતા ઝાડાના દરદમાં દર બે અથવા ત્રણ કલાકે પાવું. ( સમર ડાહિરીઆ. )

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | સોડાએંક્રોએટ. | ... | ... ૩ ગ્રેન. |
| | સ્પીરીટ ક્લોરોફોર્મ | ... | ... ૨ મીનીમ. |
| | સીરપ ઓરેંશી | ... | ...૧૫ ,, |
| | ઈનફ્યુઝમ સેનીગી | ... | ... ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ખાંસીના દરદમાં ૧ થી ૨ વરસના બચ્ચાને પાવી. ( બ્રોંકાઇટીસ )

---

નં. ૩ સોડી બેંઝોએટ. ... ... ૨૦ ગ્રેન.
સોડીસેલ્ફો સીલાસ. ... ... ૨૦ ગ્રેન.
એકસ્ટ્રાકટ બેલાડોના ... ... ૧૦ ગ્રેન.
તાજનું પાણી... ... ... ૪ આંસ.

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી દર ૪ અથવા પાંચ કલાકે ૪ થી ૬ વરસના બચ્ચાને વારંવાર પોતાની મેળે ઉંઘમાં પેશાબ થઇ જતો હોય ત્યારે પાવી.

---

**SODII BICARBONAS**. સોડીબાય કાર્બોનાસ. અં૦ બાય કાર્બોનેટ ઓફ સોડીઅમ. ગુ૦ શુદ્ધ કરેલા શાજીખાર.

**વર્ણન**—તેનો ભુકો અથવા ઝીણા છાલા જેવા હોય છે; અને સ્વાદમાં સ્હેજ ખારો હોય છે; ૧ ભાગ દવા ૧૦ ભાગ પાણીમાં પીગળે છે.

**ગુણ**—લોહીની તથા પેશાબની ખટાશને દુર કરે છે, રક્ત શોધક, પાચન, દીપન, ઉલટી શામક, પથરીને ગાળી નાંખનાર તથા વાતહર છે.

**ઉપયોગ**—ચુલીઆ, ખાંસી, કંઠ નળીના સોજા, મોંઢાની અંદરના સોજા, જઠરના સોજા, બંધ કોશ, અને અજીર્ણના દરદોમાં વારંવાર વપરાય છે.

**મ.ત્રા—અંતરોપચારમાં**—૩ ગ્રેન. ૭ મહીનાની ઉમરથી એક વરસની ઉમરના બચ્ચાને આપવામાં આવે છે; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી,

**બાહ્યોપચારમાં**—

૨ થી ૫ પરસેંટ સોલ્યુશન. મોંઢાની અંદરના દરદોમાં કોગળા કરવા સારૂ વપરાય છે.

½ થી ૧ પરસેંટ સોલ્યુશન. કંઠ નળીના દરદોમાં સ્વાસ લેવા તરીકે વપરાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—એસીડો. (અમ્લ) એસીડ મય ક્ષારો, ધાતુના તથા જમીનના ક્ષારો.

**સ્વાદ સુધારવા સારૂ**—૩ ગ્રેન, બાયકાર્બોનેટ ઓફ સોડીયમમાં ૫ મીનીમ નારંગીનું સરબત અથવા ૧ ડ્રામ તજનું પાણી અથવા મેન્થા પીપરેટી મેળવવું.

બાહ્યપચારમાં—

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સોડા બાયકાર્બોનેટ. | ... | ૧ ડ્રામ. |
| | સ્પીરીટ ઘાઇ મોલી. | ... | ૧ ડ્રામ, |
| | ગ્લીસરાઇન ... | ... | ૨ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ડ વોટર ... | ... | ૮ ઔંસ |

મોંહાની અંદરના સોજાને લીધે નીકળતા મવાદમાં દર બે અથવા ત્રણ કલાકે આ દવાથી મોઢું કોગળા કરી ધોઇ નાંખવું. ( કેટરાલ સ્ટોમેટાઇટિસ. )

અંતરોપચારમાં-

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | સોડી બાયકાર્બોનેટ | ... | ૬૦ ગ્રેન. |
| | ટીંકચર નકસ વોમીકા. ... | | ૧૨ મીનીમ. |
| | નારંગીનો સરબત. | ... | ૨ ડ્રામ. |
| | એકવા કેરૂ આઇ | ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી તેમાંથી એક ચાની ચમચા દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને જઠરમાંથી નીકળતા પ્રવાહીમાં. ( કેટરાલ ગેસ્ટ્રાઇટીસ. )

નં. ૩ સોડી બાયકાર્બોનેટ ... ... ૧½ ગ્રેન.
સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ... ૧½ મીનીમ.
ગ્લીસરાઇન ... ... ... ૫ ,,
એકવા મેન્થા પીપરેટી ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ ચાર વખત ૭ મહીનાના બાળકથી ૧ વરસની ઉમરના બાળકને. વાત વાયુના અજીર્ણ ઉપર આપવું. ( ડિસપેપસીઆ વીથ ફ્લેચ્યુલંસ )

---

નં. ૪. સોડી બાય કાર્બોનેટ.... ... ૨૪ ગ્રેન.
ટીંકચર રીહ્યુબાર્બ. ... ... ૬૦ મીનીમ.
ટીંકચર કેલંબી ... ... ૪૦ મીનીમ.
તજનું પાણી. ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી બે ચા'ની ચમચી દીવસમાં બે વખત ૧ વરસની ઉમરના બચ્ચાને અજીર્ણ ઉપર. (ડિસ્પેપસિઆ)

---

## લોશન.

નં. ૫. સોડી બાયકાર્બોનેટ ... ... ૧૦ ગ્રેન.
ગ્લીસરાઇન. એસીડ કાર્બોલીક ... ૬૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ઔંસ.

કંઠ નળીના સોજા ઉપર. વરાળથી ગળામાં બાફ આપવો. Lotion to be used with a steam spray on Bronchitis or Broncho-pneumonia.

---

**SODII BROMIDUM.** સોડિ બ્રોમિડમ. અ૦ બ્રોમાઈડ ઓફ સોડિઅમ.

**વર્ણન**—સફેદ ચળકતો ભુકો હોય છે. સ્હેજ કડુ સ્વાદ હોય પાણીમાં જલદીથી પીગળે છે, હવા લાગવાથી પોતાની મેળે પીગળી જાય છે માટે કાચના બુચની બાટલીમાં ભરવામાં આવે છે.

**ગુણ**—પોટાસીઅમ બ્રોમાઈડને મળતા છે, અને તેના કરતાં હ્રદયને ઓછું મંદ કરે છે; હોજરી પર શાંત અને

ઠંડી અસર કરે છે. રક્ત-શોષક, કફઘ્ન, અને નિંદ્રા લાવનાર છે.

**ઉપયોગ**—નાનાં બચ્ચાંની તાણ તથા વાઇ, ફેફરા ઉપર, દાંત આવતા હોય, તે વખતે, કુકડીઆ ખાંસીના દરદમાં, કોરીઆ, દાંત ખીલી બેઠી હોય ત્યારે, રાત્રીના પેશાબ થઇ જતો હોય, અને હ્રદયના અતિશય ધબકારા થતા હોય, અથવા નાના બાળકાની શ્વાસ નળીનું રોકાઇ જવું વિગેરે દરદોને લીધે નીંદ્રા આવતી ન હોય ત્યારે આ દવા આપવાથી નીંદ્રા આવી દરદો ઉપર ઘણો સારો ફાયદો થાય છે. સોડિઅમ બ્રોમાઇડ નાનાં બચ્ચાને સારી રીતે માફક આવે છે, અને પોટાસીઅમ બ્રોમાઇડની જગોએ સોડિઅમ બ્રોમાઇડ આપવું એ સલાહ કારક છે.

**માત્રા**—૨ થી ૪ ગ્રેન. એક વખતની માત્રા ૧ વરસના બચ્ચાંને.

૫ થી ૮ ગ્રેન „ ત્રણથી ૫ વરસનાને.

૮ થી૧૫ ગ્રેન „ ૬ થી ૧૦ „

અને જેમ જેમ દવા માફક આવે તેમ તેની માત્રા વધારવી.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—અમ્લ, ધાતુના ક્ષારો.

**સ્વાદ સુધારવા સારૂ**—૪ ગ્રેન બ્રોમાઇડ ઓફ સોડીઅમમાં ૧૫ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | સોડી બ્રોમિડ ... | ... | ૨૪ ગ્રેન. |
| | કલોરલ હાઇડ્રાસ. | ... | ૬ ગ્રેન. |
| | સીરપ્ઓરેંસી ... | ... | ૭૫ મીનીમ. |
| | પાણી. | ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી એક ટેબલ સ્પુનફુલ દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસના બચ્ચાને સ્વાસ નળીના દરદમાં આપવી. ( Laryngismus stridulus.)

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | સોડીબ્રોમીડમ ... | ... | ૧૦ ગ્રેન. |
| | લાઇકર મોરફ્રિઆ હાઇડ્રોકલોરાઇડ | | ૧ મીનીમ. |
| | સીરપ સીલા ... | ... | ૨૦ મીનીમ. |
| | નારંગીના ફુલનું પાણી. ... | | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ થી ૮ વરસની ઉમરના બચ્ચાને કુકડીઆ ખાંસી ઉપર.

---

નં. ૩. સોડી બ્રોમીડમ. ... ... ... ૫ ગ્રેન.
પોટાસ બ્રોમીડમ.... ... ... ૫ ગ્રેન.
આમોનીઆ બ્રોમીડમ. ... ... ૫ ગ્રેન.
નારંગીનો સરબત... ... ... ૧૫ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર. ... ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧૦ વરસના બચ્ચાને અપસ્મારના દરદમાં પાવી. ( Epilepsy. )

---

**SODII CARBONAS.** સોડિ કારબોનાસ. અં૦ કાર્બોનેટ ઓફ સોડિઅમ. ગુ૦ સુદ્ધ કરેલો શાજી ખાર ( પાપડ ખાર. ) સોડા, અથવા વોશીન્ગ સોડા પણ કહે છે.

**વર્ણન**—સફેદ ચળકતા કાચ જેવા કટકા હોય છે.

પ્રતિક્રિયા ક્ષારના ગુણુને મળતી થાય છે. સ્વાદમાં; દાહક. કડક, અને ક્ષારમય હોય છે. એક ભાગ સોડી કાર્બોનાસ બે ભાગ ઠંડા પાણીમાં પીગળી જાય છે.

**ગુણ**—બાહ્યોપચારમા–શોધક અને ખટાશ દુર કરનાર છે. અંતરોપચારમાં ખટાશ દુર કરનાર તથા જઠરને શાંત કરનાર છે.

**ઉપયોગ**—અજીર્ણ, અને કંઠ નળીના સોજા ઉપર આપવાથી ફાયદો થાય છે.

**માત્રા**—અંતરોપચારમાં. ૨ ગ્રેન. એક વરસના બચ્ચાંને, મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં. બાહ્યોપચારમાં ½ પરસેંટ સોલ્યુશન ગળામાં તથા કંઠનળીમાં છંટકાવ કરવાની શીશીમાં નાંખી ઉપયોગ કરવો.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન સોડી કાર્બોનાસમાં ½ ડ્રામ એકવા ફીનીકયુલિ ( સુવાનું પાણી. ) મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧. | સોડી કાર્બોનાસ | ... | ... ૨ ગ્રેન. |
| | ગ્લીસરાઇન ... | ... | ... ૨ મીનીમ. |

એકવા ફ્રીનીકયુલિ (સુવાનું પાણી.) ૧ દ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત એક વરસની ઉમ- રના બચ્ચાને અજીર્ણ ઉપર આપવું.

---

**SODII CHLORIDUM.** સોડિકલોરીડમ. અં૦ કલોરા ઇડ ઓફ સાડિઅમ. ગુ૦ સુદ્ધ કરેલું મીઠું.

વર્ણન—મોહોટા ચળકતા કટકા અથવા સફેદ ચ- ળકતો ભુકો હોય છે. સ્વાદમાં અતિ ખારો હોય છે.

Chloride of sodium is prepared by purifying comnon Salt.

૧ ભાગ મીઠું. ૨ ⁸⁄₉ ભાગ ઠંડા અથવા ગરમ પાણીમાં પીગળી જાય છે, અને ૧–૨૦૦ ભાગ ૯૦ પરસેન્ટ આલ- કોહલમાં પીગળે છે.

ગુણ—ગરમ લોહી સુધારનાર અને અગ્નિ વર્ધક છે. વધારે પ્રમાણમાં વમન કારક અને રેચક છે.

ઉપયોગ—ડીફ્થેરીઆના દરદમાં, તિક્ષણ કંઠ ન-

ળીના સોજામાં, નાના બચ્ચાંના ઝાડાના દરદમાં, અજીર્ણ માં, ઝીણા કરમના દરદમાં, ખાંસીમાં, ગળફા સાથે ફેફ- સામાંથી રક્ત પડતું હોય ત્યારે, તથા ફેફસાના અંતરપડના સોજા ઉપર વારંવાર વાપરવામાં આવે છે.

**માત્રા**—અંતરોપચારમાં ½ થી ૧ ડ્રામ, રક્તપ્રવાહ બંધ કરવા તથા વમન સારૂ વારંવાર આપવું.

**બાહ્યોપચારમાં**—૧ થી ૨ રતલ ૭ ગેલન પાણીમાં નાંખી સ્નાન કરાવવાના ઉપયોગમાં લેવામાં આવે છે.

૧ પરસેંટ સોલ્યુશન કંઠ નળીના તથા શ્વાસ ન- ળીના સોજામાં શ્વાસમાં લેવા તરીકે વપરાય છે. ½ પરસેંટ સોલ્યુશન નાના બચ્ચાંના ઝાડાના ( કોલેરા ) દરદમાં ત્વચામાં પીચકારી મારવા તરીકે વપરાય છે. અને ભુકો ડીફ્થેરીઆના દરદમાં લગાડવામાં આવે છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સોડીક્લોરાઇડ. | ... | ૬ ભાગ. |
| | સોડી કાર્બોનેટ | ... | ૧ ભાગ. |
| | ડીસ્ટીલ્ડ વોટર. | ... | ૧૦૦૦ ભાગ. |

એકંદરે ૩ ત્રણ ઔંસ તૈયાર કરી ઉપયોગમાં લેતાં પહેલાં ઉકાળવું અને તેમાંથી ૧ ઔંસ ૧૦૧ થી ૧૦૪ ડીગ્રી સુધીની ગરમી રહે એટલે એકી વખતે એક ઔંસ પેંડા ઉપર પીચકારી વાટે ત્વચામાં દાખલ કરવું, અને જરૂર પડે ત્યારે ફરીથી તેજ પ્રમાણે ઉપયોગ કરવો. નાનાં બચ્ચાનાં કોલેરા ( વિશુચિકા )ના દરદમાં વાપરવાથી કોલેરા મટી જાય છે.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | સોડી કલોરાઇડ. | ... | ... ૧ ડ્રામ. |
| | એકવા ફ્રાન્ટીસ | ... | ...૧૦ ઔંસ. |

મિશ્ર કરી ગુદા વાટે પીચકારી એક દીવસને આંતરે દર સવારના મારવી. (ઝીણા કરમ ઉપર.)

---

| | | | |
|---|---|---|---|
| નં. ૩ | સોડી કલોરીડમ. | ... | ... ૧ ડ્રામ. |
| | ડીસ્ટીલ્ડ વોટર | ... | ... ૩ ઔંસ. |

મિશ્ર કરી તેમાંથી દર કલાકે એક ચા'ની ચમચી પાવી. ફેફસાના પડના વ્યાધીને લીધે તેમાંથી નીકળતો

વાસ મારતો પદાર્થ. ( પ્લ્યુરિટિક એકસ્યુડેશન. )

**વિષનાશક**—કલોરાઈડ ઓફ સોડીઅમ, નાઈટ્રેટ ઓફ સીલવરના વિષ ઉપર વિષનાશક અસર કરે છે.



**SODII CITRAS.** સોડિ સાઈટ્રસ. અં૦ સાઈટ્રેટ ઓફ સોડિઅમ.

**વર્ણન**—ઝીણા દાણાદાર અને કલોરાઈડ ઓફ સોડીઅમને મળતું આવે છે. પાણીમાં જલદી પીગળી શકે છે. સ્વાદ ખારો હોય છે.

**ગુણ**—ઠંડો રેચક, સ્વેદલ, અને મૂત્રલ છે.

**ઉપયોગ**—વરાધ, કંઠ નળીના સોજામાં તાવ હોય અને કફ ઘણોજ થોડો નીકળતો હોય ત્યારે આપવામાં આવે છે.

**માત્રા**—૩ ગ્રેન. એક વખતની માત્રામાં ૧ વરસની ઉમરના બાળકને, મો'ટી ઉમરનાને તેમની વયના પ્રમાણમાં આપવું.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન સાઇટ્રેટ ઓફ સોડીયમમાં ૫ મીનીમ લીંબુનો સરબત મેળવવો.

**ઉપચાર.**

| | |
|---|---|
| સોડી સાઇટ્રેટ ... ... ... | ૧½ ડ્રામ. |
| સીરપ ઈપીકાક, ... ... | ૪ ડ્રામ. |
| સીરપ લીમોનિસ ... ... | ૪ ડ્રામ. |
| ડીસ્ટીલ્ડ વોટર. ... ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી ૨ ચા'ની ના'ની ચમચીઓ દીવસમાં ત્રણ વખત ૬ થી ૮ વરસના બચ્ચાને બ્રોન્કો ન્યુમોનિઆ વિથ ટેનેસિયસ. સિક્રિશન. ) શ્વાસ નળીના સોજાની સાથે નીકળતા ચીકણા શ્રાવ ઉપર આપવાથી ફાયદો થાયછે.

---

સુચના—સાઇટ્રેટ ઓફ પોટાસિયમના કરતાં સાઇટ્રેટ ઓફ સોડિઅમ વધારે પસંદ કરવામાં આવે છે.

---

**SODII CRESOTAS.** સોડિ ક્રીસોટાસ. અં૦ પેરે ક્રીસોટેટ ઓફ સોડિયમ.

**વર્ણન**—સફેદ ચળકતો ભુકો હોય છે; અને ૧ ભાગ સોડિક્ષીસોટાસ ૨૪ ભાગ પાણીમાં પીગળી જાય છે; સ્વાદ કડવો હોય છે.

**ગુણ**—જ્વરઘ્ન, સંધિવાતઘ્ન, અને આંતરડાનો બગાડ અટકાવનાર છે.

**ઉપયોગ**—ટાઈફાઈડ તાવ, બ્રોંકોન્યુમોનિઆ, તિક્ષણ સંધિવા, અને ના'ના બચ્ચાંનાં ઝાડાના દરદમાં વારંવાર વાપરવામાં આવે છે; આના ગુણ સેલી સીલેટ જેવા અણગમો પેદા કરનાર પરીણામ થતાં નથી.

**માત્રા**—૨ થી ૫ ગ્રેન. એક વખત, અને ૭ થી ૧૫ ગ્રેન આખા દીવસમાં ૨ થી ૪ વરસના બચ્ચાંને. ૫ થી ૧૫ ગ્રેન એક વખતની માત્રા, અને ૩૦ થી ૪૫ ગ્રેન આખા દીવસની માત્રા, ૫ થી ૧૦ વરસના છોકરાંને.

૧૫ થી ૨૨ ગ્રેન એક વખતની માત્રા, અને ૪૫ થી ૬૦ ગ્રેન આખા દીવસની માત્રા, મોહોટી ઉમરના છોકરાંને આપવામાં આવે છે.

**સ્વાદીષ્ટ કરવા**—૨ ગ્રેન દવામાં ૧૦ ગ્રેન જેઠી-

મધના સત્વનું પ્રવાહી (એક્સ્ટ્રાક્ટ-ગ્લિસરાઇઝા લિક્વિડ) મેળવવું.

## ઉપચાર.

સોડિ ક્રીસોટાસ ... ... ૩ ગ્રેન.
સ્પી. આમો. એરોમેટિક ... ૫ મીનીમ.
એક્સ્ટ્રાક્ટ ગ્લીસરાઇઝા લીક્વીડ ૧૫ મીનીમ.
એક્વા એનીથી. (સુવાનું પાણી.) ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ ચાર વખત ત્રણ વરસની ઉમરના બચ્ચાંને. તાવમાં ઝાડા થતા હોય ત્યારે.

( ફ્રીબ્રાઇલ ડાહીરીઆ. )

---

સોડિ ક્રીસોટાસ. ... ... ૫ ગ્રેન.
સ્પીરીટ આમોનીઆ એરોમેટિક... ૧૦ મીનીમ.
એક્સ્ટ્રાક્ટ ગ્લીસરાઇઝા લીક્વીડ ૨૦ મીનીમ.
એક્વાએનીથી... ... ... ૪ ડ્રામ.

મિશ્ર કરી દર ચાર કલાકે ૭ વરસના છોકરાને તીક્ષણ ગાંઠીઆ વા ઉપર. ( એક્યુટ આર્ટીકયુલર રૂમેટીઝમ)

**SODII HYPOPHOSPHITIS SYRUP.** સોડિહાયપો ફોસ ફ્રાઇટીસ સિરપ. અં૦ સિરપ સોડિ હાયપોફોસફ્રાઇટિસ.

**વર્ણન**—એક ડ્રામ સરબતમાં એક ગ્રેન સોડીયમ હાયપોફોસફ્રાઇટ મેળવવામાં આવે છે.

**ગુણ**—ગરમ, રક્ત શોધક પૌષ્ટિક છે.

**ઉપયોગ**—કંઠમાળની ગાંઠો, અને ક્ષય ઉપર ઉપયોગ કરવાથી સારો ફ્રાયદો થાય છે.

**માત્રા**—½ ડ્રામ એક વખતની માત્રા ૨ થી ૩ વરસના બચ્ચાને; મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં આપવી.

## ઉપચાર.

સિરપ સોડિ હાયપો ફોસફ્રાઇટીસ, એક ચા'ની ચમચી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી ૭ વરસના બચ્ચાને કંઠ નળાની વધી ગયેલી ગ્રંથી ઉપર આપવાથી સારો ફ્રાયદો થાય છે. ( for enlarged bronchial glands. )

**SODII IODIDUM.** સોડિ આયોડિડમ. અં૦ આ-
યોડાઈડ ઓફ સોડિયમ.

**વર્ણન**—સફેદ ચળકતો ભુકો હોય છે, અને પાણી તથા આલકો'લમાં તરત પીગળી જાય છે. સ્વાદમાં સ્હેજ કડુ અને ખારો હોય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં. રક્તશોધક ( રૂઝ લાવનાર ) અંતરોપચારમાં. કફઘ્ન, મૂત્રલ, રક્તશોધક, અને સીસાને મળદ્વારા કાઢી નાંખનાર છે.

**ઉપયોગ**—પારાને લીધે મોઢામાં સોજા આવ્યા હોય ત્યારે, ઉપદંશ, શરીરના કોઇ પણ ભાગપર ગાંઠનું અતિશય વધી જવું. ડીફ્થેરીઆ, તિક્ષણ અને જીર્ણ સસણી, વરાધ, કંઠ નળીના સોજાથી થતો દમનો રોગ, મગજ તથા કરોડ રજ્જુના બાહ્યાવરણ પર થતી ગ્રંથી ઉપર વાપરવાથી સારો ફાયદો થાય છે.

**માત્રા—અંતરોપચારમાં.**

$\frac{1}{2}$ ગ્રેન. એક વખતની માત્રા, $1\frac{1}{2}$ ગ્રેન આખા

દીવસની માત્રા. એક વરસની અંદરની ઉમરનાં બચ્ચાને.

૧ ગ્રેન. એક વખતની માત્રા, ૩ ગ્રેન આખા દીવસની માત્રા, ૧ થી ૨ વરસના બચ્ચાને.

૩ ગ્રેન. એક વખતની માત્રા, ૧૨ ગ્રેન આખા દીવસની માત્રા ૪ થી ૮ વરસની ઉમરનાને.

૫ ગ્રેન. એક વખતની માત્રા, ૧૫ ગ્રેન આખા દીવસની માત્રા, ૮ થી ૧૦ વરસના છોકરાને.

૧૦ ગ્રેન. એક વખતની માત્રા, ૩૦ ગ્રેન આખા દીવસની માત્રા મોહોટી ઉમરના છોકરાંને.

**બાહ્યોપચારમાં**—½ પરસેંટ સોલ્યુશન મોંડાની અંદર સોજા વિગેરે દરદો પર કોગળા કરવા સારૂ ઉપયોગ કરવામાં આવે છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—અમ્લ, (એસિડો) સ્પીરીટ ઓફ નાઇટર, વનસ્પતિના ઉકાળા કે જેની અંદર ચીકાશ વાળો પદાર્થ સમાયેલો હોય તેવાં.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન આયોડાઇડ ઓફ સોડિઅમમાં પાંચ મીનીમ નારંગીનો સરબત મેળવવો, અથવા ½ ડ્રામ એકવા મેન્થા પીપરેટા મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| સોડિ આયોડિડ | ... | ... | ૨ ગ્રેન. |
| ટિંકચર સીલા | ... | ... | ... ૧૦ મીનીમ. |
| ટિંકચર સ્ટ્રોફેન્થસ. | ... | ... | ૫ મીનીમ. |
| સ્પીરીટ કલોરો ફોર્મ. | ... | ... | ૫ મીનીમ. |
| ઇનફ્યુઝમ સેનેગી ... | ... | ... | ½ આૈંસ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૮ થી ૧૨ વરસના છોકરાંને. કાળજાના જળંદરના દરમાં.

( કાર્ડિએક હાઇડ્રોપ્સ. )

---

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૨ | સોડિ આયોડિડ | ... | ... | ૩ ગ્રેન. |
| | સ્પીરીટ કલોરો ફોર્મ ... | | ... | ૧૦ મીનીમ. |
| | સીરપ ઓરેંશી | ... | ... | ૩૦ મીનીમ. |

ઇનફ્યુઝમ જેનીશીયન કો; ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત પાંચ વરસની ઉમરના બચ્ચાને. શકમંદ વારસે ઉતરેલ ઉપદંશ ઉપર; રક્ત બગડવાથી નીકળતી ગાંઠો ઉપર.

---

નં. ૩ સોડિઅમ આયોડીડ ... ... ૩ ગ્રેન.
એકવા મેન્થા પીપરેટા.... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી ત્રણ ચાર વખત દીવસમાં આપવું. ૪ વરસના બચ્ચાંને. વારસે ઉતરેલ ઉપદંશ ઉપર.

---

**SODII PHOSPHAS**. સોડિ ફોસફાસ અ૦ ફોસફેટ ઓફ સોડિયમ.

**વર્ણન**--પારદર્શક પેહેલદાર મોહોટા કટકા હોય છે, સ્હેજ ખારો સ્વાદ હોય છે, અને ૭ ભાગ પાણીમાં પીગળે છે.

**ગુણ**—નરમ રેચક છે.

**ઉપયોગ**—અતિશય ખારો નહી હોવાથી નાના બચ્ચાને નરમ પ્રકારનો જુલાબ બંધકોશ ઉપર આપવામાં આવે છે.

**માત્રા**--૫ ગ્રેન. એક વખતની, ૧ વરસના બચ્ચાને, મોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં.

**સ્વાદ સુધારવા**—૫ ગ્રેન ફોસફેટ ઓફ સોડિઅમમાં ૧ ઔંસ દુધ મેળવી પાવું.

**ઉપચાર.**

સોડિ ફોસફેટ. ૨ ગ્રેન. દીવસમાં ત્રણ વખત દુધ સાથે મેળવી ૪ થી ૭ વરસના બચ્ચાંને બંધકોશના દરદમાં પાવાથી બંધકોશ થતો નથી.

---

**SODII SALICYLAS**. સોડિ સેલિસિલાસ. અં૦ સેલિસિલેટ ઓફ સોડિઅમ.

**વર્ણન**—ઝીણા ચળકતા છાલા જેવા હોય છે; સ્વાદમાં ખારો મધુરો અને પાણીમાં જલદીથી પીગળી

જાય છે; અને ૧ ભાગ પાંચ ભાગ (૯૦ પરસેન્ટ) આલ્કો'લમાં પીગળે છે.

ગુણ—સડો દુર કરનાર, અને સ્થાનીક દુઃખ શામક છે. અંતરોપચારમાં. જ્વરઘ્ન, અને સંધિવાતઘ્ન છે.

ઉપયોગ—તિક્ષણ અથવા જીર્ણ સંધિવા ઉપર, તિક્ષણ ચોરીઆના દરદમાં, કુકડીઆ ખાંસી, પચ્ચાવીનાના ખોરાક સાથે થતા ઝાડાના દરદમાં, અને સંગ્રહણીના દરદમાં ઘણો સારો ફાયદો કરેછે.

Sodii Salicylas given as a specific in acute Rheumatism; and as a powerful antipyretic in Pneumonia. typhoid and all pyrexial affections. A soluble form of salicylic Acid, and less irritating.

Useful in influenza, chronic rheumatism, Aciatica and in acute tonsilitis which is so often rheumatic in *origin* The best antiseptic for fermentative

dyspepsia. It increases the acidity of the urine. Brunton says that in obstinate constipation due to gout, its administration will tend to keep the bowels regular without any purgative whatever.

**માત્રા—અંતરોપચારમાં—**

૨ થી ૩ ગ્રેન. એક વખતની માત્રા, ૧૫ ગ્રેન આખા દીવસની માત્રા. આઠ મહીનાની ઉમરથી એક વરસની ઉમરના બચ્ચાને.

૬ ગ્રેન એક વખત અને ૩૦ ગ્રેન આખા દીવસમાં ૨ થી ૪ વરસના બચ્ચાને.

૧૦ ગ્રેન. એક વખતની માત્રા, ૬૦ ગ્રેન આખા દીવસની માત્રા, પાંચથી દશ વરસના બચ્ચાને.

૧૫ ગ્રેન. એક વખતની માત્રા. ૭૫ ગ્રેન આખા દીવસની માત્રા, મોહોટી ઉમરના બચ્ચાને.

**બાહ્યોપચારમાં—**

૧ પરસેંટ સોલ્યુશન સ્વાસમાં લેવા સારૂ ફુકડીઆ

ખાંસી ઉપર ઉપયોગમાં આવે છે.

૧ થી ૨ પરસેંટ સોલ્યુશન ઝાડાવાટે સંગ્રહણીના દરદમાં પીચકારી મારવામાં; અને કુકડીઆ ખાંસીમાં નાસ લેવા સારૂ વાપરવામાં આવે છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—ફ્રી આમોનીઆ, કાર્બોનેટ ઓફ આમોનીઆ, એરોમેટીક સ્પીરીટ ઓફ આમોનીઆ.

**સ્વાદ સુધારવા**—૩ ગ્રેન દવા સાથે પાંચ મીનીમ આદુ સરબત અને તેની સાથે એક ડ્રામ તજનું પાણી મેળવવું.

---

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| સોડી સેલીસીલાસ. | ... | ... | ૩ ગ્રેન. |
| આદુ સરબત ... | ... | ... | ૫ મીનીમ. |
| તજનું પાણી. ... | ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દર ત્રણ કલાકે ૧થી ૨ વરસના બચ્ચાને સંધિવાના દરદમાં.

નં. ૨ સોડી સેલી સીલેટ ... ... ૫ ગ્રેન.
સોડી સાઇટ્રેટ ... ... ... ૫ ગ્રેન.
સીરપ ઓરેન્જ ... ... ૨૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર... ... ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દર ત્રણ કલાકે પાંચ વરસની ઉંમરના બચ્ચાને, તિક્ષણ ચોરીઆના દરદમાં પાવામાં આવે છે.

---

નોટ—વધારે વખત આ દવાનો ઉપયોગ કરવાથી કાનમાં બેહેરાશ આવે છે. માથું દુખે છે, અને ચક્કર આવે છે. માટે વધારે વખત વધારે પ્રમાણમાં લેવી નહી.

---

**SODII SULPHAS**. સોડિ સલફાસ. અં૦ સલફેટ ઓફ સોડિયમ.

**વર્ણન**—ચળકતા ૭ ખુણા વાળા વાંકા ચુંકા પારદર્શક કટકા હોય છે; સ્વાદમાં કડુ, ક્ષારમય હોય છે; એક ભાગ દવા ત્રણ ભાગ પાણીમાં પીગળે છે; આલકોહોલમાં પીગળતી નથી.

**ગુણ**—મૂત્રલ, રેચક, અને ખટાશ દુર કરનાર છે.

**ઉપયોગ**—અજીર્ણ, બંધકોશ, જુનો અતિસાર, કમળો, જઠરના ક્ષત, અને મધુ મેહ ઉપર વાપરવાથી ઘણી સારી અસર થાયછે.

**માત્રા**—પ ગ્રેન. એક વખતની માત્રા, એક વરસની ઉમરના બાળકને; અને મોહોટી ઉમરનાને તેમની વયના પ્રમાણમાં આપવી.

**સ્વાદ સુધારવા સારૂ**—૧ ગ્રેન. સલ્ફેટ ઓફ સોડિયમની સાથે ૩ મીનીમ નારંગીનો સરબત અથવા ટીંકચર કાર્ડેમોમ કંપોઝીટ મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સોડિ સલ્ફેટ... | ... | ૩૦ ગ્રેન. |
| | મેગનેસી સલ્ફેટ. | ... | ૩૦ ગ્રેન. |
| | ટીંકચર નકસ વોમિકા.... | | ૬ મીનીમ. |
| | એકસ્ટ્રાકટ બેલાડોના. ... | | ½ ગ્રેન. |
| | સીરપ ઓરેંશા. | ... | ૧ ઔંસ. |
| | ડીસ્ટીલ્ડ વોટર. | ... | ૪ ઔંસ. |

મિશ્ર કરી એક ટેબલસ્પુનફુલ દર ત્રણ કલાકે. ચા વરસની ઉમરના બચ્ચાંને બંધકોશના દરદ ઉપર પાવું.



નં. ૨. સોડિ સલ્ફેટ ... ... ૧૫ ગ્રેન.
કવીનાઇન સલ્ફેટ ... ... ૧ ગ્રેન
લાઇકર સ્ટ્રીકનાઇન... ... ૨ મીનીમ.
સીરપ ઓરેંશી ... ... ૧ ડ્રામ.
ડીસ્ટીલ્ડ વોટર ... ... $\frac{1}{2}$ ઔંસ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ચાર વરસ બચ્ચાંને, જુના અતિસારના દરદમાં આપવાથી સાં ફાયદો થાય છે.



નં. ૩ સોડિ સલ્ફેટ ... ... ૧૦ ગ્રેન.
એકસ્ટ્રાક્ટ કેસકેરા લિકિવડ ૫ મીનીમ.
સીરપ ઓરેંશી ... ૩૦ મીનીમ.
ડીસ્ટીલ્ડ વોટર... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. અંધકોશ અને કમળાના દરદમાં પાવું.

---

**નોટ**—સીસાના તિક્ષણ ઝેર ઉપર સલ્ફેટ ઓફ સોડીઅમ આપવાથી ઘણી સરસ વિષનાશક અસર કરે છે.

---

**SODII SULPHO CARBOLAS.** સોડિ સલ્ફોકાર્બો-લાસ. અં૦ સલ્ફો કાર્બોલિટ ઓફ સોડિઅમ.

**વર્ણન**—ચળકતા પાર દર્શક કટકા હોય છે; સ્વાદમાં ખારા તથા સ્હેજ કડુ હોય છે; ૧ ભાગ દવા ૬ ભાગ પાણીની સાથે સહેલાઈથી પીગળે છે.

**ગુણ**—દુર્ગંધ નાશક, અને સડો અટકાવનાર છે.

**ઉપયોગ**—વાતરોગ, અને સડેલો ફીણવાળો ઝાડો થતો હોય ત્યારે આપવાથી ઘણો સારો ફાયદો થાયછે.

**માત્રા**—½ ગ્રેન. એક વખતની માત્રા, એક વરસની ઉમરના બચ્ચાને. મોહોટી ઉમરના બચ્ચાને તેની વયના પ્રમાણમા આપવી.

સ્વાદ સુધારવા સારૂ—૧ ગ્રેન સોડી સલ્ફોકાર્બોલાસમાં પાંચ મીનીમ નારંગીનો સરબત અને ટીંકચર કાર્ડમમકો મેળવવું.

ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સલ્ફોકાર્બોલાસ | ... ... | ૧ ગ્રેન. |
| | ટીંકચર કાર્ડમમ કો; | ... | ૩ મીનીમ. |
| | સીરપ ઓરેંશી | ... ... | ૫ મીનીમ. |
| | એકવા મેન્થા પીપરેટા. | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ફક્ત બે દિવસ આપવું.

સડેલા વાસ મારતા ફીણવાળા ઝાડાના દરદ ઉપર આપવાથી ફાયદો થાય છે.

Zimotic diarrhoea.

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨. | સોડિ સલ્ફોકાર્બોલાસ... | ... | ૧ ગ્રેન. |
| | સીરપ ઓરેંશી | ... ... | ૫ મીનીમ. |
| | એકવા મેન્થા પીપરટા.. | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ફક્ત બે દીવસ આ દવા પાવી.

હોજરીના વાત રોગ ઉપર. Flatulence.

---

**STROPHANTI TINCTURA.** સ્ટ્રોફેન્ટી ટિંકચ્યુરા.

**અં૦ ટીંકચર સ્ટ્રોફેંથસ.**

**વર્ણન**—રેકટી ફ્રાઇડ સ્પીરીટ ૨૦ ભાગ અને સ્ટ્રોફેન્થસના બી એક ભાગ મેળવી તેનો અર્ક બનાવવામાં આવે છે.

**ગુણ**—હૃદય પૌષ્ટિક, મૂત્રલ, અને મગજના સ્નાયુને શાંતિદાયક અસર કરનાર છે.

**ઉપયોગ**—જ્વર, રક્તાશયના વ્યાધી, જળોદર અને મૂત્ર નષ્ટતાના રોગપર વપરાય છે. આ દવા ડીજીટેલીસના જેવી અસર કરે છે. અને કેટલીકવાર તેના કરતાં વધારે સારી અસર કરે છે, અને ડીજીટેલીસ કરતાં સહીસલામત ભરેલી છે માટે જ્યાં જ્યાં ડીજીટેલીસ વાપરવાની જરૂર

પડે ત્યાં ત્યાં તેની જગાએ આ દવા વાપરવાથી તાત્કાલીક અને ઘણો સારો ફાયદો થાય છે.

Strophanthus is more powerful cardiac tonic than Digitalis and superior as diuretic B. M. J 95, 1. 368.

**માત્રા—૧** મીનીમ. એક વખતની માત્રા, અને ૨ મીનીમ આખા દીવસની માત્રા, પાંચથી દશ વરસના બચ્ચાને. ૧ મીનીમ. એક વખતની માત્રા, અને ૪ મીનીમ આખા દીવસની માત્રા, મોહોટી ઉમરના છોકરાને. અને જરૂર પડે તો ધીમે ધીમે માત્રા ૩ મીનીમ એક વખતની માત્રા સુધી વધારવી.

**સ્વાદ સુધારવા—**૧ મીનીમ. ટીંકચર સ્ટ્રોફેન્નથસમાં દશ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ટીંકચર સ્ટ્રોફેન્થી | ... | ૧ મીનીમ. |
| | સીરપ આરેંશી... | ... | ૧૦ મીનીમ. |
| | નારંગીના ફુલનું પાણી ... | | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી એક કલાક. Mitral incompetence disturbed compeusation

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | ટીંકચર સ્ટ્રોફેંથી. | ... | ૧ મીનીમ. |
| | ટીંકચર ડીજીટેલીસ. | ... | ૩ મીનીમ. |
| | સીરપ ઓરેંશી | ... | ૩૦ મીનીમ. |
| | નારંગીના ફુલનું પાણી.... | | ૨ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, જમ્યા પછી એક કલાક પાંચ વરસની ઉમરના બચ્ચાને. Cardiac oedema.

---

## STRYCHNINÆ HYDROCHLORATIS LIQUOR.

સ્ટ્રીકનાઇની હાયડ્રોકલોરેટિસ. અં૦ સોલ્યુશન ઓફ હાઇડ્રો કલોરેટ ઓફ સ્ટ્રિકનાઇન.

**વર્ણન**—સફેદ પારદર્શક કટકા અથવા રેશમના જેવા તાંતણા હોય છે. હવા લાગવાથી પારદર્શક પણું જતું રહી સફેદ ખાર બાઝે છે, માટે કાચના બુચવાળી

બાટલીમાં ભરી રાખવું. સ્વાદમા અતિશય કડવું હોય છે; અને તેની પેદાશ ઝેર કચોરામાંથી થાય છે.

આ સોલ્યુશનમાં ૧ ભાગ સ્ટ્રીકનાઈન ૧૦૦ ભાગ મેન્સટ્રમનો (આલકો'લ) સમાયેલો છે; વાસ આલકો'લના જેવો હોય છે; બનાવટ. સ્ટ્રીકનાઇન હાઇડ્રોક્લોરાઈડ ૧૭½ ગ્રેન; અને આલકો'લ ( ૯૦ પરસેંટ ) એકઔંસ; ડીસ્ટીલ્ડ વોટર કુલ દવા ચાર ઔંસ થાય તેટલું ઉમેરવું.

ગુણ--હૃદય પૌષ્ટીક, ગરમ, અગ્નિ વર્ધક, પૌષ્ટિક, કામોત્તેજક, કૃમિઘ્ન, વાતહર અને પેટ સાફ લાવનાર.

**ઉપયોગ**—મૂર્છા, નિર્બળતાને લીધે, મૃત્યુ પેહેલાં આવતા ઝોંબાઓ. ડીફ્થેરીઆને લીધે, થતો લકવો, કરોડ રજ્જુના ભૂખરા રંગના પદાર્થ ઉપર થતો (ગ્રેમેટરનો) વરમ, જુનો બંધ કોશ, જુનાં આંતરડાના સોજાને વરમ, આમણ; ના'નાં બચ્ચાંને ઉંઘમાં પેસાબ થઇ જવો, અજીર્ણ ઉપર વારંવાર આપવામાં આવે છે. તેમજ શરીરનું અચૈતન્યપણું, પક્ષઘાત, ઉરૂસ્તંભ, દષ્ટીમાંદ, કોરીઆ, હીસ્ટીરીઆ, અપસ્માર, નબળાઇ, મગજનું ખાલી પડી

જવું, જ્વર, અગ્નિમાંદ્ય, અજીર્ણ ઝાડા, ઉલટી, નપુંશક પણું; વિગેરે દરદોમાં વારંવાર વપરાય છે.

માત્રા—અંતરોપચારમાં—

૧ મીનીમ. એક વખતની માત્રા, અને ૨ થી ૩ મીનીમ આખા દીવસની માત્રા; ૧ થી ૨ વરસના બચ્ચાંને. મોહોટી ઉમરના બચ્ચાંને તેની વયના પ્રમાણમાં આપવી.

બાહ્યોપચારમાં—

૩ થી ૪ મીનીમ, સોગઠીની અંદર ૫ થી ૧૦ વરસના બચ્ચાંને; ડીફ્થેરીઆના દરદથી થયેલ પક્ષાઘાત (Diphtheritic paralysis.)

હાયપોડરમિકલી

( પીચકારીથી ત્વચામાં દાખલ કરવા સારૂં. )

½ મીનીમ ૧ થી ૨ વરસના બચ્ચાંને.
૧ ,, ૨ થી ૩ ,, ,,
૧½ ,, ૩ થી ૪ ,, ,,

મોહોટી ઉમરનાને તેની વયના પ્રમાણમાં; માત્રા જરૂર જણાય તો ધીમે ધીમે વધારવી; [ ડીફથેરીટીક પેરેલીસસના ૬૨૬ ઉપર. )

**સ્વાદ સુધારવા સારૂ**—૧ મીનીમ દવામાં ૧૦ મીનીમ નારંગીનું સરબત, અથવા સુંઠનો સરબત, અથવા ૧૫ મીનીમ એકસ્ટ્રાકટ ગ્લીસરાઇઝા લીકવીડ મેળવવું.

## ઉપચાર.

નં. ૧ લાઇકર સ્ટ્રીકનાઇન, હાઇડ્રોકલોરેટીસ ૧ મીનીમ.
લાઇકર એટ્રોપીન ... ... ૧ ,,
સીરપ આરેંશી... ... ...૧૦ ,,
એક્વા ડીસ્ટીલ્ડ ... ... ૧ ડ્રાંમ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત. એક વરસની ઉમરના બચ્ચાંને.

નં. ૨ લાઇકર–સ્ટ્રીકનાઇન, હાઇડ્રોકલોરેટીસ ½ મીનીમ.
ટીંકચર ડીજીટેલીસ ... ... ૨ ,,
સ્પીરીટ કલોરોફોર્મ. ... ... ૧ ,,
સીરપ આરેંશી ... ... ૧૦ ,,

ડીસ્ટીલ્ડ વોટર ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત, ૨ થી ૩ વરસનાં બચ્ચાંને. ન્યુમોનીઆ, અને રક્તાશય ઉપર પૌષ્ટીક અને ગરમ અસર કરવા સારૂ.

---

નં. ૩ લાઇકર સ્ટ્રીક. હાયડ્રોક્લો. ... ૨૦ મીનીમ.
ટીંકચર ફેરી પરક્લોરાઇડ. ... ૨૦ મીનીમ.
એકસ્ટ્રાકટ ગ્લીસરાઇઝા લીકવીડ ૫ ડ્રામ.
એકવા ડીસ્ટીલેટ ... ... ૩ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની ના'ની ચમચી દીવસમાં ત્રણ વખત ૧ થી ૨ વરસનાં બચ્ચાંને જુનાં આંતરડાંના સોજા ને લીધે આમણ બાહાર આવતી હોય તેના પર (ક્રોનીક એન્ટીરાઇટિસ. લીડીન્ગ ટુ પ્રોલાપસસ એનિ. )

---

નં. ૪ પીચકારીથી ત્વચામાં દાખલ કરવા સારૂ,
ઇકરસ્ટ્રીકનાઇન હાઇડ્રોકલોરેટીસ. ૧૨ મીનીમ.
એકવા ડીસ્ટીલેટ. ... ... ૧ ડ્રામ.

મિશ્ર કરી તેમાંથી પાંચ મીનીમ ત્વચામાં પીચકારીથી દાખલ કરવી. ૨ વરસની ઉમરના બચ્ચાને. ડીફ્ચેરીટીક પેરેલાઈસીસના દરદમાં. કંઠ રોહીણીના દરદથી પક્ષાઘાત થયો હોય ત્યારે.

---

**STYRAX PRÆPARATUS.** સ્ટાઇરેક્સ પ્રી પેરેટસ. અં૦ પ્રીપેર્ડ સ્ટોરેક્સ.

વર્ણન—અર્ધ પાર દર્શક ભૂરા પીળા રંગનો બાલસમ, મધ જેવો જાડો હોય છે; વાસ તીવ્ર બાલસમના જેવો હોય છે; સ્વાદ મનને પસંદ પડે તેવો હોય છે; અને તેના શિઘ્ર અસર કરનાર તત્વો સ્ટાયરેસિન, અને સિનામિક એસિડ બને છે.

ગુણ—બાહ્યોપચારમાં, સ્થાનિક દુર્ગંધ નાશક અને જંતુ નાશક છે.

ઉપયોગ—ખસના દરદમાં વારંવાર વાપરવામાં આવે છે.

**માત્રા**—૩૦ થી ૫૦ પરસેંટ. મલમ, અથવા લિનિમેન્ટ બનાવવામાં તેનો ઉપયોગ થાય છે.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સ્ટાઇરેસિસ પ્રીપેરેટા | ... | ૨ ઔંસ. |
| | ઓલિવ ઓઇલ ... | ... | ૨ ઔંસ. |

મિશ્ર કરી તેનું લિનિમેન્ટ તૈયાર કરવું અને ખસને ગરમ પાણીથી ધોઇને તેના પર ચોપડવું. (for Scabies.)

---

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | સ્ટાઇરેસિસ પ્રીપેરેટા | ... | ૧ ઔંસ. |
| | સ્પિરિટ વાર્ઇનમ રેક્ટીફિકેટ.... | | ½ ઔંસ. |
| | સાદું મલમ. ... | ... | ૩ ઔંસ. |

મિશ્ર કરી ગરમ પાણીથી ખસવાળા ભાગને ધોઇને તેના પર ચોળવું.

## SUGAR OF LEAD. જુઓ પ્લંબી ઓકિસડમ.

---

## SULPHONAL. સલફોનલ.

**વર્ણન**—રંગ રહિત સાકરના જેવા કટકા હોયછે. તેનો વાસ બીલકુલ હોતો નથી તેમ તેનો સ્વાદ પણ હોતો નથી; એક ભાગ દવા ૧૫ ભાગ ઉકળતા પાણીમાં પીગળે છે.

**ગુણ**—અંતરોપચારમાં અને ગુદા વાટે નિંદ્રાપ્રદ તરીકે વપરાય છે.

**ઉપયોગ**—કોરિઆના દરદમાં જ્યારે ધનુરવા અને અનિંદ્રા થાય છે ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે: ઉપયોગ કર્યાં પછી તેની અસર બે કલાકે થાય છે.

**માત્રા**—૧½ ગ્રેન. એક વખતની માત્રા. ૩ વરસની ઉમરના બચ્ચાંને.

૩ ગ્રેન. એક વખતની માત્રા ૫ વરસની ઉમરના બાળકને.

૭ ગ્રેન એક વખતની માત્રા ૧૦ વર-

સની ઉમરના બાળકને.

૧૫ ગ્રેન મ્હોટી ઉમરના બચ્ચાને એક વખતની માત્રા.

**ઉપચાર.**

નં. ૧ સલફોનલ ... ... ૧ ગ્રેન.

મ્યુસિલેજ એમિલી ... ૨ ઔંસ

ગુદા વાટે પીચકારી મારવા સારૂ.

ધનુરવા અને નાનાં બચ્ચાંની દાંતખાલીના દરદમાં ( ટીટેનસ એન્ડ ટ્રીસમસનીયોનેટોરમ. )

---

**SULPHUR PRÆCIPITATUM.** સલ્ફર પ્રીસિપિટેટમ. અં૦ મિલ્ક ઓફ સ્યુગર. ગુ૦ સોપેલો ગંધક.

**વર્ણન**—નરમ ભુરા પીળા રંગનો ભુકો હોય છે, વાસ તથા સ્વાદ રહિત હોય છે; અને પાણીમાં પીગળી શકતો નથી, પણ બાઇસલ્ફાઇડ ઓફ કાર્બોન અને ગરમ

કરેલા ટરપેન્ટાઇનમાં પીગળે છે.

ગુણ—જંતુ નાશક તરીકે બાહ્યોપચારમાં વપરાયછે.

ઉપયોગ—ત્વચારોગ, ખરજ, ખીલ, ખસ, ખરજવા વિસ્ફોટક, હરસ, વિગેરે ઉપર તેનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે.

માત્રા—૨ થી ૧૦ પરસેંટ લોશન અથવા ૧૦થી ૩૦ પરસેંટનું મલમ બનાવવામાં આવે છે.

### ઉપચાર—લોશન.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | સલ્ફર પ્રીસિપિટેટ. | ... ... | ૨ ડ્રામ. |
| | ગ્લીસરાઇન | ... ... ... | ૧½ ,, |
| | સ્પિરિટ વાઇન... | ... ... | ૧ ઔંસ. |
| | એકવાડીસ્ટીલેટ... | ... ... | ૧ ,, |

મિશ્ર કરી જુવાન વયે મોઢા ઉપર ખીલ થાય છે તેનાપર લગાડવામાં આવે છે.



## મલમ.

નં. ૨ સલ્ફર પ્રિસિપિટેટ ... ... ૧½ ઔંસ.
પોટાસ કાર્બોનેટ ... ... ૯ ગ્રેન.
સાદો મલમ.... .. ... ૨½ ઔંસ.

મિશ્ર કરી તેનું મલમ બનાવો. જુવાન વર્ગે મોંઢાં ઉપર નીકળતા ખીલ ઉપર લગાડવું.

## મલમ.

નં. ૩ સલ્ફર પ્રીસિપિટેટ ... ... ૩ ડ્રામ.
મરક્યુરી પ્રીસિપિટેટ આલ્બા ... ૧૪ ગ્રેન.
ઓઇલ ઓલીવ ... ... ૧½ ડ્રામ.
મરક્યુરી સલ્ફાઇડ ... ... ૧૪ ગ્રેન.
ક્રીઓસોટી ... ... ... ૧½ મીનીમ.
સાદો મલમ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી મલમ તૈયાર કરવું અને ખસ ઉપર તેનો ઉપયોગ કરવો.

**નોટ**—સલ્ફર પ્રીસિપિટેટમ, સલ્ફર સબ્લિમેટમના કરતાં વધારે પસંદ કરવામાં આવે છે.

---

**SULPHURICUM ACIDUM DILUTUM.** સલ્ફ્યુરિકમ એસિડમ ડિલ્યુટમ **અં૦** ડીલ્યુટ સલ્ફ્યુરીક એસિડ.

**વર્ણન**—સ્વચ્છ પ્રવાહી અને તેનો સ્વાદ તથા પ્રતિક્રિયા અમ્લ છે; સ્પેસિફિક ગ્રેવિટિ. ૧'૦૯૪.

**ગુણ**—અંતરોપચારમાં. જહર અને પૌષ્ટિક અસર કરે છે.

**ઉપયોગ**—અજીર્ણના દરદમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—૧ મીનીમ. એક વખતની માત્રા, એક વરસના બાળકને. મોહોટી ઉમરના બચ્ચાંને તેમની વયના પ્રમાણમાં આપવી.

**વિરૂધ્ધ અસર કરનાર દવાઓ**—ક્ષારો, અને ક્ષારમય કાર્બોનિટ; જમીનના કાર્બોનિટ, ધાતુના ઓકસાઇડ. ઓફ સોડિઅમ, એસેટેટ ઓફ લેડ, બેરાછટા.

**સ્વાદ સુધારવા**—૧ મીનીમ એસીડ સલ્ફ્યુરિક ડિલ્યુટમમાં પાંચ મીનીમ સુંઠનો સરબત અને ૧ ડ્રામ તજનું પાણી મેળવવું.

## ઉપચાર.

| | | | |
|---|---|---|---|
| એસિડ સલ્ફ્યુરિક ડિલ્યુટ | | ... | ૧ મીનીમ. |
| સિરપ ઝીંજર | ... | ... | ૫ મીનીમ. |
| તજનું પાણી... | ... | ... | ૧ ડ્રામ. |

મિશ્ર કરી દીવસમાં ત્રણ વખત ૧ વરસની ઉમરના બાળકને અજીર્ણ ઉપર.

---

**TANNICUM ACIDUM.** ટેનિકમ એસિડમ. ગુ. ટેનિક એસિડ.

**વર્ણન**—ફીકા પીળા રંગનો ભુકો હોય છે; સ્વાદમાં સખત ગ્રાહીક; અને તેની પ્રતિક્રિયા અમ્લ હોય છે; પાણીમાં અને રેકટી ફાઈડ સ્પીરીટમાં તરત પીગળે છે.

**ગુણ**—ગ્રાહીક, રક્તસ્તંભક અને શિતળ છે. અને ઉપયોગ અંતરોપચાર અને બાહ્યોપચાર બન્નેમાં થાય છે.

**ઉપયોગ**—કુકડીઆ ખાંસી, જીર્ણ સ્વાસ નળીના સોજા ઉપર, થુલીઓ, મોંઢાનો સળો, ગળજીભીનો વરમ, સંગ્રહણી, અતિસાર, કોલેરા, જુના મરડા ઉપર, તથા હરસ ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા—અંતરોપચારમાં.**

$\frac{1}{2}$ ગ્રેન. એક વખતની માત્રા ૧ થી ૫ વરસના બાળકને.

$\frac{1}{2}$ ગ્રેન. એક વખતની માત્રા ૫ થી ૧૦ વરસના બચ્ચાને.

$\frac{1}{2}$ ગ્રેન. મોહોટી ઉમરના છોકરાંને.

**બાહ્યોપચારમાં.**

½ થી ૧ પરસેંટ. સોલ્યુશન કોગળા અથવા નાસ લેવા સારૂ.

૧૦ થી ૫૦ પરસેંટ. મલમ બનાવવા સારૂ. (for perniones.)

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—લોહના ક્ષારો, સીસાના ક્ષારો, ચાંદી, પારો, ખનીજ અમ્લો, ક્ષારો જીલેટીન અને આલ્કલોઇડસ.

**સ્વાદ સુધારવા સારૂ**—½ ગ્રેન ટેનીક એસીડમાં પાંચ મીનીમ સુંઠનો સરબત મેળવવાથી સ્વાદીષ્ટ થાયછે.

**ઉપચાર.**

નં. ૧ એસીડટેનિક ... ... ૨૦ ગ્રેન.

ડીસ્ટીલ્ડ વોટર ... ... ૪ ઔંસ.

મિશ્ર કરી ૐ ભાગ દરેક વખતે ઈનજેક્ટ કરવાથી પેટના જીર્ણ આંતરડાના સોજાનું દરદ નરમ પડે છે.

| | | | |
|---|---|---|---|
| નં. ૨ | એસીડ ટેનિક | ... ... | ૩૦ ગ્રેન. |
| | લેનોલિનિ... | ... ... | ૪ દ્રામ. |
| | વેસલિન ... | ... ... | ૪ દ્રામ. |

મિશ્ર કરી મલમ તૈયાર કરવું. દાદરના દરદપર ચોપડવાથી આરામ થાય છે.

| | | | |
|---|---|---|---|
| નં. ૩ | ટેનિક એસિડ | ... ... | ૭ ગ્રેન. |
| | ટીંકચર નકસ વોમિકા. | ... | ૪૦ મીનીમ. |
| | સુંઠનો સરબત | ... ... | ૧ ઔંસ. |
| | ડીસ્ટીલ્ડ વોટર | ... ... | ૪ ,, |

મિશ્ર કરી એક ચા'ની ચમચી દર બબે કલાકે પાંચ વરસની ઉમરના બચ્ચાંને જીર્ણ મરડાના દરદ ઉપર પાવાથી સારો ફાયદો થાય છે.

**વિષઘ્ન તરીકે.** ટેનિક એસિડ, ધાતુના ક્ષારોના ઝેર, અને ટારટર ઇમેટિક તથા આલ્કલોઇડસના ઝેર ઉપર આપવાથી ઝેરી અસર ઓછી થઇ દરદીને આરામ થાયછે.

**TANNIC ACIDI CLYCER!NUM.** ટેનિક એસિડિ ગ્લિસરીનમ.

**વર્ણન**—એક ભાગ ટેનિક એસિડ ચાર ભાગ ગ્લી-સરીનમાં મેળવવાથી તૈયાર થાય છે.

ગુણ—સ્થાનીક ગ્રાહીક અસર સારૂ બાહ્યોપચારમાં લગાડવાના કામમાં વપરાય છે.

ઉપયોગ—ગળાની અંદરના દરદો, દાંતના પારા સુજેલા હોય તેના પર અને ગળજીભી શુજી ગઇ હોય તેના પર લગાડવાથી આરામ થાય છે.



## ઉપચાર.

| | | |
|---|---|---|
| નં. ૧ | ગ્લીસરાઇન ટેનિક એસિડ. | ... ૧૫ મીનીમ. |
| | ગ્લીસરાઇન એસીડ કાબ | ... ૧૫ ,, |
| | ડીસ્ટીલ્ડ વોટર. ... | ... ૧ ઔંસ. |

મિશ્ર કરી દાંતના સુજેલા પારા ઉપર દીવસમાં બે ત્રણ વખત લગાડવું.

---

| | | |
|---|---|---|
| નં. ૨ | ગ્લીસરાઇન એસિડ ટેનિક | ...૧ ઔંસ. |

ગળસુણ્ણા ફુલી આવ્યા હોય તેના પર અંદરની બાજુ બ્રશવતી દીવસમાં બે ત્રણ વખત જમ્યા પછી લગાડવાથી આરામ થાય છે.

**TANNIGEN.** ટેનીજનં. અં૦ ડાયેકટાઇલ ટેનિન.

**વર્ણન**—સફેદ ભુરા રંગનો, સ્વાદ તથા વાસ વિ-

નાનો ભૂકો હોય છે; પાણીની અંદર તેમ જઠરની અંદર પણ પીગળતો નથી ફક્ત આંતરડામાં પીગળે છે; આ ભુકો ઝેરી નહી હોવાથી નાનાં બચ્ચાંને પણ અપાય છે.

ગુણ—અંતરોપચારમાં, કૃમિઘ્ન અને મરડાને મટાડે છે.

ઉપયોગ—નરમ પ્રકારના અને જીર્ણ આંતરડાના વરમ ઉપર ખાસ કરીને તવાઈ ગયેલા બાળકોને આપવાથી સારો ફાયદો થાય છે.

માત્રા—૧ થી ૧½ ગ્રેન. એક વખતની માત્રા ૭ મહીનાની ઉમરના બાળકથી ૨ વરસની ઉમર સુધીના બચ્ચાને આપવામાં આવે છે.

૩ ગ્રેન. એક વખતની માત્રા ત્રણ વરસના બચ્ચાંને, ૫ થી ૭ ગ્રેન. એક વખતની માત્રા મોટી ઉમરનાને; દીવસમાં ચાર પાંચ વખત આપવામાં આવે છે.



## ઉપચાર.

નં. ૧ ટેનિજીન. ૧ ગ્રેન દર બે કલાકે દુધની સાથે મીશ્ર કરીને નરમ પ્રકારના મરડાના દરદમાં ૮ મહીનાની ઉમરના બાળકને આપવું.

---

**TEREBINTHINÆ OLEUM.** અં૦ ઓઇલ ઓફ ટરપેન્ટાઇન.

**વર્ણન**—સ્વચ્છ સફેદ પ્રવાહી હોય છે અને તેની સ્પેસીફીક ગ્રેવિટી ૦.૮૬૦ થી ૦.૮૮૦ ની હોય છે; સ્પાઇનસ નામના ઝાડમાંથી કાઢવામાં આવે છે. સ્વાદ તથા વાસ સખત તીવ્ર અને કટુ હોય છે.

**ગુણ**—મૂત્રઘ્ન, કફઘ્ન, ગ્રાહી, રક્ત સ્તંભક, પીડા શામક, કૃમીઘ્ન, રેચક, ગરમ, આંકડી તથા ચુંક મટાડનાર અને રોપણ છે.

**ઉપયોગ**—ટાઈફસ, તથા ટાઈફાઈડ તાવ, પેટના આફરા, મોઢા, પેટ, ઝાડા અને પેશાબમાંથી થતા રક્ત આવના દરદ, મળાવરોધ, ચુંક, કરમ, જળંદર, ફેફસાના વરમ, હીસ્ટીરીઆ, ધનુર્વા, આંચકી તથા તાણ વાળા વાયુના દરદમાં, અને સંધીવાના દરદમાં ફાયદો કરે છે.

ટરપેનટાઇન એક જલદ કફઘ્ન અસર કરનાર દવા છે, અને તેથી ક્ષય તથા દમના રોગમાં જાડા કફને ગાળીને જલદીથી બાહાર કાઢે છે; અને જંતુ નાશક હોવાથી ગરમ કફઘ્ન અસર કરી ઉધરસને મટાડે છે. વધારે માહીતી સારૂ મેટિરીઆ મેડીકા પાનું ૩૦૧ જુઓ.

**માત્રા—અંતરોપચારમાં—**

૧ થી ૨ મીનીમ. એક વખતની માત્રા, એક વરસની ઉમરના બાળકને આપવામાં આવે છે. અને મો'ટી ઉમરના બાળકને તેમની વયના પ્રમાણમાં આપવી.

**બાહ્યોપચારમાં—**

મોહોટી ઉમરના બચ્ચાંને ડીલ્યુટ કર્યાં શીવાય દરદ

વાળા ભાગ પર ચોપડવામાં આવે છે. અને ડીલ્યુટ કરેલું ટરપેન્ટાઇન. ૧ ભાગ ટરપેન્ટાઇન અને એક ભાગ ઓલીવ ઓઈલ, નાના બાળકોને ચોપડવાના કામમાં આવે છે.

નાસ લેવા સારૂ ૫ થી ૧૦ મીનીમ.

**સ્વાદિષ્ટ કરવા સારૂ**—૧ મીનીમ ટરપેન્ટાઇનમાં ૩ મીનીમ સુંઠનો સરબત મેળવવો.

---

## ઉપચાર.

| | | | | |
|---|---|---|---|---|
| નં. ૧ | ટરપેન્ટાઇનનું તેલ. | ... | ૨ | ડ્રામ. |
| | મેલીસ... ... | ... | ૧½ | ઔંસ. |
| | પલ્વીસ ટ્રગેકેંથ કો; | ... | ૧ | ,, |
| | એક્વા મેન્થા પીપરીટા | ... | ૬ | ,, |

મિશ્ર કરી બે ચા'ની ના'ની ચમચી દીવસમાં ત્રણ વખત, ૪ થી ૫ વરસના બચ્ચાંને. (ટેપ વર્મ) ચપટા કરમ ઉમર. after treatment.

નં. ૨ ટરપેન્ટાઇનનું તેલ. ... ૨૪ મીનીમ.

પચ્ચીસ એકેશીઆ. જોઇતા પ્રમાણમાં.

સીરપ ઝીંઝીબેરીસ ... ૧૨ મીનીમ.

ડીસ્ટીલ્ડ વોટર ... ... ૨ આંસ.

મિશ્ર કરી એક ચા'ની ચમચી દીવસમાં ત્રણ વખત એક વરસની ઉંમરના બાળકને, પેટની ગ્ગાલમાં ભરાઇ રહેલા વાયુના ઉપર.

**વિષઘ્ન**—ફોસફરસના ઝેર ઉપર ટરપેન્ટાઇનનું તેલ વાપરવાથી ઝેર ઉતરી જાય છે.

---

## TERPINUM HYDRATUM. ટરપીનમ હાઇડ્રેટમ.

**અં૦ હાઇડ્રેટ ઓફ ઓઇલ ઓફ ટરપેનટાઇન.**

**વર્ણન**—ચેકચકિત કટકા હોય છે, અને ૨૫૦ ભાગ ઠંડા પાણીમાં એક ભાગ ટરપીનમ હાઇડ્રેટ નાંખવાથી પીગળી જાય છે, અને ૩૨ ભાગ ઉકળતા પાણીમાં અને દશ ભાગ આલ્કોહૉલમાં એક ભાગ ટરપીન હાઇડ્રેટ નાંખવાથી પીગળે છે.

સ્વાદ ફીકો અને વાસ વિનાનો હોય છે.

**ગુણ**—અંતરોપચારમાં ગરમ કફઘ્ન અસર કરે છે.

**ઉપયોગ**—કુકડીઆ ખાંસી, ફેફસામાં પડેલા ચાંદા અથવા ભાઠા, અને સ્વાસ નળીમાંથી નીકળતા પરૂ જેવા કફના દરદમાં વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

**માત્રા**—૩ ગ્રેન. એક વખતની માત્રા. ૧૨ ગ્રેન. આખા દીવસમાં, ૨ થી ૪ વરસની ઉમરના બચ્ચાને આપવામાં આવે છે.

૫ ગ્રેન. એક વખતની માત્રા. અને ૨૦ ગ્રેન આખા દીવસમાં ૪ થી ૬ વરસના બચ્ચાંને.

૧૦ ગ્રેન. એક વખતની માત્રા. અને ૪૦ ગ્રેન આખા દીવસમાં મ્હોટી ઉમરના છોકરાને.

## ઉપચાર.

ટરપીન હાઈડ્રેટ. ... ... ૩ ગ્રેન.
મ્યુસીલેજ ટ્રેગ્રેકેંથ. જોઈતા પ્રમાણમાં.
સાદો સરબત ... ... ૨૪ મીનીમ.

એકવા મેન્થા પીપરીટા. ... ૨ ડ્રામ.

મિશ્ર કરી દીવસમાં ત્રણ ચાર વખત. ૨ વરસની ઉમરના બચ્ચાને. કુકડીઆ ખાંસી ઉપર

## THEOBROMINUM NATRIO SALICYLICUM

થીઓબ્રોમિનમ નેટ્રીઓ–સેલિસિલિકમ. સાધારણ રીતે તેને ડાઇયુરેટિન કહે છે.

**વર્ણન**—સફેદ ભુકો હોય છે અને પાણીની સાથે સ્હેલાઇથી પીગળી શકે છે. સ્વાદમાં ખારો લાગે છે.

ગુણ—મુત્રલ છે.

**ઉપયોગ**—હૃદયના તથા ગુરદાના જળોદર ઉપર વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે.

**માત્રા**—½ ગ્રેન. એક વખતની માત્રા, અને એક ગ્રેન આખા દીવસમાં; ૮ મહીનાના બાળકથી એક વરસ સુધીની ઉમરના બાળકને આપવામાં આવે છે.

½ ગ્રેન. એક વખતની માત્રા. આખા દીવસમાં

કુલ પાંચ ગ્રેન સુધી; ચારથી આઠ વર-
સની ઉમરના બચ્ચાંને આપવામાં આવેછે.

૨ ગ્રેન. એક વખતની માત્રા આખા દીવ-
સમાં થઇને ૧૨ ગ્રેન સુધી; ૯ થી ૧૨
વરસના છોકરાંને આપવામાં આવે છે.

૩ થી ૪ ગ્રેન. એક વખતની માત્રા, અને
આખા દીવસમાં ૩૦ થી ૪૦ ગ્રેન સુધી,
મ્હોટી ઉમરના છોકરાંને આપવામાં આવછે.

**સ્વાદિષ્ટ કરવા**—૧ ગ્રેન ડાઇયુરેટિનમાં ૧/૨ ડ્રામ એકવામેન્થા પિપરીટી મેળવવાથી સ્વાદીષ્ટ થાય છે.

**ઉપચાર.**

| | | |
|---|---|---|
| થીઓબ્રોમ. નેટ્રીઓ સેલિસિલિકમ. | | ૩૦ ગ્રેન. |
| એકવા મેન્થા પિપરીટી. | ... | ૨ ઔંસ. |

મિશ્ર કરી એક ચા'ની ચમચી દીવસમાં પાંચ વખત દર ત્રણ ત્રણ કલાક ૮ થી ૧૦ વરસની ઉમરના છોકરાંને હૃદયના જળોદરના દરદ ઉપર પાવાથી ઘણો સારો ફા-યદો થાય છે.

---

**THYMOL.** થાઇમોલ. ગુ૦ અજમાના ફુલ.

**વર્ણન**—મ્હોટા લાંબા ચળકતા કટકા હોય છે તેમ નાના કટકા પણ હોય છે. તેનો વાસ અજમાના ફુલના જેવોજ આવે છે અને સ્વાદમાં તીખો હોય છે; ઠંડા પાણીમાં મ્હેજ પીગળે છે પણ આલ્કોહોલ; ઈથર. અને ક્ષારા વાળા સોલ્યુશનમાં જલદીથી પીગળી જાય છે.

**ગુણ**—દુર્ગંધ નાશક. સડો અટકાવનાર, ઉષ્ણ. વાતહર, અને રોપણ છે.

**ઉપયોગ**—કુકડીઆ ખાંસી, ડીફથેરીઆ ( કંઠ રોહીણી ) થુલીઓ. વાસ મારતા કફ વાળી ખાંસીમાં. મોઢાંની અંદરના સળામાં વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે; અને પેટની અંદરના કૃમિને પણ બાહાર કાઢે છે.

**માત્રા**—અંતરોપચારમાં કૃમિઘ્ન અસર સારૂ ૧ ગ્રેન એક વખતની માત્રા પાંચ વરસની ઉમરના બચ્ચાંને આપવામાં આવે છે:

૨ ગ્રેન. એક વખતની માત્રા. ૧૦ વરસના છોકરાંને

| | | |
|---|---|---|
| ૨ ગ્રેન. | ,, | મ્હોટી ઉમરના છોકરાંને |

---

**બાહ્યોપચારમાં.**

½ પરસેંટ સોલ્યુશન નાસ લેવામાં વપરાય છે તેમજ કોગળા સારૂ પણ વપરાય છે.

**ઉપચાર.**

| | | |
|---|---|---|
| થાઇમોલ. | ... ... | ૨ ગ્રેન. |
| સોડી બાઇ કારબોનાસ | ... | ૧૦ ,, |
| સ્પીરીટ કલોરો ફોર્મ | ... | ૪ મીનીમ. |
| ઇનફ્યુઝમ જેનીશીયાના કો; | ... | ½ ઔંસ. |

દીવસમાં બે વખત, ફક્ત બે દીવસ વાપરવું, દશ વરસની ઉમરના છોકરાંને. એન્કીલોસ્ટામમ ડયુઓડિનેલ નામના પેટની અંદર થતાં કરમ જેને "હુકવર્મ" કહે છે તેના પર આપવાથી સારો ફાયદો થાય છે. આ દવા લાંબો વખત આપવાથી ગુરદાનું દરદ; થઇ તેમાંથી આલ્બ્યુમીન નીકળે છે.

---

## TOLUTANUS SURUPUS. ટોલ્યુટેનસ સિરપસ.

**વર્ણન**—આની અંદર ૧½ ઔંસ બાલસમ ઓફ ટોલુ, ૨ રતલ ખાંડ, અને એક પાઇન્ટ ડીસ્ટીલ્ડ વોટર (ઝરાનું પાણી.) હોય છે.

**ગુણ**—સુવાસીક કરવા સારૂ બીજી દવાઓની સાથે મેળવવામાં આવે છે.

**માત્રા**—૫ થી ૩૦ મીનીમ દીવસમાં ત્રણ વખત આપવામાં આવે છે.

---

## TRAGACANTHÆ MUCILAGO. ટ્રેગેકેન્થા મ્યુસિલેગો.

**વર્ણન**—આનું સોલ્યુશન બનાવી વાપરવામાં આવે છે. ૧ ડ્રામ, ટ્રેગેકેન્થ, ૧૦ ઔંસ પાણી, અને ૨ ડ્રામ રેક્ટી ફાઈડ સ્પીરીટ મેળવવાથી તૈયાર થાય છે.

**ગુણ**—સ્નિગ્ધ, અને બીજી દવાઓની સાથે અનુપાન તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—જોઇતા પ્રમાણમાં.

**વિરૂધ અસર કરનાર**—એસેટેટ ઓફ લેડ, સલ્ફેટ ઓફ કોપર, નાઇટ્રેટ ઓફ મરકયુરી.

---

## TRAGACANTHÆ PULVIS COMPOSITUS.

ટ્રેગેકેન્થી પલ્વિસ કંપોઝિટસ.

**વર્ણન**—આની અંદર ટ્રેગેકેંથ, બાવળનો ગુંદ, અને એમિલમ દરેક એક એક ભાગ અને સાકર ૩ ભાગ

**ગુણ**—ચિકાસ સારૂ વાપરવામાં આવે છે. અને વારંવાર ગળાના સોજાના દરદમાં ચોપડવામાં આવે છે; અને બીસ્મથ સબનાઇટ્રાસ જેવા ભારે પદાર્થને ગાળા નાંખે છે.

**માત્રા**—૧ ગ્રેન થી ૩ ગ્રેન. એક વખતની માત્રા એક વરસની ઉમરના બાળકને.

---

## TRINITRINI LIQUOR. ટ્રિનિ ટ્રિનિ લાઇકર.

**અં૦** સોલ્યુશન ઓફ નાઇટ્રોગ્લિસરાઇન.

**વર્ણન**—આ સોલ્યુશનમાં એક ભાગ નાઇટ્રો-ગ્લીસ્ રાઇન અને ૧૦૦ ભાગ રેકટીફાઇડ સ્પીરીટ હોય છે; અને તેનો કાંઈ ખાસ જાણવા જેવો વાસ હોતો નથી, પણ સ્વાદમાં તીખો, મીઠો અને સુવાસીક હોય છે.

**ગુણ**—રક્ત વાહીનીઓને વિસ્તૃ કરનાર, રક્તાશયને ગરમ અસર કરનાર અને ફેફસાને શાંતિ આપનાર છે.

**ઉપયોગ**—નાંના બચ્ચાંની આંકડી, જ્યારે રાતા તાવથી ગુરદાનું દરદ થયું હોય ત્યારે અને ફેફસાના દરદમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**માત્રા**—½ મીનીમ. એક વખતની માત્રા, ૧ થી ૨ વરસના બાળકને. મોટી ઉમરના બાળકને તેની વયના પ્રમાણમાં આપવું.

**સ્વાદ સુધારવા સારૂ**—૧ મીનીમ લાઇકર ટ્રિનિટ્રિનિમાં ૫ મીનીમ નારંગીનો સરબત મેળવવો.

**ઉપચાર.**

| | | | |
|---|---|---|---|
| લાઇકર ટ્રિનિ ટ્રિનિ | ... | ... | ૧ મીનીમ. |
| નારંગીનો સરબત | ... | ... | ૫ ,, |
| એકવા ક્રેરૂઆઇ. | ... | ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી જ્યારે તાણુ અથવા આંકડીનું દરદ હોય ત્યારે એક ચા'ની ચમચી દર ત્રણુ ચાર કલાકે પાવી.

---

**TRETHANUM.** યુરેથેનમ. આ૦ ઇથિલ કાર્બોનિટ.

**વર્ણન**—સ્વચ્છ ચળકતા કટકા હોય છે; અને પાણીમાં પીગળી જાય છે; વાસ રહિત અને સ્વાદમાં સુરાખાર જેવો હોય છે.

**ગુણુ**—અંતરોપચારમાં ઘેન લાવનાર, અને જ્ઞાનતંતુને શાંતિ આપનાર છે.

**ઉપયોગ**—નિંદ્રા ન આવતી હોય. અને નબળા બાંધાવાળા બાળકના જ્ઞાન તંતુનો ક્ષોભ થતો હોય ત્યારે વાપરવાની ભલામણુ કરવામાં આવે છે.

**માત્રા**—½ થી ¾ ગ્રેન. એક વખતની માત્રા, [illegible] મહીનાથી ૧ વરસની ઉમરના બાળકને આપવામાં આવે છે.

૧½ ગ્રેન. એક વખતની માત્રા, ૨ થી ૫ વરસની ઉમરનાને.

૩ ગ્રેન. એક વખતની માત્રા ૫ થી ૧૦ વરસની ઉમરનાને.

૫ ગ્રેન. મોહોટી ઉમરના છોકરાંને.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન યુરેથેનમાં ૧ ડ્રામ એકવા મેન્થા પીપરીટી મેળવવું.

## ઉપચાર.

| | |
|---|---|
| યુરેથેન ... ... ... ... | ૩ ગ્રેન. |
| ગ્લીસરાઈન. ... ... ... | ૩૦ મીનીમ. |
| એકવા મેન્થા પિપરીટી ... ... | ૧ ઔંસ. |

મિશ્ર કરી એક ચા'ની ચમચી દીવસમાં ત્રણ વખત જ્યારે બાળકને ઉંઘ આવતી ન હોય ત્યારે.

---

**VINI GALLICI SPIRITUS**. વાઇનિ ગેલિસિ સ્પિરિટસ. **અં૦ ફ્રેન્ચ બ્રાંડી, કોગનેક.**

**વર્ણન**—ફ્રેન્ચ વાઇનમાંથી તેનો અર્ક કાઢવામાં આવે છે. અને તેની અંદર ૫૫ ટકા આલકોહૉલ ઇનાનથીક ઇથર અને ઉડી જનારા તેલનો ભાગ સમાએલો હોય છે.

ગુણ—શક્તિ વર્ધક છે.

**ઉપયોગ**—તિક્ષણ દરદોને લીધે મૂર્છા અથવા બેભાન પણું હોય, રક્તાશય અતિશય નબળું પડી ગયું હોય ત્યારે અને ખાસ કરીને, ડીફ્થેરીઆ, રાતો તાવ, બ્રોંકો ન્યુમોનિઆ, અને બચ્ચાઓના કોલેરાના દરદમાં વાપરવાથી ઘણો સારો ફાયદો થાય છે; વધારે પ્રમાણમાં ફેર આવે છે, ઘેન ચઢે છે, અને ઉલટીઓ થાય છે.

**માત્રા**—૨ મીનીમ એક વખતની માત્રા. અને ૧૦ મીનીમ આખા દીવસની માત્રા ૧ મહીનાના બાળકને આપવામાં આવે છે.

૩ થી ૪ મીનીમ એક વખત, આખા દીવ-

સમાં ૩૦ મીનીમ, એથી ત્રણ મહીનાના
બાળકને આપવી.

૫ થી ૬ મીનીમ. એક વખત, આખા દીવ-
સમાં ૪૦ થી ૬૦ મીનીમ, ૭ મહીનાના
બાળકને આપવી.

૧૦ થી ૧૫ મીનીમ. એક વખત, ૬૦ થી
૯૦ મીનીમ આખા દીવસમાં થઇને એક
વરસના બાળકને આપવી. મોટી ઉમ-
રના બચ્ચાંને ઉમરના પ્રમાણમાં આપવી;
સ્વાદીષ્ટ કરવા સારૂ તેમાં ખાંડનું પાણી
અથવા તજનું પાણી મેળવવામાં આવેછે.
જ્યારે નબળી પડેલી નાડી બરોબર ચાલવા
લાગે એટલે વાઇનમ ગેલીસી નહી.આપવો.

---

**VINI CALLICI SPIRITUS MISTURA**. વાઇનિ
ગેલિસિ સ્પિરીટસ મિસ્ચ્યુરા.

વર્ણન—આની અંદર બે ઇંડાની દાળ અને ૪

ઔંસ સુદ્ધ કરેલી સાકર અથવા તજનું પાણી ૪ ઔંસ અને બ્રાંડી મેળવવામાં આવે છે.

**ગુણ**—ગરમ પોશક દ્રવ્ય છે.

**ઉપયોગ**—ઝીણા તાવમાં અને અતિશય અશક્તિ થઈ ગઇ હોય ત્યારે આપવાથી અતિ ફાયદો કરે છે.

**માત્રા**—૨૦ થી ૩૦ મીનીમ. ૧ વરસના બાળકને આપવામાં આવે છે. મોટી ઉમરનાને તેમની વયના પ્રમાણમાં આપવું.

## ઉપચાર.

મિસ્ચ્યુરા સ્પીરીટ વાઇનમ ગેલીસી ૧ ઔંસ.
એક્વા સિનામોમી. ( તજનું પાણી. ૨ ,,

મિશ્ર કરી એક ચા'ની ચમચી દર ત્રણે કલાકે એક વરસની ઉમરના બાળકને અશક્તિ ઉપર તથા બચ્ચાના કોલેરાના ( ઝાડાના ) રોગપર આપવાથી ફાયદો થાયછે.

---

**ZINCI CARBONAS.** જુઓ કેલેમિના પ્રીપેરટા.

---

**ZINCI CHLORIDUM.** ઝિંસિ ક્લોરિડમ. **અં૦** ક્લોરાઈડ ઓફ ઝીંક.

**વર્ણન**—સફેદ પાર દર્શક સળીઓ અથવા રેવડીઓ જેવા હોય છે; હવા લાગવાથી પાણી થઈ જાય છે, પાણી અથવા આલ્કોહોલની સાથે એકદમ પીગળી જાય છે.

**ગુણ**—દુર્ગંધ નાશક, કોહોવાણ અટકાવનાર, શોભક. ( કાસ્ટીક ) ચાહીક અને રોપણ છે.

**ઉપયોગ**—ઝીંસી ક્લોરાઈડ અને તેનું પ્રવાહી ચાંદા, સાકી, કેન્સર અને બીજા ચામડીના કોહોવાણના ગડગુમડ પર દુર્ગંધનાશક અને રોપણ અસર સારૂ લગાડવામાં વપરાય છે.

**માત્રા**—ચોપડવાને સોલ્યુશન બનાવવા સારૂ, ૧ ગ્રેન એક ઔંસ પાણીમાં નાંખવું.

---

**ZINCI LACTAS.** ઝિંસિ લેક્ટાસ. **અં૦** લેક્ટેટ ઓફ ઝિંક.

**વર્ણન**—સફેદ ચળકતી ઝીણી પોપડીઓ જેવો હોય છે, સ્વાદ ધાતુના જેવો; પાણીની અંદર રહેલાઇથી પીગળે છે પણ આલકોહલમાં પીગળતું નથી.

ગુણ—મજ્જા તંતુને પૌષ્ટિક—અસર કરનાર, અને વાઇના દરદને મટાડનાર છે.

**ઉપયોગ**—તાણ. વાઇ અને કોરીઆના દરદમાં વાપરવાથી સારો ફાયદો થાય છે; ઝીંકની બીજી બનાવટો કરતાં આ દવા પેટના જહરને કોઇ પણ તરેહનું અસેલ પોહોચાડતી નથી.

**માત્રા**—$\frac{1}{6}$ ગ્રેન. એક વખતની માત્રા. ૭ મહીનાથી ૧ વરસના બચ્ચાંને.

$\frac{1}{4}$ ગ્રેન. એક વખતની માત્રા, એક વરસના બચ્ચાને.

$\frac{1}{3}$ ગ્રેન. એક વખતની માત્રા, ૨ વરસના બચ્ચાંને.

$\frac{1}{2}$ ગ્રેન. એક વખતની માત્રા ૩ થી ૪ વરસના બચ્ચાંને.

૧ ગ્રેન. એક વખતની માત્રા મોટી ઉમરના છોકરાને; દીવસમાં ત્રણ ચાર વખત આપવામાં આવે છે.

## ઉપચાર.

| | |
|---|---|
| ઝીંક લેકટેટ. ... ... ... | ½ ગ્રેન. |
| ઇલીઓ સેક મેન્થાપીપરીટી. ... ... | ૩ ગ્રેન. |

મિશ્ર કરી ૧૨ પડીકા કરવા અને દરરોજ બે પડીકા પહેલા અઠવાડીઆમાં અને પછી ત્રણ પડીકા, એક વરસના બાળકને. તાણ તથા આંકડી ઉપર (Eclampsia.)

**ZINCI OXIDUM**. ઝિંસિ ઓક્સિડમ, અં૦ ઓક્સાઇડ ઓફ ઝીંક. ગુ૦ જસતની ભસ્મ.

**વર્ણન**—નરમ અને લગભગ સફેદ ભુકો હોય છે; વાસ અને સ્વાદ વિનાનો અને પાણીમાં પીગળતો નથી.

**ગુણ**—પૌષ્ટિક, આલ્ટીવ, દુર્ગંધ નાશક, પરસેવો અટકાવનાર, અને રોપણ છે.

**ઉપયોગ**—ખરજવા, લુખસ, વીસ્ફોટક, ચાંદા, ચારેટા અને બીજા એવા દરદોપર તેનો ભુકો અથવા મલમ બનાવી વાપરવામાં આવે છે; અંતરોપચારમાં ક્ષય રોગમાં ઝાડો તથા પરસેવો અટકાવવા સારૂ. અને નબ-ળાઇનાં દરદમાં પૌષ્ટીક તરીકે વાપરવામાં આવે છે; તેમજ નાનાં બચ્ચાંને વાઇ, ઝાડાનું દરદ અને કોરીઆના દરદમાં આપવાથી ફાયદો થાય છે.

**માત્રા—અંતરોપચારમાં**

૧/૧૨ ગ્રેન. એક વખતની માત્રા. ૭ મહીનાના બાળકને

૧/૬ ગ્રેન એક વખતની માત્રા ૧ વરસના બાળકને.

૧/૩ ગ્રેન. એક વખતની માત્રા. ૨ વરસના બાળકને.

૨/૩ ગ્રેન. એક વખતની માત્રા. ૩ વરસના બચ્ચાંને.

૧ ગ્રેન. એક વખતની માત્રા, મોટી ઉમરના છોકરાંને.

બાહ્યોપચારમાં. ૧૦ થી ૫૦ પરસેંટ મલમના રૂપમાં અથવા ભભરાવવા તરીકે વપરાય છે.

**વિરૂદ્ધ અસર કરનાર દવાઓ**—અમ્લ. (એસિડસ) ખટાશમય ક્ષારો, અને ક્ષારો.

## ઉપચાર.

**નં. ૧** ઝીંસી ઓક્સાઇડ. ... ... ૧/૨ ગ્રેન.
ફેરી કાર્બોનાસ સેકરેટા..... ... ૫ ,,

મિશ્ર કરી ૨૦ પડીકા કરવા અને એક એક પડીકુ દીવસમાં બે વખત ૨ થી ૪ વરસના બચ્ચાંને કોરીઆના દરદપર આપવું.

---

**નં. ૨** ઝીંસી ઓક્સાઇડ. ... ... ૧૧/૨ ગ્રેન.
પલ્વીસ ટ્રેગેકેંથ ... ... ૧ ,,
સ્પીરીટ ક્લોરો ફોર્મ... ... ૧ મીનીમ.
ગ્લીસરાઇન ... ... ... ૧૮ ,,
એકવા એનીથી ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી એક ચા'ની ચમચી દર ચાર કલાકે એકથી બે વરસના બચ્ચાંને. ઝાડાના દરદ ( ડાહીરીઆ) ઉપર. પ્રથમ એક બે દીવસ એરંડીયુ આપ્યા પછી દવા શરૂ કરવી.

— ———

લગાડવાની દવાઓ.

નં. ૩ ઝીંસી ઓકસાઈડ. ... ... ½ ઔંસ.
જીલેટીન. ... ... ... ½ ,,
ગ્લીસરાઈન ... ... ... ૨ ,,
પાણી. ... ... ... ૨ ,,

ગરમ કરી ઉંટનાં વાળના બ્રશ વતી ખરજવા ઉપર ચોપડવી.

———

નં. ૪ ઝીંસી ઓક્સાઇડ ... ... ૧ ભાગ.
પલ્વીસ એમિલી... ... ... ૩ ,,

ડસ્ટીંગ પાઉડર તૈયાર કરી ખરજવા ઉપર ભભરાવવો.

——◆——

નં. ૫ ઝીંસી ઓકસાઇડ ... ... ૧/૨ ઔંસ.
એમિલી ... ... ... ૧/૨ ,,
વેસલીન ... ... ... ૧ ,,

મિશ્રક રી લાડી જેવું બનાવી ખરજવા ઉપર ચોપડવું.

---

નં. ૬ ઝીંસી ઓકસાઇડ ... ૩૦ ગ્રેન.
જેલેમિન પ્રીપરેટા... ... ૩૦ ,,
ગ્લીસરાઈન ... ... ૨૪ મીનીમ.
લાઇકર કેલસીસ.... ... ૨૪ ,,
ડીસ્ટીલ્ડ વોટર. ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી લોશન તૈયાર કરવું અને દરદ વાળા ભાગ પર લગાડવું.

---

નં. ૭ ઝીંસી ઓકસાઇડ ... ... ૧ ઔંસ.
એમિલી ... ... ... ૧/૪ ,,
ગ્લીસરાઇન ... ... ... ૧/૨ ,,
ડીસ્ટીલ્ડ વોટર... ... ... ૪ ,,

મિશ્ર કરી ઉકાળી ½ ભાગ રહે એટલે ઉતારી ઠંડું કરવું, પછી ઉંટના વાળના બ્રશવતી ખરજવાઉપર ચોપડવું.

---

**ZINCI SULPHAS.** ઝીંસી સલ્ફાસ. અં૦ સલ્ફેટ ઓફ ઝીંક.

**વર્ણન**—નાના ચળકતા પારદર્શક કટકા હોય છે, પાણીમાં ઓગળી જાય છે. ( ૧૦–૭ ) સખ્ત ધાતુ જેવો સ્વાદ હોય છે.

**ગુણ**—બાહ્યોપચારમાં ગ્રાહીક અને અંતરોપચારમાં ઉલ્ટી લાવનાર, અને મગજને પૌષ્ટિક અસર કરનાર છે.

**ઉપયોગ**—અપસ્માર, કોરીઆ, હીસ્ટીરીઆ, નમબળાઇ અને ધાતુ ક્ષીણતા ઉપર ગ્રાહીક અને મગજ પૌષ્ટીક તરીકે વપરાય છે; તેમજ કુકડીઆ ખાંસીપર પણ વપરાય છે. બાહ્યોપચારમાં. આંખના દરદોમાં તેનું લોશન કરી ટીંપા પાડવામાં વપરાય છે.

**માત્રા**—½ ગ્રેન. એક વખતની માત્રા ૧ વરસના બાળકને

$\frac{1}{3}$ ” ” ૨થી૩ ” ”

$\frac{1}{2}$ ” ” ૪ ” ”

$\frac{2}{3}$ ” ” ૫થી૮ ” ”

૧ ” ” મોટી ઉમરના છોકરાંને.

વમન કારક તરીકે નીચેના પ્રમાણમાં આપવામાં આવે છે.

૧ ગ્રેન. એક વખત ૧ વરસની ઉમરના બચ્ચાંને.

૧½ ” ૨થી૩ ” ” ”

૪ ” ૪થી૬ ” ” ”

૮ ” ૭થી૧૦ ” ” ”

૧૫ ” મોટી ઉમરના છોકરાંને.

---

બાહ્યોપચારમાં. ૧–૨૪૦ આદીક લોશન તરીકે વાપરવામાં આવે છે.

**વિરૂધ્ધ દવાઓ**—ક્ષારો, અને તેના કાર્બોનેટસ. માટી, સલ્ફ્યુરેટસ, એસેટેટ ઓફ લેડ, નાઇટ્રેટ ઓફ સીલ્વર, અને આદીક ગુણ વાળી વનસ્પતિના ઉકાળા.

**સ્વાદ સુધારવા**—૧ ગ્રેન સલ્ફેટ ઓફ ઝીંકમાં ૧/૨ ડ્રામ સુંઠનો સરબત મેળવવો.

## ઉપચાર.

નં. ૧ ઝીંસી સલ્ફેટ ... ... ૧/૪ ગ્રેન.
લાઇકર એટ્રોપીન. ... ... ૧/૪ ગ્રેન.
સીરપ ઝીંઝી બેરીસ.... ... ૧૦ મીનીમ.
તજનું પાણી. ... ... ૧ ડ્રામ,

મિશ્ર કરી શરૂઆતમાં બે વખત અને થોડા દીવસ બાદ દીવસમાંત્રણ વખત એક વરસની ઉમરના બચ્ચાને કુકડીઆ ખાંસી ઉપર આપવાથી ફાયદો થાય છે.

**નોટઃ**—ઝીંસી સલ્ફેટની માત્રા ૧/૨ ગ્રેન સુધી વધારી શકાય છે, અને એક અઠવાડીઆ પછી ૧/૨ ગ્રેન સુધી આપી શકાય છે. એટ્રોપીનની માત્રા પણ ૧/૪ ગ્રેન દર ત્રીજે દીવસે વધારે નાંખી શકાય છે, પણ આ દવાઓની શું શું અસર થાય છે તે પર ઘણી બારીકીથી ધ્યાન આપવાની જરૂર છે.

નં. ૨ ઝીંસી સલ્ફેટ ... ... ૧૫ ગ્રેન.

સીરપ ઝીંઝીબેરીસ... ... ૫ ડ્રામ.

તજનું પાણી ... ... ૨ ઔંસ.

મિશ્ર કરી એકી વખતે પી જવું, ૧૦ થી ૧૫ વર સના છોકરાંને. કંઠની અંદરના પાતળા પડના સોજાના દરદમાં ઉલટી કરાવવા સારૂ.

for Emetic in membranous Laryngitis.

---

નં. ૪ ઝીંસી સલફેટ ... ... ૨ ગ્રેન.

Fuohsini ( ફ્યુશીની ) ...$\frac{૧}{૨૦૦૦}$ ,,

ઓઇલ લવેન્ડયુલા ... ... $\frac{૧}{૨૦}$ મીનીમ.

એકવા ડીસ્ટીલ્ડ ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી તેનું લોશન કરવામાં આવે છે. અને તેના ટીંપા આંખ દુખવા આવતી હોય ત્યારે પાડવામાં આવેછે.

---

**ZINCI SULPHOCARBOLAS.** ઝીંસી સલ્ફો કાર્બોલાસ. અં૦ સલ્ફોકાર્બોલેટ ઓફ ઝીંક.

**વર્ણન**—સપાટ પારદર્શક સ્વચ્છ કટકા હોય છે; એક ભાગ દવા બે ભાગ પાણી અથવા રેકટીફાઇડ સ્પી-રીટમાં પીગળી શકે છે.

**ગુણ**—બાહ્યોપચારમાં, દુર્ગંધ નાશક અને ગ્રાહીકછે.

**ઉપયોગ**—પ્રમેહ, સ્ત્રીને ધાત જવી, ઇંદ્રીના ફુલના સોજા ઉપર વાપરવામાં આવે છે.

**માત્રા**—બાહ્યોપચારમાં જ ફક્ત વાપરવામાં આવેછે. ૧/૧૦ થી ૧/૨ પરસેંટ સોલ્યુશન પેશાબ નળીમાં અથવા સ્ત્રીના ગુહ્ય ભાગમાં પીચકારી રૂપે અથવા દુર્ગંધ નાશક લો-શન તરીકે વપરાય છે.

## ઉપચાર.

ઝીંસી સલ્ફો કાર્બોલાસ. ... ... ૧/૨ ગ્રેન.
એકવાડીસ્ટીલ્ડ ... ... ... ૧ ઔંસ.

મિશ્ર કરી પેશાબ નળીમાં પીચકારી મારવા સારૂ વાપરવામાં આવે છે.



**ZINCI VALERIANAS.** ઝીંસી વેલેરિએનાસ. **અં૦** વેલીરીએનેટ ઓફ્ ઝીંક.

**ગુણ**—કૃમિઘ્ન, મગજના સ્નાયુઓ પર પૌષ્ટિક ગરમ અસર કરનાર અને વાયુ, ચુંક તથા ગોળાનું દરદ મટાડે છે.

**વર્ણન**—મોતીના જેવા સફેદ ચળકતા સપાટ કટકા હોય છે, અને વેલીરીએનિક એસીડના જેવો સ્હેજ વાસ આવે છે; સ્વાદમાં ધાતુના જેવી હોય છે, ઠંડા પાણીમાં અને આલકોહૉલમાં પીગળે છે.

ઉપયોગ—અપસ્માર, ( વાઇ ) કોરીઆ, હીસ્ટીરીઆ, કુકડીઆ ખાંસી, ધનુરવા, દાંતખાલી જેવા દરદો પર વાપરવામાં આવે છે.

**માત્રા**—૧/૧૨ ગ્રેન. એક વખતની માત્રા, ૭ મહીનાના બાળકથી ૧ વરસની ઉમર સુધીના બાળકને.

૧/૨ ગ્રેન. એક વખતની માત્રા એક વરસના બાળકને.

૧/૩ ગ્રેન. એક વખતની માત્રા બે વરસના બાળકને.

૨/૩ ગ્રેન. એક વખતની માત્રા ૩ થી ૪ વરસના બાળકને.

૧ ગ્રેન. એક વખતની માત્રા ૫ થી ૬ વરસનાને.

૨ ગ્રેન એક વખતની માંત્રા ૬ થી ૧૦ વરસનાને.

૩ ગ્રેન એક વખતની માત્રા મોહોટી ઉમરના છોકરાંને દીવસમાં બે ત્રણ વખત આપવી.

**સ્વાદ સુધારવા**--૧/૩ ગ્રેન દવામાં ૨ મીનીમ ઇલીઓ સેકરેટા મેન્થા પીપરીટી મેળવવું.

**ઉપચારો.**

ઝીંસી વેલીરીએનેટ. ... ... ૧/૩ ગ્રેન.

Elaeosacch menth, Piperit. ... } ૬ ગ્રેન.
ઇલીઓસેક મેન્થા પીપરીટી ... ... }

મિશ્ર કરી દીવસમાં બે વખત, ૨ થી ૩ વરસની ઉમરના બચ્ચાંને વાઈના દરદમાં આપવાથી ફાયદો થાયછે.

---

## પરિશિષ્ટ.

### કોગળા કરવા લાયક દવાઓની બનાવટ.

| | | | |
|---|---|---|---|
| બોરીક એસીડ | ... | ... | ૩ થી ૪ પરસેંટ. |
| સેલીસીલીક એસીડ | ... | ... | ૧ થી ૨: ૧,૦૦૦ |
| ટનિક એસિડ | ... | ... | ½ થી ૧ પરસેંટ. |

---

| | | | |
|---|---|---|---|
| ફટકડી ૧ પરસેંટ | ... | ... | ૧ પરસેંટ. |
| કેલસીસ લાઇકર | ... | ... | ૫૦ ,, |
| ક્રેમેરી ટીંક્ચર... | ... | ... | ૧ ,, |
| પોટાસી કલોરાસ. | ... | ... | ૧ થી ૩ ,, |
| પોટાસી પરમાંગનાસ | ... | ... | ૧થી ૨: ૧,૦૦૦ |
| સોડી બેનઝો આસ, | ... | ... | ૪થી ૧૦ પરસેંટ |
| સોડી ફ્રાઈ બોરાસ | ... | ... | ૨ ,, |

સોડીઆઇ કાર્બોનાસ. ... ... ૩થી ૫ ;,
આઇઓડીન ... ... ... ૧: ૨,૦૦૦.

---

## ત્વચામાં પિચકારી વાટે દાખલ કરવા લાયક દવાઓ અને તેનો ઉપયોગ.

ઇથર. ... ... ... ૫ થી ૨૦ મીનીમ.
એપો મારફાઇની ઇનજેકટો હાયપોડર્મિકા ૧થી ૬ મીનીમ.
એટ્રોપીન સલ્ફેટીસ લાઇકર.... ...$\frac{1}{6}$થી ૨ મીનીમ.
કમ્ફોરી ઓલ્યમ, ( ૧:૯ ),... ... ૫થી૧૦ મીનીમ.
વારંવાર.

કાર્બોલીક એસિડ ૩; પરસેંટ. પેરેંશી મેટસ ઇનજેકશન સાફ. કોનીની ( coninoe ) હાયડ્રોબ્રોમાસ. $\frac{1}{6}$ ગ્રેન: ૨$\frac{1}{2}$ ડ્રામ પાણી; ૫ થી ૧૫ મીનીમ વખતો વખત.
અર્ગેટાની ઇનજેકટો હાયપોડરમીકા $\frac{1}{2}$ થી $\frac{1}{2}$ મીનીમ.
ફીઝોસ્ટીગમેટીસ ,, ,, ૧ થી ૨ મીનીમ. વખતોવખત.
પાઇલો કારપીની નાઇટ્રાસ ૧ ગ્રેન. પાણી ૨$\frac{1}{2}$ ડ્રામ; ૨થી ૧૫ મીનીમ એક વખત માટે.

પોટાસી લાઈકર આર્સેનાઇટિસ, અને ડીસ્ટીલ્ડ વોટર દરેક બે મીનીમ; માત્રા ૧ થી ૪ મીનીમ.

સ્ટ્રીકનાઇની હાઇડ્રોક્લોરેટ્રીસ લાઇકર. ½ થી ૫ મીનીમ.

---

## નાસ લેવા અને દરદના ભાગપર ફુંકવા (ભુંગળીવતી) સારૂ દવાઓ અને તેની બનાવટો.

| | | |
|---|---|---|
| બોરીક એસીડ | ... ... | ૨ થી ૪ પરસેંટ. |
| કાર્બોલીક એસીડ,.... | ... | ૧ ,, |
| લેકટીક એસીડ, | ... ... | ૨ થી ૫ ,, |
| સેલીસીલીક એસીડ.. | ... | ૧ થી ૨ : ૧,૦૦૦ |
| ટેનીક એસીડ. | ... ... | ½ થી ૧½ પરસેંટ. |

---

| | | |
|---|---|---|
| એલ્બુમીન | ... ... | ½ થી ૨ પરસેંટ |
| આમોની કાર્બોનાસ | ... ... | ¼ ,, |
| આમોની ક્લોરીડમ. | ... ... | ½ ,, |
| ફેલસીસ લાઇકર. | ... | ૧૦ થી ૫૦ ,, |

બ્રોમમ એટ પોટાસી બ્રોમીડમ. દરેક ૧: પાણી ૫૦૦ ભાગ

હાઇડ્રારજીરી પર કલોરીડમ. ૧: પાણી ૫૦૦૦ ભાગ.
લિથિ કાર્બોનાસ. ... ... ½ થી ૧ પરસેંટ.
પોટાસી બ્રોમીડમ ... ... ૧ થી ૪ ,,
પોટાસી કાર્બોનાસ ... ૧ થી ૪ પાણી.૧,૦૦૦,
પોટાસી પરમાંગનાસ ... ૧ થી ૨ પાણી. ૧,૦૦૦.
પાઇરીડીનમ. ... ... ... ૧૦ પરસેંટ.
સોડી બેનઝોઆસ. ... ૫૦ થી ૭ ,,
સોડી બાય કાર્બોનાસ ... ... ૧ ,,
સોડી કાર્બોનાસ.... ... ... ½ ,,
ચાઇમોલ. ... ... ૩ થી ૫: પાણી ૧,૦૦૦

---

**નાક તથા કંઠ નળી મોંઢાના પાછળના ભાગથી અન્ન નળી સુધી જે નળી હોય છે તેના વરગ ઉપર લગાડવા લાયક પાઉડરો ( ભુકા. )**

બેંઝોઇકમ એસીડમ ચોખ્ખું; નાક સારૂં.
બોરીક એસીડ ચોખ્ખો. નાક તથા કંઠ નળી સારૂ.
ટેનીક એસીડ ચોખ્ખો. નાક તથા કંઠ નળી સારૂ.

---

ફ્રટકડી ચોખ્ખી. કંઇ નળી સારૂ.

અર્જન્ટી નાઇટ્રાસ. ૧ ભાગ, ટાલ્ક (અબરખ) ૧૦૦ ભાગ
નાક સારૂ.

એરીસ્ટોલમ ચોખ્ખો, નાક સારૂ.

બીસ્મથ સેલી સીલાસ. ૨ ભાગ, ટાલ્ક ૧ ભાગ,નાક સારૂ.

બીસ્મથ સબનાઇટ્રાસ, ૨ ભાગ, એસીડ બોરીક ૧ ભાગ
નાક સારૂ.

કોકેન હાઇડ્રોક્લોરાસ ૧ થી ૫ પરસેંટ ટાલ્ક સાથે;
નાક સારૂ.

ક્વીનાઇન હાઇડ્રો ક્લોરાસ. ૩ ભાગ, ગમ એકેશીઆ ૧
ભાગ નાક સારૂ.

ક્વીનાઇન સલ્ફાસ ૧ ભાગ, સલ્ફર પ્રીસીપીટેટ. ૧ ભાગ;
ફેરીંક્સ.

સોડી બેનઝોઆસ. ચોખ્ખો નાક સારૂં.

સોડી ક્લોરીડમ. ચોખ્ખું. ફેરીંક્સ સારૂં.

સોડી સેલી સીલાસ, ચોખ્ખું; નાક સારૂં.

ફેના સીટીન ચોખ્ખું; નાક સારૂં.

સેક્રમ ચોખ્ખું; ફેરીંક સારૂ.

સેલોલમ. ચોખ્ખું; નાક; સારૂં.

---

## સોલ્યુશનો.

બેનઝોઇક એસીડ. ૧ પરસેંટ, ગ્લીસરાઇન મિશ્રિત. થ્રુસીઆ પર.

,, ,, ૧૦ ,, ,, ,, ડીફથેરીઆ પર.

બોરીક એસીડ ૩ પરસેંટ.

લેક્ટીક એસીડ ૧૦ થી ૨૦ પરસેંટ. ડીફથેરીઆ ઉપર.

૧૫ થી ૮૦ પરસેંટ ટ્યૂબર ક્યુલોસીસ ઉપર.

ટેનીક એસીડ. ૧૦ થી ૨૦ પરસેંટ ગ્લીસરાઇન સાથે.

---

આરજેંટી નાઇટ્રાસ. ૧ થી ૩ પરસેંટ.

બ્રોમમ એટ પોટાસી બ્રોમીડમ. દરેક ૧ ભાગ, ગ્લીસરાઇન ૧૦૦ ભાગ.

કોકેન હાઇડ્રો ક્લોરાસ, ૨ થી ૪ પરસેંટ.

ગ્લીસરાઇન ચોખ્ખું.

હાઇડ્રાર જીરી પરકલોરીડમ. ૧ થી ૩: ગ્લીસરાઇન ૫૦૦ ભાગ. ડીફથેરીઆ અને સીફીલીસ ઉપર.

હાઇડ્રારજીરી પર કલોરીડમ ૧ : પાણી ૨,૦૦૦, ભાગ થ્રુસીઆ ઉપર.

હાઇડ્રારજીરી પર કલોરીડમ ૧ : પાણી ૪,૦૦૦. ભાગ. ( નેસલ ડીફથેરીઆ. )

આયોડો ફોર્મ. ૫ પરસેંટ, વેસલીન સાથે.
ફ્રેમેરાઇ ટીંકચર ડીલ્યુટ કર્યા વગરનું.
મેન્થોલમ, ૧૦ પરસેંટ. ( સ્પ્રે )
,, ૨૦ ,, તેલ સાથે, (નેસલ ડીફ્થેરીઆ.)
પેપેઇનમ ૪ થી ૫,,
ગેપ સીનમ.૪થી૫,,
પોટાસી પરમાંગનાસ. ૧ પરસેંટ.
રીસોર્સીનમ ૧ થી ૨ પરસેંટ. ( કુકડીઆ ખાંસી )
૧૦ પરસેંટ ડીફ્થેરીઆ ઉપર.
સેકરીનમ ०ʻ ૩ પરસેંટ આલકોહોલ સાથે.
સોડી બાઇબોરાસ, ૫ થી ૧૦ પરસેંટ.

---

**ગુદાની અંદર લગાડવા લાયક તથા ઉપયોગ કરવા લાયક દવાઓ અને તેની બનાવટો. એનીમેટા.**

ટેનીક એસીડ ½ થી ૨ પરસેંટ.

---

ફટકડી ૧ થી ૨ પરસેંટ.
એમિલમ. ½ ડ્રામ. એકવા ફરવીડી ૫ ઔંસ.

આરજંટી નાઈટ્રાસ ૧ : ૨,૦૦૦ થી ૧ : ૧૦૦૦ પાણી.
બેનઝોલમ ૧ પરસેંટ. એમલઝન.
ક્લોરલ હાઇડ્રાસ ૧૭½ ગ્રેનઃ ૨ ઔંસ મ્યુસીલેજ.
ગ્લીસરાઈન ½ થી ૧ ડ્રામ.
કૉડલીવરનું તેલ, ચોખ્ખું અથવા એમલશન.
પ્લંબી એસીટાસ. ½ પરસેંટ.
રીસોરસીનમ ૧ થી ૫: પાણી ૧,૦૦૦.
સોડી બેનઝોઆસ, ૧ પરસેંટ.
સોડી સેલીસીલાસ, ૨ પરસેંટ.

---

## સપોઝીટોરીઝ સોગઠીઓ.

બેલાડોના એક્સ્ટ્રાક્ટમ ¼ ½ ગ્રેન. ઓલ્યમ થીઓબ્રો-
મેટીસ ½ ડ્રામ.

સ્ટ્રીકનાઇન હાઇડ્રો ક્લોરેટીસ લાઇકર, ૪ થી ૭ મીનીમ્સઃ
અને ઓલ્યમ થીઓબ્રોમેટીસ ½ ડ્રામ.